## !! ગરીબી ઇશને પ્યારી છે !!



અમારી ગૃહસ્થ સંતોની ગરીબી ઇશને પ્યારી છે;
તમારા તુચ્છ અમીરોની અમીરી ત્યાં બિચારી છે.
અમારી શંખ ટુકડાની એ કંથા સાલ્થી સારી છે;
તમારા હારથી મોંઘી આ ગળે રુદ્રાક્ષ ધારી છે.
અમારી તૂટલી પ્યાલીએ અજબ મસ્તી પ્રસારી છે;
તમારા ધર્મહિન કરતા ચિનઇ પ્યાલા વિકારી છે.
"અમારા ધન્ય! ગરીબ ગૃહમાં સુખ સ્તાર નારી છે,"
"તમારા તામસી મ્હેલોમાં સ્થિતિ યારો નિસ્તની છે."
અમારાં ખાપડાંની ઝુંપડીમાં ઇશની સ્વારી છે;
તમારાં કીર્તનાલયમાં, કૃપાચાર્યો વિકારી છે.
અમારી છો લૂખી પૂજા, પ્રભુજીએ સ્વીકારી છે;
તમારા ભાવનાહિન ભોગ જૂઠા ઠાઠ ખાલી છે.
કૃપાળુ કૃષ્ણ કીર્તનમાં અમે આયુ ગુજારી છે;
રહી છે શેષ જો તો યોગ્યતા તેની વિચારી છે.
પ્રભુના નામપર કુરબાન આ કાયા અમારી છે;
અહં બ્રહ્માસ્મિ પદ પામી ખફા આખર થનારી છે.

લક્ષ્મીસદન.
તા. ૧૫-૪-૧૯૧૬

કુસુમચંદ્ર.

॥ શ્રી સદ્ગુરવે નમઃ ॥

લેખક, અને પ્રકાશક,-
રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦




# લક્ષ્મી-કાન્ત.

(પ્રથમ પદ્મ)

અપૂર્વ રહસ્યમય મૂળોત્પાદક નવલકથા.



બાઉવાની પોળ,
અમદાવાદ.

કિં. રૂ. ૧-૦-૦ પો. વી. પી. જુદું.

સં. ૧૯૭૨
સન ૧૯૧૬

ધી "ન્યાયદર્શક" પ્રી. પ્રેસમાં શા. મણીલાલ મગનલાલે છાપી.
મકાન નં. ૫૫૮ ઓલીફન્ટ રોડ—અમદાવાદ.



ॐ

## ॥ स्मर्णाञ्जलि ॥

" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी "

**શાર્દુલ.**

" દેવી દેવ અનેક તીર્થ ગુરૂનો ગરવો ગણ્યો વાસ જ્યાં ! "
" જેનો દિવ્ય કૃપા ભર્યો કર ફરે તે માતની વાત ક્યાં ? "
" કહો ! અન્તે **સ્મર્ણાંજલી** વીણ સખે ! ગુણગાન તે ગાઉશાં ! "
" જેને **સ્વર્ગ** થકી ગણી ત્રિભૂવને ગરવી સ્મૃતિ—શાસ્ત્રમાં ? "

ર. છ. ભટ્ટ.



## લક્ષ્મી-કાન્ત.











સ્વ. ગંગાસ્વરૂપ **નર્મદાબાઈ** તે સ્વ. પંડ્યા **જીવણલાલ અમથારામનાં ધર્મપત્ની.** અવસાન માર્ગશીર્ષ શુક્લ ૧૧ સં. ૧૯૭૪

લેખક

Lith Bombay Art Printing Works, Fort.

# !! સમર્પણ !!

**દયાની દેવી! પ્રીતિની મૂર્તિ!**

**પરલોકવાસી પાલકમાતા ગંગાસ્વરૂપ નર્મદાબા!**

જનનીના દૈવીસુખથી બેનસીબ બાલકોનું પાલક-જનની સ્વરૂપે જીવન-પ્રાણ સમાન સરક્ષણ કરી જે જીવનદાન આપ્યુછે: સાંસારિક અનેક આફતો સહન કરી, તે તરફ દુર્લક્ષ રાખી, અણુસમજણને લીધે અસંખ્ય વખત લાતો મારી તે વિસારી જે અભયતા અનુભવાવીછે;...સ્વપ્ને પણ ન કાવી શકે તેવી અપૂર્વ શકિત-મતિ વાપરી પશુજીવનથી મુકત કરી મનુષ્યજીવનની જે મહાપ્રસાદી ચખાડીછે; ઉદ્ધત—તામસી વૃત્તિ તજી દઈ. શાન્ત—સાત્વિક, નમૃતાસહ ઉચ્ચ ભાવનાઓ હૃદયમાં રાખવાની જે સદ્શિક્ષા સમયે સમયે સુણાવી છે; એ સર્વ તમારા અનુપમેય વિજયી ઉપકારોના પવિત્ર સ્મણાર્થે આ "**લક્ષ્મિ-કાન્ત**" નામક સાંસારિક નવલકથા—વિવિધ આમોદિત્ પુષ્પોથી ગૃથિત "કુસુમ-માલા" અનન્ય ભકિત યુકત ચિત્તે તમારાજ ચર્ણમાં **સમર્પણ** કરી તમારા ચર્ણરજ વિયોગી સંતાન તમારા મહાઋણથી કંઈક મુકત થાય છે.

**ચર્ણરજ,**

**હૃદય મંદિર.** } **રણછોડલાલ હરિલાલ ભટ્ટ.**
**અને**
**શંકરલાલ હરિલાલ ભટ્ટ.**

॥ श्री गुरु समर्थ ॥



# ભૂમિકા.

जन्माद्यस्य यतोन्वयादितरत श्चार्थेष्वभिज्ञ स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथाविनिमयो यत्र त्रिसर्गो मृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

સાંપ્રત સમયમાં પ્રકટ થતી અનેક નવલકથાઓમાં લક્ષ્મી-કાન્તને ઉચિત્ સ્થાન મળે! સાહિત્ય વિલાસી વિદ્વજ્જનોના સાહિત્ય વિલાસમાંનું આ પણ એક સાધન બને! ફક્ત એ શિવાય અમે કોઈ પણ પ્રકારની લાલસા રાખી નથી; એ સાહિત્યપ્રેમી વાંચકને શરૂ-વાતમાંજ જણાવી આગળ વધવાનું ઇષ્ટ ધાર્યું છે.

આબાલ વૃદ્ધ પર્યંત નરનારીને રૂચિકર થઇ પડે તેવાં સારાં સ્વતંત્ર સાંસારિક પુસ્તકોની ગુર્જર ભાષામાં ખોટ છે, એટલું તો આ સ્થળે સ્પષ્ટ કહેવાની અગત્ય છે. જ્યારે બંગાળી-હિન્દી-મરાઠી આદી ભાષામાં સેંકડો સ્વતંત્ર પુસ્તકો પ્રકટ કરી સર્વ સાહિત્યાચાર્યો સ્વસાહિત્યોત્કર્ષમાં યથાશક્તિ યત્ન આદરે છે, ત્યારે ગુર્જરગિરાના શુભ અભ્યુદયની આકાંક્ષા રાખનારા ઘણાખરા ગુર્જર સાક્ષરો ઉપ-રોક્ત વર્ણવેલ અન્ય સાહિત્યમાંથી માત્ર અનુવાદ કરીનેજ પોતે પોતાની ફરજથી મુક્ત થયા એમ માને છે. માત્ર કહેવાનું તાત્પર્ય એજ છે

કે: સ્વતંત્ર કરતાં પ્રતિવર્ષે અનુવાદિત પુસ્તકો લગભગ પંચોતેર ટકા વધારે પ્રકટ થાય છે જો કે તેથી ગેરલાભ છે એમ તો કોઇ કહી શકે તેમ નથી, પરન્તુ નૈસર્ગિક શક્તિના પરિણામે સારાં સ્વતંત્ર લખાયેલ પુસ્તકોની વાત તો જૂદીજ ને ? ભાડુતી મહેલ કરતાં સ્વઉ-પાર્જીત પર્ણકુટી વધારે સારી છે, એ કોણ નહિ સ્વીકારે ? અસ્તુ ! લક્ષ્મી-કાન્ત એ સ્વતંત્ર અને સાથે સર્વને કેવી રીતે રૂચિકર થઇ પડે તે પરત્વે ખૂબજ વિચાર કરીને લખાયેલ નવલકથા છે. નવા અને જુના જમાનાને અનુકૂળ સાહિત્ય પ્રાપ્ત થાય તે બાબત ખાસ લક્ષ્ય અપાયું છે; છતાં એટલુંજ કહેવું બસ થશે કે:—" મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા ! "

સ્વતંત્ર પુસ્તક લખી પ્રકટ કરી સાહિત્ય સેવા કરવાનો શુભ અ-વસર આ પ્રથમજ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક કાર્યારંભમાં કેવી રીતે કેવી વિટંબણાઓ આવીને ઉપસ્થિત થાયછે, તે માત્ર અનુભવી શિવાય કોઇજ નહિ કહી શકે ! કારણ-"વંધ્યા પ્રસૂતિની શું પીડા પિછાને?"

ગુજરાતી ભાષાના ઉદ્ધારને માટે સ્વ. **કવિવર પ્રેમાનંદે** પ્રતિજ્ઞા કરી-ના કરી તોય શું ? વસ્તુ સ્થિતિ તરફ દ્રષ્ટિ કરતા—"**થાએ શ્રેષ્ટ સહુ સખીજન થકી એ આશા પૂરે હરિ !**" કવિશ્રી પ્રેમાનંદની એ આશા હરિ ક્યરે પૂરી કરશે, એ કંઇ કહી શકાય તેમ નથી એમ કહ્યા શિવાય તો નહિ ચાલે ! કારણ માતૃભાષાના ઉદ્ધારની અભિલાષા રાખનારા વિદ્વાનો કરતાં, ઉછરતા-શરૂ થતા લેખકોને ઉત્તેજન આપી સારા લેખકો પેદા કરવાની શુભ વૃત્તિવાળા સાક્ષરો કરતાં, દોષનોજ માત્ર કોપ ઉપાડી જનમંડળ સમક્ષ રજુ કરનારા સંકુચિત હૃદયના વિદ્વાનોની સંખ્યા કંઇ થોડી નથી. શું આથીજ ગુર્જર સાહિત્યનો અભ્યુદય થશે કે ?

ગુર્જરગિરાના ઉત્કર્ષને અર્થે અથાક પરિશ્રમ સહનાર સાહિત્ય પરિષદના અધિષ્ઠાતાઓ દ્વારા "ગુર્જર સાહિત્યોત્તેજક મંડળ" નામક સંસ્થા અમુક અમુક સ્થળોએ સ્થપાવાની અગત્યતા છે. તે દ્વારા નુકશાન કરતાં લાભ અધિક છે એ કોણ નહિ સ્વીકારે? નુકશાન માત્ર એટલુંજ કે વિદ્વાનોના કીમતી સમયનો કંઇક ભોગ અપાય! લાભનો ઉઘાડોજ છે કે: શરૂ થતા–ઉછરતા લેખકોને ઉત્તેજન મળે! સ્વતંત્ર લેખકો પેદા થાય! માતૃભાષાનું મંગળ થાય!

લક્ષ્મી–કાન્ત નવલકથા નૈસર્ગિક શક્તિ દ્વારા લખાણી! દૈવયોગે પ્રેસમાં પણ અપાણી! પણ તેનાં પ્રુફ કોણ સુધારે? આ એક મ્હોટી પંચાત પડી! કેટલાક પરોપકારી સાક્ષરોને સમયની મારામારી ત્યારે કોઇ વળી સ્નેહભાવે ફૉર્મ સુધારવાની મજૂરીનો એક રૂપિઓ કલદાર ચાર્જ કરે! જેમ તેમ કરી પુસ્તક લખી પ્રકટ કરવા જતાં અરાઢ ફૉર્મની નવલકથાના અરાઢ રૂપિઆ તો પ્રુફ સુધરામણની મજૂરીના થાય! પ્રુફ સારી રીતે સુધારાયાં ના હોય તો પછી ગુજ્જર ભાષાનો ઉત્કર્ષ કરવા મથી રહેલાં પેપર જોયાં છે? આંખ કાઢીને ભૂલ બતાવી આઘા રહેવા કરતાં, હાથ ફેરવીને સ્નેહભાવે ભૂલ સુધરાવવામાંજ ખરૂં સાધુત્વ સમાયું છે! રહ્રસ્વ–દીર્ઘની બાબત સમયમાં થતી ગરબડને લીધેજ અન્યાશ્રયની ઇચ્છા હતી! પણ સ્વાત્માવલંબન શિવાય મુક્તિ ક્યાં છે?

યથાશક્તિ–મતિ લક્ષ્ય આપ્યા છતાં કેટલેક સ્થળે દોષ દ્રષ્ટિગોચર થશે, તો સુજ્ઞ વાંચક સુધારી–સમજીને વાંચવા તસ્દી લેવી. વિનાશ્રમે મહાસાગરની સપાટીપર તરતાં–પ્રત્યક્ષ થતાં તણખલાં પ્રાપ્ત કરવા નિરર્થક એવો તુચ્છ યત્ન આદરવા કરતાં, રત્નાકરના વિશાળ

ગર્ભમાં છુપાયેલાં મહામૂલ્ય રત્ન પ્રાપ્તિ અર્થે યથોચિત્ પરિશ્રમ સહવો એજ ઇષ્ટ છે. એતો ઉખાડુંજ છે કે: "માથું મૂકે તે માલ ખાય !"

લક્ષ્મી–કાન્ત નવલકથા એ માત્ર વસ્તુસ્થિતિનુંજ દિગ્દર્શન છે. શૃંગાર અને કરૂણા, એ ઉભય રસપ્રવાહનુ વહન સ્થળે સ્થળે પ્રત્યક્ષ થશે. છટાદાર લખાણ સાથે સુરસિક પદ્ય મિશ્રિત ઉચ્ચ સાહિત્યથી અલંકૃત આબાદ આલેખાએલી ઉક્ત નવલકથા અવસ્ય વાંચક મનરંજન કર્તા થઇ પડશે ! પદ્યનો કેટલોક ભાગ ગુજરાતના જાણીતા અને માનીતા નાટ્યકાર મર્હૂમ સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી, રા. દિવાના તથા અન્ય સાક્ષરોનાં છુટાં છવાયા લખાણો-પરથી લેવામાં આવ્યો છે, કેટલાંક સ્વરચિત્ છે. ચાણાકયનીતિ, મનુસ્મૃતિ આદીના સુલલિત શ્લોકથી લક્ષ્મી–કાન્ત નવલકથાને વિભૂષિત કરવામાં આવી છે. પ્રેમ મહિમા, સ્ત્રી કર્તવ્ય, મિત્રધર્મ, સ્ત્રી-ચરિત્ર, માતૃ ભકિત સાથે કેટલાક સામાન્ય વિષય રૂપી સુવાસિત પુષ્પથી ગૃથિત લક્ષ્મી–કાન્ત રૂપી કુસુમ માલિકા વાંચકના હૃદય-મનપર જુદીજ અસર કરશે, ઑરજ ખુશબો અર્પશે, હાથમાં લીધા પછી પૂરી કર્યા શિવાય પડતી નહિજ મૂકાય એ આ સ્થળે અમે હિં-મ્મતથી કહી શકીએ છીએ. ઉત્કૃષ્ટ સાથે સામયિક વાંચનના શોખિન સંતોના હાથનું આ એક પ્રીતિકર રમકડું થશે.

લક્ષ્મી–કાન્ત પ્રકટ કરવામાં મ્હારા પરમ શુભચિન્તક:—લોકપ્રિય "ભારત જીવન અને સસ્તી વાર્તામાળા" ના મેનેજર શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાએ જે અભય હસ્તનાં દર્શન કરાવ્યાં છે તે બદલ તેમનો તથા સન્મિત્ર વર્ગ સાથે અગાઉથી ગ્રાહક થઇ જે જે સદ્ગૃહસ્થોએ યથોચિત્ સહાય આપી છે, તે સર્વ સજ્જનોનો આ પ્રસંગે અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું.

કાગળ–બાઇન્ડીંગ વગેરેની સખ્ત મોંઘવારી છતાં લક્ષ્મી–કાન્તના સ્થૂળ દેહ તરફ પણ યથાશક્તિ લક્ષ્ય અપાયું છે, તે તથા પંદર ફૉર્મ ( પૃષ્ઠ ૨૪૦ ) ને બદલે પૂરાં સત્તર ફૉર્મ ( પૃષ્ઠ ૨૭૨ ) થયા છતાં શરૂઆતથી થએલા ગ્રાહકોને અમે મૂળ કિંમત એટલે ૦–૧૨–૦ બાર આના વી. પી. પોસ્ટેજ જુદું, એ મુજબ આપવા બંધાયેલા તે મુજબ આપી શક્યા છીએ તે વાંચક વર્ગની ધ્યાન બ્હાર નહિજ હોય. હજી પણ લક્ષ્મી–કાન્તના શરૂઆતથી થયેલા ગ્રાહક વર્ગદ્વારા તથા સસ્તી વાર્તામાળાદ્વારા નવા થનાર ગ્રાહકોને અમો જેઠ માસની આખર સુધીમાં મૂળ કિંમતે આપી શકીશું. ત્યાર બાદ ગ્રાહક થનાર પાસેથી ૧–૦–૦ વી. પી. પોસ્ટેજ જુદું.

અંતિમ્ લક્ષ્મી–કાન્ત પ્રથમ પક્ષ વાંચકવર્ગના સત્કારને પાત્ર થશે તો **દ્વિતીય પક્ષ** પણ શુભયોગ પ્રાપ્ત થતાં સર્વની સેવામાં સત્વર સાદર થશે. દયા. ક્ષમા.

ચૈત્ર શુક્લ નવમી,
( રામજયન્તિ ) ૧૯૭૨
રાયપુર બાઉવાની પોળ
**અમદાવાદ.**

**રણછોડલાલ હરિલાલ ભટ્ટ.**



# અનુક્રમણિકા.


| પરિચ્છેદ | | વિષય | પ્રષ્ટ |
|---|---|---|---|
| પ્રથમ પરિચ્છેદ— | | શ્વસુરગૃહ જતી નવોઢા. | ૧ |
| દ્વિતીય | ,, | રડી પડી. | ૨૧ |
| તૃતીય | ,, | ધન્ય ! રતિસુન્દરી ! | ૩૦ |
| ચતૂર્થ | ,, | કુતરાની પૂંછડી વાંકી તે વાંકી. | ૪૭ |
| પંચમ | ,, | પતિ–પત્ની. | ૫૮ |
| ષષ્ઠ | ,, | નમુનેદાર નણંદી. | ૬૫ |
| સપ્તમ | ,, | વાર્તા વિનોદ. | ૭૮ |
| અષ્ટમ | ,, | ભણેલ ભાગિની | ૯૨ |
| નવમ | ,, | સરવિસ પર યાને સુખ–દુઃખની સમાન પ્રાપ્તિ. | ૧૦૫ |
| દશમ | ,, | કમાતી છોકરી કેમ વ્હાલી ના લાગે ? | ૧૧૯ |
| એકાદશ | ,, | ગળતેશ્વરની યાત્રા અને લક્ષ્મી-કાન્તની વિદાય. | ૧૪૧ |
| દ્વાદશ | ,, | પાપકુમ્ભની પૂર્ણાહુતિ. | ૧૭૭ |
| ત્રયોદશ | ,, | મંગળા–લક્ષ્મી. | ૧૯૦ |
| ચતુર્દશ | ,, | પણ પવિત્રીને આ શું થયું ? | ૨૦૨ |
| પંચદશ | ,, | બુઠ્ઠાચોર પંચ. | ૨૧૫ |
| ષોડશ | ,, | સાહેલી નવ શરમાઇએ ! | ૨૨૪ |
| સપ્તદશ | ,, | વિરહિણી. | ૨૩૭ |
| અષ્ટાદશ | ,, | શુભ મુહૂર્ત સાવધાન ! | ૨૪૭ |
| ઉન્નવિંશ | ,, | શિખામણની વાતં કે વરની વસુઝાત ? | ૨૫૫ |
| વિંશત | ,, | વિયોગની તો વાતજ ના કરશો ! | ૨૬૭ |

# લક્ષ્મી-કાન્ત મળવાનાં સ્થળ.

૧ મુંબાઈ.—મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ.
કાલબાદેવી રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ.
૨ ,, ઠા. વસનજી પરમાણંદ ચાહેવાળા બુકસેલર કાલબાદેવીરોડ.
૩ ,, એલ. એમ. ઠક્કર બુકસેલર પ્રિન્સેસ સ્ટ્રીટ.
૪ ,, નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ લોવર પરેલ.
૫ ,, રા. રા. વલ્લભદાસ વસનજી બુકસેલર. પો. નં. ૨.
૬ સુરત.—શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મર્ચંટ—બરાનપુરી ભાગોળ
૭ બારડોલી-ઔદિચ્ય યુવક મંડળના સેક્રેટરી.
૮ ભરૂચ—રા.રા. ગણપતરામ દુર્ગારામ દેસાઈ. વિમા કંપનીના એજન્ટ
૯ વડોદરા—મોહનલાલ મનસુખરામ બુકસેલર.
૧૦ નડીઆદ-રા. રા. મગનલાલ દામોદર પંડયા લખાવાડને નાકે
૧૧ ભાવનગર-રા. અબદુલહુસેન આદમજી બુકસેલર.
૧૨ કરાંચી-રા. રા. છગનલાલ ત્રિભુવન દવે. ઠે. રણછોડ લાઇન્સ.
૧૩ ઠઠ્ઠા—રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.
૧૪ અમદાવાદ—કર્તા પાસેથી
૧૫ ,, સસ્તી વાર્તામાળા ઑફીસ દાણાપીઠ—નવા પાસ.
૧૬ ,, રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર ત્રણ દરવાજા.
૧૭ ,, ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ-ફુવારા સામે.
૧૮ ,, રા. રા. પુંજાલાલ લલ્લુભાઈ ભદ્ર સાહેબ—માણેકચોક.
૧૯ ,, મેસર્સ જે. એન. વકીલ અને કું. રીચીરોડ નં. ૪૭૩.
૨૦ ,, રા રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા રીચીરોડ.
૨૧ ,, કે. વી. પટેલ બુકસેલર મોટી હમામ.
૨૨ ,, રા. રા. રામનારાયણ કેશવલાલ દેશાઈ રંગના વેપારી.
૨૩ ,, રા. રા. અંબાલાલ શંકરલાલ દવે. ખાડીયા-શ્રીરામજીની શેરી.

॥ सद्गुरवे नमः ॥



# લક્ષ્મી-કાન્ત.

## પ્રથમ પરિચ્છેદ.

### શ્વસુરગૃહ જતી નવોઢા.

कवयः किं न पस्यंति किं न कुर्वंति योषितः ॥
मद्यपा किं न जल्पंति किं न भक्षंति वायसाः ॥ ६ ॥

શૂં કવિ જોઇ શકે નહિ? ભક્ષે શૂં નહિ કાગ?
શૂં કરી શકે ન કામિની? વદે ન શૂં સુખ છાક?

ભાગ્યપર ભરોંસો રાખી, ભવસાગરમાં કૂદિ પડ્યા પછી, હાથ પગ હલાવ્યા શિવાય, કોણુ કેવી રીતે પાર પહોંચી શક્યું છે? દશાનનનું હનનૂ કર્યાં પહેલાં, રઘુકૂળ–તિલક રામચંદ્રજીથી સતીકૂળ શિરોમણી સીતા માતાને મળી શકાયું છે? દુર્યોધનનો ધ્વંસ કર્યાં પહેલાં, અતુલ બળ વિક્રમશાળી પાંડવોથી સુખે કંઇ

જંપીને નીવૃત્તિથી બેસાયું છે? સમુદ્ર-મંથન કર્યા પહેલાં તે શું કોઇથી અમૃત પાન કરાયું છે? પુત્ર આવ્યા પહેલાં તે કોઇ દિવસ કોઇથી પારણું બંધાવાયું છે?

થયું નથી, થતું નથી, યદી કર્તવ્ય કરવાથી થાય! એમ હીંમતથી કહી શકાય છે. મહાત્મા મહાવીર નેપોલ્યન બોનાપાર્ટનો મહાન જીવનમંત્ર! "There is nothing impossible in this world." એ માત્ર સ્ત્રીઓના હૃદયમાંજ પ્રચંડજ્યોતિની માફક ઝળકતો અમે ભિતર પદાર્થ નિદર્શક યંત્ર શિવાય પણ સહેલાઇથી જોઇ શકીએ છીએ.

અનેક વખત પુરૂષો પોતાના ધારેલા કાર્યમાં ફત્તેહ મેળવ્યા શિવાય પાછા હઠયા એ અમે સાંભળ્યું છે. એવા ઘણા પુરૂષોએ કર્તવ્ય-ક્ષેત્રમાંથી કંઇ પણ કર્યા શિવાય પાછા ફર્યાનું અવલોકયું છે; પરંતુ સ્ત્રીઓએ પોતાના જીવનના લક્ષ્યબિન્દુને યથેષ્ટ ફત્તેહ મળ્યા શિવાય પ્રાણ જતાં પણ વિસાર્યું હોય, તજ્યું હોય, એ અમારા સાંભળવામાં હજુ સુધી આવ્યું નથી.

સ્ત્રીઓ શું કરી શકે છે? તેનાં ઉદાહરણો ચાલુ સમયમાં આપવાની અમને કંઇ અગત્યતા જણાતી નથી. કારણ? "કર કંકણ, ત્યાં પછી કહો, કે આરશીની શી જરૂર?" અમે નિઃસંદેહ હીંમતથી કહી શકીએ છીએ કે, સ્ત્રીઓ ધારે તે કરી શકે છે. દાખલા તરીકે, જ્ઞાતિમાં પડેલાં તડોનું બાહોશ સ્ત્રીઓ મિલન કરી શકી છે. રોવા

કુટવાના, અગર એવા અનેક ચાલુ સમયમાં અનુચિત જણાતા અનિષ્ટ વ્યવહારિક રિવાજોને રોકવાની—નાબુદ કરવાના શક્તિ કયા વીર પુરૂષમાં છે? પરંતુ જો સ્ત્રીઓજ એમ નિશ્ચય કરે કે આમ થવુંજ જોઇએ અને એમ કરવું છે, તો તેઓ તેજ પળે જેને માટે તમે ઘણા લાંબા સમયથી ભગીરથ પ્રયત્ન કર્યે જાઓ છો, અને આખરે નિરાશ થયા છો તે તે કરી શકે છે એ વાત સ્વીકાર્યા શિવાય છૂટકોજ નથી.

વીરાંગનાઓની વીરતા રમણીઓની રમણીયતા ચતુરાઓની ચતુરાઈ એતો જગવિખ્યાત્ છે! ધન્ય! પ્રકૃતિ દેવી!

સંસારમાં શું અસંભવિત છે? પરમાત્માની કૃપા અને ભાગ્યયોગ સાથે કર્તવ્ય કર્મની પ્રબળતાથી પ્રત્યેક વસ્તુ દ્રષ્ટિ સમક્ષ આવીને ખડી થાય છે.

પ્રિય વાંચક!! ઉક્ત નવલકથામાંની મુખ્ય નાયિકાઓમાંની એક, પવિત્રીનુજ શરૂવાતમાં તો તને દ્રષ્ય બતાવવાની ઇચ્છા છે ત્યારે જુવો! સહજ દૂર દષ્ટિ ફેંકો અને કાન માંડીને શાન્તિથી સાંભળો કે, કોણ કોને શું કહી રહ્યું છે?

પવિત્રી— તોટક.

જગમાં સખી! જન્મ લીધો ન લીધો,
નવ પ્રેમામૃત રસ બ્હેન પીધો;

પતિથી અળગી મળમાં થઇ છું,
પતિહીન સમી પિયરે વસી છું;
ફીલ ધાર કયા જગનાથ જશે,
કર સહાય વીભુ કર સઇ ગૃહી;

વસંતતિલકા.

આ જન્મ વ્યર્થ સખી ! નિશ્ચય જાણે મ્હારો,
સુલક્ષણા—
શાણી ! કહે વીભુજીને ભવસિન્ધુ તારો;
પવિત્રી--
ચોરાશી લાખ ભવના ફેરા ફરીને,
આવ્યાં કદી મનુષ્ય જન્મ જગે ધરીને;
શાણી ! તથાપી જરીએ નવ સુખ માણ્યું,
સુલક્ષણા—
" ધિઃક્કાર જ્ઞાન પતિનું સતીએ ન જાણ્યું; "
" જો દુઃખ કાંઇ પતિનું સતીએ ન લીધું, "
" નિર્ભાગ્ય જાણ ચર્ણામૃત જો ન પીધું; "
" તેવી રીતે પતિ સદા સુખ દે સતીને, "
" છે ધન્ય ! એજ ધરણી મહી દંપતિને; "
પવિત્રી--
" શું પ્રેમ એ જગતમાં રતિએ ન જાણું, "
" હા ! વિઘ્ન તુલ્ય શુભ લગ્ન કર્યું પ્રમાણું

અજ્ઞાનમાં વચન કંઇ પતિનાં ઉથાપ્યાં,
સ્નેહે શ્વસુરગૃહ છોડી અને સિધાવ્યાં;
આજે થયાં વરસ ત્રઇણ વિયોગ સાલે,
તન તાપ સ્નેહિ વિણ કોણ, સખી ! હોલાવે ?

સુલક્ષણા— શિખરણી.

અહા ! ત્હારાં વેણો મમ હૃદય મનને પ્રજાળે,
સખી ! ત્હારી કાન્તિ દીનજન સમી આજ ભાસે;
ધરી શાન્તિ શાણી શ્રવણ કર તું શુભ વચનો,
જજે કાલે સ્હાંજે પિયુષ ગૃહ તજ શોક મનનો;
( પતિના ચર્ણમાં પડીને યાચવું કે—)
ક્ષમા યાચું સ્વામી શરણ લઇ દોષો વિદારો,
અમિદ્રષ્ટે જોઇ દુઃખ ઉદધિથી નાથ તારો;

હે ! સખી—
" સદા સ્વામી સેવી પરમ પતિમાં મગ્ન થઇને,"
" કરો ભક્તિ દૈવી વિપદ જગની બ્હેન ! સહીને;"
( સદૈવ પ્રભુ પ્રત્યે યાચવું કે—)
" પ્રભુ પ્રિતે આપો પતિ સુખ સદા વત્સ ગણીને,"
" સદા સ્નેહે સ્થાપો અમલ પતિનો શત્રુ હણીને;"

પવિત્રી— હરિગીત્

" શું રૂપ અને ગુણનો કરૂં વિસ્તાર તુજ આગળ સખી ! "
" તેવી રીતે વળી જ્ઞાનથી ભરપૂર સૌ જાણો નકી; "

" પણ એક છે અવગુણ મહા મદમસ્ત મન ભંભેરતો, "
" અવગુણ રિપુ જે નાથ મ્હારા તેહને છંછેડતો; "
" છે કાન કાચા તેમના ભરમાવ્યા છે કોઈ ભામિની, "
" સમજ્યા વિના સ્હેજે તજી થઇછું વિયોગી સ્વામિની; "
જગનાથ કહું છું કરગરી આ અર્જ લે તું દિલ ધરી,
દુ:ખ કાપીને સુખ આપ એ મન વાંચ્છના છે શ્રીહરી;

સુલક્ષણા—

" કદિ નાથ જ્ઞાની ત્હાયરો સખી! હોય તો હું શું કરૂં?
" અવગુણ રૂપી આ તુજ છે નિશંક એ મનથી લહું;
" નિજ પ્રાણના પરિવાર સહ સખી! નિત્ય રહેવું હળીમળી,
" આજ્ઞા ધરિ શીર માન્ય! કદિ વિનતિ કરોતો લળીલળી.

( કાલાવાલા કરવા કે—)

મમ પ્રાણના આધાર હો! કિરતાર સમ શિરછત્ર છો,
મમ કર્મનાં ફળ દઇ મને પાવન કરો પરમેષ છો;

પવિત્રી— માલિની.

સરસ શીખ સુણાવી શાણી સ્નેહે સખીને,
ચરણ તુજ પડું હું હાથ દીધો દુ:ખીને;
સકલ જગત માંહી શત્રુઓ આજ ભાસે,
મમ હિત ચહાનારી એક તું આજ પાસે;
શ્વસુરગૃહ સિધાવું કાલ હું હર્ષ ધારી,
સખી!નહિસખી,નિશ્ચે બ્હેનિ તું આજ મ્હારી;
મમ ગરીબ જનોના તાપને ટાળનારી,

સુલક્ષણા—

**" પતિ સુખ પ્રભુ દેજો એજ આશિષ મ્હારી. "**

પવિત્રી તેમજ સુલક્ષણાના ઉપરોક્ત સંવાદથી, વાંચક વર્ગને વગર પરિશ્રમે જણાઇ ગયું હશે, છતાં આ સ્થળે તેનો કંઇક વધારે પરિચય કરાવાની જરૂર છે.

" સ્વયં ઈપ્સિત, પતિ–પત્ની પસંદ કરી સંસાર
" સાગરમાં જીવનનૌકા હંકારવાની સંતાનોની પવિત્ર
" સ્વતંત્રતા જે સમયથી વડીલોએ છીનવી લીધી છે તેજ
" સમયથી ભારતવર્ષનો ભાગ્યરવિ અસ્ત પામી ગયો છે.
" દેશ–કાળને અનુસરી, હજુ પણ ભારતહિતૈષી, પ્રત્યેક
" ગૃહસંસ્થાના અધિષ્ઠાતાઓ, લગ્ન જેવા મહત્વના વિષ-
" યની મહાન્ જવાબદારી, પોતે પોતાના શિરપર વ્હોરી
" લઇ, વર અથવા કન્યા પોતેજ પસંદ કરી દંપતિના
" ભાગ્યને બળાત્કારે પણ જોડી આપનારા દલાલોની દુષ્ટ
" દુર્બુદ્ધિનો ધ્વંસ થયો નથી. જ્યાં સુધી તેઓ સત્ય શું
" છે તે સમજતા થયા નથી, સંતાનોને સુખી થવાનો સ-
" રલ માર્ગ તેમની જાતેજ શોધી કાઢવાને યત્કિંચિત્
" અવકાશ આપ્યો નથી, ત્યાં સુધી ભારતવર્ષના ભાગ્ય-
" રવિનો પુનઃ ક્યારે ઉદય થશે એ કોણ કહી શકે છે ?

" સંતાનના લગ્નની મનનીય જવાબદારી જ્યાં સુધી
" માત પિતા યાતો વડીલોને શીર છે ત્યાં સુધી દિવ્ય
" દંપતિ ઉત્પન્ન થઇ, સંસારમાં સ્વર્ગીય સુખ પથરાશે કે

" કેમ તે એક મોટી શંકા છે. બાળલગ્ન ! કન્યાવિક્રય!
" વરવિક્રય ! પુનર્લગ્નનો પ્રચાર એ, જ્યાં સુધી લગ્ન
" અને પ્રેમનો અપૂર્વ મહિમા સંસારીજનોના સમજવામાં
" આવ્યો નથી ત્યાં સુધી અનેકાનેક યત્ન કર્યા છતાં ઉપ-
" રોક્ત કુછંદો ! સંસારની આર્થિક માનસીક અને શારીરિક
" સ્થિતિની પાયમાલી કરવામાં સાધનભૂત થવાનાજ.

" વાંચક ! જ્યાં વડીલોજ ભાગોળ સુધી ભણેલા " નિ-
" રક્ષર ભટ્ટાચાર્ય " ના ભપકાદાર ચંદ્રકથી વિભૂષિત્ થ-
" યેલા હોય ! ચોપડી જોતાંજ જે સંસ્કારી આત્માને છિંક
" આવતી હોય ! જેઓને રાત દિવસના ચોવિસ કલાકમાં
" પંદર મીનિટ ફક્ત પા કલાક પણ પુસ્તક કરમાં ધરવાને
" અરે તેપર નજર સરખી નાખવાને ફુરસદ ના મળતી
" હોય તેમની તો વાતજ પડતી મૂકો ! પરંતુ આ જમા-
" નામાં અભણ ડાહ્યા સજ્જનો કરતાં, કેટલાક ભણેલા દુ-
" ર્જનોની સંખ્યા કંઇ થોડી નથી. ભણેલાઓના ભવાડાઓ
" જોવા, અને જાણવાના ના મળત તો લેખક વા કવિઓ
" શું કરત ?

" તાત્પર્ય કે લોક વાયકા પ્રમાણે " ભણ્યા પણ
" ગણ્યા નહિ " તો પછી તે ભણતર યા જ્ઞાન શા કામનું ?
" પોતે મેળવેલા જ્ઞાન યા અનુભવનો સદુપયોગ દેશ વા
" દુનિયાના કલ્યાણના કાર્યમાં થયો નથી તો પછી તેવા
" જ્ઞાનિ અને તેવા અનુભવીને શી ઉપમા આપવી ? તે કંઈ

" સમજાતું નથી! થોડું ભણતર ભણ્યા છતાં જે જ્ઞાન
" અન્યના કલ્યાણમાં સાધનભૂત થઇ પડે તેનેજ યથાર્થ
" જ્ઞાન એ શબ્દની ઉપમા આપી શકાય છે.

" સમજવા જાણવા અને માનવા છતાં જેઓ દેશ
" કાળ તરફ લક્ષ્ય આપી ઉચિત માર્ગપર આવ્યા નથી,
" દીર્ઘચક્ષુધારી મનુષ્ય છતી આંખે જાણી જોઇને કૂવામાં
" પડવાથી નુકશાન થવાનો સંભવ છે એવું સારાસારનું
" જ્ઞાન, અને સત્ય અસત્યનું ભાન છતાં જ્યારે પડવા
" જાય છે, પડે છે, ત્યારે તેના કરતાં અજ્ઞાન, આંધળા
" કોઇ પણ રીતે તેમનાથી ઉતરતા છે એમ કોણ કહી
" શકે છે?

" હજુ પણ લગ્નની મહત્તા અને પ્રેમ-મહિમાના
" અપૂર્વ પાઠ ભારતકુળભૂષણ નર-નારીઓ મોઢે કરી-
" નેત્રોનો સદુપયોગ કરશે તો તેઇષ્ટજ છે! નહિ તો પછી-

यत्पूर्वं विधिना ललाट लिखितं तन्मार्जितुं कः क्षमः ॥"

પવિત્રીના પિતા પ્રમોદરાયે મદનગૌરીને લ્હાવો લેવરાવવાની ઉપેક્ષાએ, લગભગ દશ વર્ષની ન્હાની ઉમ્મરમાં પવિત્રીનું લગ્ન તેમની જ્ઞાતિના એક ગૃહસ્થ કુટુમ્બમાં કર્યું હતું. નાગર જ્ઞાતિમાં મુખ્યત્વે કન્યાઓની અછતને લીધે, રૂપવાન-ગુણવાન-કુળવાન-, અને લક્ષ્મીવાન વર, વિના પરિશ્રમે મળે તે અસંભવિત નથી. તદનુસાર, પવિત્રીને ભાગ્ય યોગે પતિ તો ચતુર અને હોંશિયારજ મળ્યો હતો.

તેનું નામ પ્રિતમ હતું. "પુત્રનાં લક્ષણ પારણામાંથી અને વહુનાં લક્ષણ બારણામાંથી," એ કહેવત પ્રમાણે પ્રમોદરાય અને મદનગૌરીએ હદથી જાદે લાડ લડાવવાથી પવિત્રીની ઉચ્છૃંખલતા પિયરના જેવીજ અનેક વખત સાસરે પણ દ્રષ્ટિગોચર થતી હતી.

ત્રણ છોકરા પછી, એક છોકરીના જન્મથી પ્રમોદરાયે તેમજ મદનગૌરીએ પવિત્રીને, ખોટાં ભવિષ્યમાં નુકશાનકારક થઇ પડનારાં લાડ લડાવવામાં કંઇ કચાશ રાખી નહોતી. ચાલાક પવિત્રીએ તેર વર્ષની ઉમ્મરમાંતો છઠ્ઠું ધોરણ પાસ કરી, મહીલા મંડળમાં જઇ ઇંગ્રેજી પહેલા ધોરણનો અભ્યાસ શરૂ કર્યો હતો. વાહ ! પવિત્રી !

લગ્ન પછી ત્રણે વર્ષે એટલે તેર વર્ષની ઉમ્મરે પવિત્રીને તેના સાસરે વળાવવામાં આવી. તેનાં સાસુ-સસરા વગેરે પુત્ર-વધૂને જોઇ બહુજ ખુશી થતાં. કારણ પવિત્રી રૂપમાં નાગર જ્ઞાતિમાં કોઈથી ઉતરે તેમ નહોતી. ત્યારે બીજી એનામાં શી ખોડ હતી ? કે તેની એક સખીની સાથે પતિનાં રોદડાં રોતી વાંચક કહેશે કે અમે તેને જોઇ ! સાંભળી ? અમે જે કંઇ જાણીએ છીએ, જે કંઇ ખાસ તાર અમારે ત્યાં આવતા; તેના તાજાજ સમાચાર વાંચક-વર્ગ ! અમે આ સ્થળે હવે નિવેદન કરાએ છીએ.

ઘણી વખત પ્રિતમના ના કહેવા છતાં, સાસરીયાંના કહેવા ઉપરાંત થઇને કોઇને કંઇ પણ કહ્યા શિવાય હમામ-

માંને દમામમાં પવિત્રી પોતાને પિયર ચાલી જતી. આવી રીતે અનેક વખત કરવાથી પ્રિતમે તેને એક દિવસ સદ્‌બોધથી કંઇપણ અસર થતી નથી એમ પ્રત્યક્ષ અનુભવ થવાથી, કંઇક શિક્ષા કરી. ક્રોધિત પતીએ આજ્ઞા કરી કે કાલ સ્હવારે જો મ્હારા ઘરમાં મ્હેં તને દેખી તો ત્હારા બુરા હાલ થશે! ત્હારે ખુશીથી પિયર ચાલ્યાં જવું! અજ્ઞાન્, ઉન્મત્તં, અલેતી પવિત્રીને તો એટલુંજ જોઈતું હતું. બીજે દિવસે સ્હવાર થતાંમાં તો નાહ્યા ધોહ્યા શિવાય, કોઇને કંઇપણ કહ્યા વગર ઝૅાક્‌માંને ઝૅાક્‌માં પોતાનું જે કંઇ હતું તે બગલમાં મારીને પિયર પહોંચી ગઇ.

તેનાં માત-પીતાએ પણ તેને તે બાબત કંઇ પૂછ્યું કે ઠપકો આપ્યો નહિ! ક્યાં હજુ છોકરી મ્હોટી થઇ ગઇ છે. એતો ઘણુંયે વખત આવશે એટલે એની મેળે સાસરે જવાશે. વ્હેલું મોંડુ કંઇ ગયા વિના ચાલે એમ છે? કહી મદનગૌરીએ પુત્રાને દેખતાંજ અભિવંદન આપતં પ્રમોદરાયને સૂચવ્યું. પ્રમોદરાયે તે તરફ દુર્લક્ષ્ય રાખ્યું!

સમય જતાં છ માહના થયા, આઠ મહીના થયા, પણ પવિત્રીને સાસરેથી ટાણે ટચકે જમવાનું કહેવામાં આવતું તે પણ બંધ થઇ ગયું. તો પછી તેને બોલાવા સાસરેથી તેડવા તો આવેજ કોણ? પવિત્રી તો જાણતી હતી કે, એને ક્યાં જંપીને બેસવા દે એમ છે. એમની મેળે ગરજ પડશે એટલે તેડવા આવશે; પણ આતો તેથી ઉલટું થયું! દિવસ પછી દિવસ જવા માંડયા!

" પવિત્રીએ મહિલા—મંડળમાં જઇ, અંગ્રેજી અભ્યાસ
" શરૂ કર્યો ' ત્યાં લક્ષ્મીવાન કન્યાઓની સાથે હરવા ફર-
" વા માટે, તેમની માફક બોલવા ચાલવા તેમના જેવો
" પોશાક પહેરવા શિવાય તે ચાલે ? તેથી પવિત્રીએ પણ
" દિન પ્રતિદિન જતાં ઉપરની ટાપટીપમાં અસાધારણ
" ફેરફાર કરી નાખ્યો ! જે પવિત્રીને બે વર્ષ પહેલાં જોઇ
" હતી તે પવિત્રી તો અત્યારે પરી જેવી નજરે પડે
" છે. વાહ !

" રૂપ-વસ્ત્ર અને અલંકાર યૌવનાઓ માટે વિરહો-
" ત્પાદક છે. બેહસ્તની પરી જેવી સુન્દરીઓના સૌન્દર્યરૂપી
" દીપક પર પડીને પોતાના અપ્રાપ્ય શરીરને સળગાવી
" મૂકનાર પતંગિયા રૂપી, પામર વિષયલંપટ આત્માઓ
" પોતાની અધમાધમ ધારણા પાર પાડવાને કેવા કેવા
" પ્રયત્ન કરે છે તે ચાલુ જમાનામાં, કોઈપણ લેખક યા
" કવિને તે પરત્વે લખવાની અતિ આવશ્યકતા નથી.

પવિત્રીનો પિતા પ્રમોદરાય છ કુ સોળ કહે તેવા, કાળા અક્ષરને કુટી મારે તેવા હતા. ભાગ્ય યોગે હા જીહા ! કરવાની તેમની હોંશિયારી, ઘરમાં મદનગૌરી જેવી મોહિની સ્ત્રી, વગેરે અનેક કારણોથી તેમનો ગૃહસંસાર સામાન્ય જનસમૂહમાં સમાન પદ ધરાવતો હતો. પરન્તુ પવિત્રી તો એક કોટ્યાધિપતિની કુમારિકા તો નહિ હોય ! તેવી કલ્પના એક રસ્તે જનાર અજાણ્યો માણસ કરી શકે ખરો.

અધુરામાં પૂરૂં શ્રીમંત સહિપણીઓની ગાડીઓ, સ્હવારે મહિલા–મંડળમાં જવા માટે લેવા અને સાંજરે મૂકવા નિયમીત આવતી. કહો ! પછી અજાણ્યો તે ગિચારો ગોથું ખાધા શિવાય રહે ખરો ? રતિકાન્ત નામના પોતાની પોળમાં રહેનાર એક શ્રીમંત વણિક પુત્રને પવિત્રીએ પોતાની ચાલાકી બતાવી દીધી હતી અને તે વડેજ આજ પવિત્રી એક લક્ષ્મીવાન યુવતી તરીકે પોતાની જાતને માનવા, તેમજ અન્યને મનાવવા લાગી છે.

રતિકાન્ત અને પવિત્રીનો સબંધ દિન પ્રતિદિન વધતો ગયો. પવિત્રીને તેનો પતિ વિસારે પડયો. જે જોઇએ તે અણું માત્રમાં નજર સામે આવીને હાજર થવા માંડયું; પછી કહો કે, પ્રિતમ તે તેને તેથી વધારે શું ખુશી રાખવાનો હતો ? તેની મનેચ્છા કેવી તૃપ્ત કરવાનો હતો ?

લક્ષ્મીકાન્ત નવલકથાના મુખ્ય નાયક મી. કાન્તને પણ કામણ કરવામાં પવિત્રીએ આઘું પાછું જોયું નહોતું. છતાં ભાગ્યયોગે કાન્ત તેનાથી બચી ગયો હતો. માનો કે એટલો એ ભાગ્યશાળી !

પવિત્રીની ઉમ્મર અત્યારે લગભગ પંદર યાતો સોળ વર્ષની વચમાંજ છે. તે યૌવનના પૂર બ્હારમાં વિહાર કરે છે અને સાથે રતિકાન્તની લક્ષ્મી અને યુવાનીનો આહાર કરે છે. સાસરે જવાનું સ્વપ્નું સરખું પવિત્રીના હૃદયમાં આગ સળગાવે છે; પરન્તુ મહાન સત્તાધારી, વિ-

શ્વવિહારી, વિશ્વેશ્વરની ઇચ્છાની આડે આવવા કોનામાં સામર્થ્ય છે ?

થયું ! આજ દોઢ માસ થયો ! પવિત્રીનો માસિક ધર્મ બંધ થયો છે ! હમેલનાં ચિહ્ન તેને પ્રત્યક્ષ થાય છે ! પવિત્રીને હવેજ વિચાર થાય છે કે, હાય ! હાય ! હવે કરવું શું ! !

પવિત્રી કંઇ કાચી નહોતી. નિયમીત, માસ પૂરો થતાં રજોદર્શન નહિં થયા છતાં પણ તેણે માતપિતાની આંખમાં ધૂળ નાંખી, ચાર દિવસ ખોટો ડૉળ કર્યો હતો ! કારણ કે તે શિવાય તેને માટે બીજો એકે રસ્તો નહોતો.

લક્ષ્મ્યાસક્ત આત્માઓદ્વારા દુનિયામાં જે કંઇ નહિ થાય તે થોડુંજ સમજવું. લક્ષ્મીએ યોગી ને ભોગી બનાવ્યા છે ! લક્ષ્મીએ સતીનાં સત્ મૂકાવ્યાં છે ! લક્ષ્મી-એ તો કેટલાં વિશાળ કુટુંબોનાં જડામૂળ ઉખેડી નાંખ્યાં છે ! લક્ષ્મી કોઇની થઇ નથી. અને થશે પણ નહિ !

દિવસપર દિવસ જતાં દોઢ માસ થયો. ચિન્તારૂપી કીડો તેના હૃદયને કોરી કોરીને ખાલી ખોખું કરવા લાગ્યો. કોઇ પણ યુક્તિ-પ્રયુક્તિથી સાસરે જવુંજ જોઇએ એવો તેણે દ્રઢ નિશ્ચય કર્યો ! કારણ તો વાંચક જાણે છે !

સુલક્ષણા પવિત્રીની એક અપૂર્વ સાધ્વી–સહિપણી રવિવાર હોવાથી તેને ઘેર મળવા આવી છે. સામાન્ય વાત ચિત કર્યા પછી લગભગ દશ પંદર દિવસથી પવિત્રીનો

હર્ષ—આનંદ અને સૌન્દર્ય કોણ જાણે શાથી કયાં સંતાઇ ગયાં છે! એમ સુલક્ષણાને વખતો વખત વિચાર સ્ફુરી આવવાથી, તેનું કારણ શોધવાને પૂછીને વાકેફ થવાને આતુર થતી હતી; પણ એવો યોગ કંઇ આવતો નહોતો. સુલક્ષણાએ પવિત્રીને તેની પોતાની તંદુરસ્તી વિષે જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે તેના જવાબમાં પવિત્રીએ જે કારણ સૂચવ્યું તે બન્ને બ્હેનપણીઓના કાવ્યવિનોદપરથી વાંચકો સમજ્યા હશે!

સદ્‌ગુણ અલંકૃત સુલક્ષણાએ, પવિત્રીને ભોળાભાવે સદુપદેશ કર્યો. આવતિ કાલે સાંજે સાસરે જવાને સૂચના કરી અને ત્યાં ગયા પછી કેવી રીતે પતિને પ્રસન્ન કરવો તે પણ સમજાવી દીધું. ધન્ય! સુલક્ષણા!

અંતરના મલિન વિચારને અદ્રશ્ય રાખી, બહારથી પવિત્રીએ બ્હેનપણીનો આભાર માન્યો અને તેણે જે કંઇ કહ્યું તે કબુલ કર્યું.

સુલક્ષણા આશ્વાસન આપી, ‘આવજો બ્હેન!’ કહી ચાલતી થઇ. પવિત્રી પોળ સુધી વળાવા ગઇ. સુલક્ષણાને શું ખબર કે શયતાન પવિત્રી શું કરવા ધારે છે! અને તેણે શું કર્યું છે.

રાત્રે ખાઇ—પરવારીને કોઇ પણ રીતે આવતી કાલે સાસરે જવાનો પોતે કરેલો નિશ્ચય પવિત્રીએ મદનગૌરીને જણાવી દીધો અને તે બાબત, તે વખતેને તે વખતે પોતાના મોટા ભાઇ ગજેન્દ્રને મોકલવાને માતાપિતાને કહેવા સૂ-

ચના કરી. અચાનક પવિત્રીના ઉપરોક્ત વિચારથી ઘરનાં સર્વને આશ્ચર્ય તો લાગ્યું પણ પવિત્રીની જો તેવીજ મરજી છે તો તે ઉલટું વધારે સારૂં છે એમ સમજી મદનગૌરીના કહેવાથી પ્રમોદરાયે ગજેન્દ્રને પવિત્રીને સાસરે મોકલ્યો.

ગજેન્દ્ર ગયો, અને અડધા કલાકમાં તો જઇને પાછો આવ્યો. તેણે સર્વ હકીકત જણાવા દીધી, અને સાથે પવિત્રીની સાસુએ વળી ખુશી થતાં સાંજરે તેની નણંદને તેડવા મોકલવાનું કહ્યું છે તે પણ જણાવી દીધું.

પવિત્રીને પરમાનંદ થયો! સર્વને તો માત્ર તેથી આનંદજ થયો! સર્વ ખુશી થતાં મોડી રાત ગયેલી હોવાથી જઇને પોત પોતાને સ્થાને સૂવા ગયાં. પવિત્રી પણ પોતે પોતાના એક અલગ ખંડમાં ગઇ. પોતાની ગોઠવેલી બાજીમાં પોતે પાર પડવાથી તેને એકદમ તો ઉંઘ આવી નહિ; પરન્તુ રાત પરમાત્માએ દિવસે થાકેલા આત્માઓને વિશ્રાન્તિ આપવા માટે—આરામ આપવા, મીઠી નિદ્રા લેવાને માટેજ સરજેલી છે. તો પછી! પવિત્રી પણ ઘસઘસાટ ઉંઘી ગઇ. સર્વત્ર શાન્તિ શાન્તિ પથરાઇ ગઇ!

બીજે દિવસે સ્હવારમાં પવિત્રી ઉલટભેર દોડધામ કરી રહી છે. વાંચક જુવો તો ખરા! પહેલાંની માફક પવિત્રીનું વદનકમળ તમને પ્રફુલ્લિત લાગે છે? સાસરે લઇ જવાની સાડીઓ, પોલકાં, ઘાઘરા વગેરે વસ્ત્રની એક ન્હાની

સરખી પોટલી બાંધી છે. અલંકારો તો તેણે અંગપર ધારણ કરી મૂકયા છે. ફકત જતી વખતે પહેરવાને માટે મુંબઇથી આ અઠવાડીઆમાંજ આવેલી ઝીકની ઝીણી સાડી, મૂલ્યવાન પોલ્કું અને અપ-ટૂ-ડેટ ફેશનનો ઘાઘરો બસ એટલુંજ બહાર રાખ્યું છે.

આનંદના. દિવસો વધારે હોય તોપણ થોડા જણાય છે! દુઃખની પળો યુગ જેવી લાગે છે! પવિત્રી હૃદયમાંનુ આજ આનંદ પુષ્પ શહસ્ત્ર પાંખડીઓ પ્રસારી અપૂર્વ સોગંધ ફેલાવી રહ્યું છે.

જુવો! જુવો! વાંચક! સંધ્યાકાળનો સમય થવા આવ્યો છે! પવિત્રીને તેની નણંદ સુન્દરિ લટક મટક કરતી સ્હામેથી ઉમંગમાં ને ઉમંગમાં દોડતી ઉતાવળી તેડવા આવે છે!

. ધન્ય! પવિત્રી' સ્ત્રી ચરિત્રની તો તેં હદજ વાળી! ખરેખર આટલીજ યુક્તિ પતિ અને સાસરીયાંને ખુશ રાખવામાં અજમાવી હોત તો તું દરેકની આંખે ડાહી દેવી સમાન જણાત! -ેમ તેમ હો! પણ પવિત્રી! અત્યારે તો તું જાણે પ્રથમજ પતિ દર્શને જતી ના હોય તેવીજ જણાય છે! વસ્ત્રાલંકાર પહેરી પવિત્રી માત્ર સુન્દરિની વાટ જુવે છે, ત્યાં મલકાતી સુન્દર આવીને પવિત્રીને પડખે ઉભી રહી.

પવિત્રી તું તે મેનકા કે મોહિની? અરે અપ્સરા

કે ઉર્વશી ? કોણ કહી શકેછે કે પ્રત્યેક કામમાં પરમાત્માની શું ઇચ્છા હશે ! વાંચક ! આવો ! જલ્દી આવો ! દોડતા આવો ! જરીક જુવો તો ખરા ! આ શું ?—

---

## હરિગીત.

"ત્રણ વર્ષથી જે નાર નિજ ભરથારથી અળગી હતી,
પ્રારબ્ધ યોગે આજ નિરખી સાસરે ચાલી જતી;
સ્વપ્ને નતી સુખ આશ જ્યાં ત્યાં રોકકળ કરતી ફરે;
તે આજ વાંચક ! સાંજના સમયે જતીતી સાસરે.
પામર વિષય લંપટ પવિત્રી વિચિત્ર પ્રમદા તું ખરે,
ઉચ્છિષ્ટ ભોજન નાથ ચર્ણે અર્પવા નિશ્ચય કરે;
બાળા તણા ચાળા નિરાળા પેખી જન સૌ ધારતું,
ઉત્સાહમાં આવી હૃદય ઘેલું ઉછાળા મારતું.
સ્મિત હાસ્ય કરતી નિસરી ઘર બહાર જ્યારે સુન્દરિ,
આવી ઉલટભર દોડતી સાહેલીઓ સ્નેહે ભરી;
કો ભેટતી પ્રીતિ થકી કો બોધ ઉત્તમ આપતી,
જોતી કટાક્ષે કોક કો પત્ર કર મિષેથી દાબતી.
મન શાન્ત સંતોષે ભરી ભવ્ય ભામિની આનંદથી,
પ્રત્યુત્તરો દેતી મહોલ્લા બહાર જઈ વાટે ઉભી;
રસ્તે જતી મહિલા તણું સ્ત્રી વૃન્દ મળી વાતો કરે,
ઉભા રહો ! પળવાર મદભર નાર જાયે સાસરે."

*   *   *   *

પ્રિય ! પાઠકો ! તે વખતના સૌન્દર્ય, ને, શ્રંગારનું,
કંઇ બ્યાન શક્તિ ધારીને ઉત્સાહથી આજે કરૂં.

*　*　*　*

સૌન્દર્ય:—

વ્યોમ સમ લેલાટમાં તારા સમી ટીલડી બની,
છે શુક્ર તારો ચાંદલો ને આપ છે ચંદ્રાનની;
ભ્રકૂટિરૂપી શર વૃષ્ટિ તે નર અધમ પર વરસાવતી,
રક્ષણ કરે રામા શિયળવૃતનું પ્રિતે દરશાવતી;
છે કમળ સરખાં નેત્ર વિમળ દીર્ઘ આ દારા તણાં,
મનહરણ થનગન નાચતાં દીપે અતિ સોહામણાં;
સર્વાંગમાં અહા ! નાશિકા સરખામણી શુકની કરે,
હા ! વ્યથિત વાંચકવર્ગ નક્કી હૃદય–મન ત્હારાં કરે;
જે રક્તથી ભરપુર છે તે રક્તવર્ણા અધર બે,
પરવાળાથી બિંટી જડેલી જોઇને ઝાંખી પડે;
દાંતો તણી દ્વય પંક્તિ તે દાડમ સમી નજરે પડી,
મધુથી મીઠો રસ આપનારી આજ જીભ આજે જડી;
રમણીય રંગે ઓપતા સુકપોલ નિષ્કંટક ખરે,
હર ! હર ! બિચારી ગુલકળી કંટક થકી દૂષિત ઠરે;
સ્તન યુગ્મ છે તે સુન્દરિના કુમ્ભ જાણે હેમના,
કટિ કેસરિ સમ ઝંઘ જાણે સ્થંભ રૂડા કેળના;
વળી ચાલ ચતુરાની મહા મન મોહ ઉપજાવે ઘણી,
ગજ ગામિની આ શ્રેષ્ઠ સૌ શ્યામા મહીં મ્હેંતો ગણી;

*　*　*　*

શૃંગાર:— શાર્દૂલ.

ધાર્યું છે પટકૂળ એક નવલું અત્યંત જે છે તનુ,
પહેર્યું નૂતન કિમતી ઝૂલ ભર્યું છે રેશમી પોલકુ;
ઘેરાવો બમણો ઝૂલે ઝબકતો પ્લેટે ભરેલો હતો,
એવો સુન્દર ઘાઘરો હરઘડી જન ચિત્ત ખેંચે જતો;

ભુજંગી.

હતી નાશિકાએ ચુની એક સારી,
વળી બૂકડી કાનમાં ચાર વાળી;
નતાં આજ એરીંગ શાથી સજેલાં?
હતો કાપ જ્યાં રત્ન સારાં જડેલાં;

શાર્દૂલ.

"મૂક્તાહાર ગ્રિવા માંહીં ઝગઝગી સૌન્દર્ય વૃદ્ધિ કરે,
"રૂડી બંગડીઓ કડાં કનકનાં અંગુઠી દ્રષ્ટે તરે;
"પહેર્યાતા પગબંધ આજ સઘળા શ્રંગાર સોળે સજી,
"ઉભી શુકન માટ વાટ વચમાં આ મૂગ્ધ બાળા હજી!"





## •દ્વિતીય પરિચ્છેદ•

### રહી પડી•



ભરે પેટમાં ખૂબ ખાંતેથી ખાઇ,
થતું બાળ માંદુ, મરે તો રિબાઇ;
કહો શત્રુ કે સ્નેહિની એ સગાઇ?
કરે એકને ભોગવે અન્ય ભાઇ!



#### કોણ છે ઘરમાં?

કાન્તની સાળી અન્નપૂર્ણાએ ઘરનું કમાડ હડશેલતાં ધાંટો પાડયો. આ સમયે કાન્ત શિવાય ઘરમાં કોઇ નહોતું; હર-હંમેશના નિયમ મુજબ, ખાઇ પીને કંઇક આરામ લીધા પછી કાન્ત લખવા બેસતા હતા. તેજ પ્રમાણે, આજ પણ શાન્તિપૂર્વક એકાગ્ર ચિત્તથી, કાન્તના કરમાંની કલમ કાગળપર જાણે અનાજના કણ ના વેરતિ હોય! એવી રીતે ચાલી રહી છે. કાન્ત કંઇક લખવામાં મશગુલ હતો; શું

લખતો હતો તે અમે શું કહિએ? લખતાં લખતાં એકદમ ચમકીને બ્હારીએ ડોકીયું કરતાં કાન્તે કોણ હશે એમ પ્રત્યુત્તર વાળ્યો.

અન્નપૂર્ણાએ નીચેથી હાંક મારી–કોણ! કાંન્ત છો કે?

**કાન્ત**—હા! અન્નપૂર્ણા! અત્યારે કેમ, ખરા બપોરે?

**અન્નપૂર્ણા**—તમારાં બા, કે, બાપુ કોઇ ઘરમાં છે કે નહિ?

**કાન્ત**—બા, છે. લ્યો બોલાવું છું, ઉપર તો આવો?

**અન્નપૂર્ણા**—ના, ના, ઉપરતો કંઇ નથી આવતી પાછી વાર થાય!

**કાન્ત**—મારા સમ ના આવો તો, કેમ આમ ઉદાશ કેમ જણાઓ છો! કાન્તે ઉઠીને અગાશીમાં જઇને અન્નપૂર્ણાનો ચ્હેરો જોઇને પ્રશ્ન કર્યો! સમ સાભળી, અન્નપૂર્ણા ઉપર આવી, તેની ઉદાસીમાં વળી કંઇ ઑર વધારો થયો! કાન્તે પ્રશ્ન કર્યો–કેમ અન્નપૂર્ણા સરયૂની તબિયત કેમ છે? હું ધારૂં છું, તેથીજ ઉદાશ દેખાઓ છો! ભલી પોચા દિલની અન્નપૂર્ણાથી રોવાઈ જવાયું! રોતા હ્રદયને દબાવી તેણે જવાબ આપ્યો. હું તટલાજ માટે તમારા બાપુ અને બાને બાને તેડવા આવી છું. હાય! હાય! મ્હારી સરયૂ! કહેતાં કહેતાં તો ધ્રુસકે ધ્રુસકે અન્નપૂર્ણા રડવા લાગી.

સરયૂની ઉપર સૂચવ્યા મુજબની સ્થિતિ સાંભળી કાન્તના હ્રદયમાં વજ્રાઘાત થયો. પણ કરે શું? જો અન્ન-

પૂર્ણા ના હોત તો અવશ્ય, વાંચક ! તેને પણ તમે એક બાળકની માફક શોક કરતો જોઇ શકત !

અન્નપૂર્ણા ! હોય એ તો સંસારમાં ચાલ્યું આવે છે, આયુષ્ય હોય તો કોઈથી કશુ થતું નથી ! આપણે આપણો બનતો પ્રયાસ કરવો. છાના રહો ! ધૈર્ય રાખો ! કાન્તે ઉલટું અન્નપૂર્ણાને આશ્વાસન આપ્યું.

**અન્નપૂર્ણા**—હાય, હાય ! મ્હારી ઉછરી પાછરી સરયૂ ! ઘણુંએ ઓસડ–વેસડ કર્યાં પણ આંખજ નથી ઉઘાડતીને ! ચીસે ચીસો પાડે છે ! શ્વાસ ચાલે જાય છે ! વાંચક ! જરીક કહેશો કે પોતાની સુકોમળ પુષ્પ જેવી મંર્ણ પથારીએ પડેલી પુત્રીની આ કથા સાંભળી કાન્તને કઇ થતું હશે ? શ્વાસ ચાલે જાય છે ! એ શબ્દોએ કાન્તના કાળજાને ચીરી નાંખ્યું તેણે કહ્યું–હાય, અન્નપૂર્ણા ! તેનો અને આપણો એટલોજ સંસ્કાર !

**અન્નપૂર્ણા**—ત્યારે, હું તો જઉં છું ! ત્હમે........

**કાન્ત**—ગાંડાં ! શું ત્હમે ! મ્હારાથી તે કંઇ અવાય છે ? જેવી પરમાત્માની ઇચ્છા ! જાઓ, ત્હમે જાઓ ! હું અત્યારે ને અત્યારે તમારા આવ્યાના સમાચાર મ્હારાં બાને કહી મોકલું છું.

અશ્રુ ખાળતી અન્નપૂર્ણા ઉતરી પડી, ઘરમાંથી નિકળતાંજ, કાન્તના ઓરમાન મા ભગવતી મળ્યાં. અન્નપૂર્ણાએ ભગવતીને સરયૂની અંતિમ્ અવસ્થા સૂચવી. અન્ન-

પૂર્ણા કહીને ચાલતી થઈ ! સંસાર વ્યવહારના પ્રત્યેક કાર્યમાં કુશળ ભગવતી તરતજ લુગડાં બદલીને એક બે પાડોશી વગેરેને લઇને સરયૂને જોવા ગઇ ! કાન્તના પિતા ભગવત્પ્રસાદને પણ ઉક્ત સમાચાર કહેવા ચાકરને મોકલ્યો !

" અન્નપૂર્ણાના ગયા પછી, કાન્તનું હૃદય એકાએક
" ઉભરાઇ આવ્યું ! વાત્સલ્યભાવ સ્પુરી આવ્યો. અત્યારે
" કાન્તના મગજમાં અનેક પ્રકારના વિચાર ઘોળાયા કરે છે.
" અધમ દુઃનિયાંની કેવી અધમતા ? કે, એ દુનિયાંની
" બીકે મરણ પથારીએ પડેલી પુત્રીને જોવા જતાં પણ
પિતાની હિમ્મત ચાલતી નથી ! લક્ષ્મી ઉપર કાન્તની રગે
" રગમાં ક્રોધ અને તિરસ્કાર વ્યાપી ગયો. કાન્તે લક્ષ્મીને
" અનેક વખ્ત ઉચિત આહાર વિહાર રાખવાનું, છોકરાંની
" માતાઓએ કેવી રીતે સંતાનોના સ્વાસ્થ્યનું સંરક્ષણ
" કરવાનું છે તે સમજાવેલું, સંતાન કેવી રીતે ઉછરી શકે
" છે તે જણાવેલું, અને લક્ષ્મીએ તે તરફ બતાવેલી બેદ-
" રકારીથી, ખાવાપીવામાં સંભાળ નહિ રાખવાથી, તેનાજ
" પરિણામે પોતાની પ્રાણતુલ્ય પુત્રીને ગુમાવવાની જે ઘડી
" તેને અને પોતાને પ્રાપ્ત થઇ છે તેથીજ અત્યારે લક્ષ્મી,
" કાન્તની નજરમાં એક કૃતઘ્નિ–નાલાયક સ્ત્રી જણાય છે.

" કાન્તનો મત એવો હતો, કે, બાલ્યાવસ્થામાં સં-
" તાનના સુખ–દુઃખનો આધાર માતાઓ ઉપર છે. બાળક

"માંદુ પડે તો તેને માટે તેની માતાજ અપરાધીછે. એક
"તુચ્છ જીભડીના સ્વાદની ખાતર એક બાળકની માતાએ
"જે સાવચેતી રાખવાની છે, તે નહિ રાખવાથીજ મુખ્યત્વે
"અનિષ્ટ પ્રસંગ પ્રાપ્ત થાયછે. અનેક અમૂલ્ય આત્મા-
"ઓનો—અનેક કુળદીપક નિર્દોષ રત્નોનો ધ્વંસ માતાજ
"કરે છે! સંતાનવતી સ્ત્રીઓએ અતિશય ખાટું-ખારૂં-તીખું
"ભારે પડે તેવા વગેરે હાનિકારક ખોરાક જેમ બને તેમ
"ઓછો.જ લેવા જોઇએ. અને તે મુજબ જો ધ્યાન આપ
"વામાં આવે તો અવશ્ય બાળકોનું મર્ણ પ્રમાણ આ
"દુનિયામાં જે નજરે પડે છે તેના કરતાં કંઇક ઓછુંજ
"આવશે; એમ કાન્ત ખરા દિલથી ઘણી વખત ઘણાને
"મોઢે કહેતો. અને તેથીજ આજ સરયૂની હત્યા કરનાર
"તરીકે કન્તે લક્ષ્મીનેજ સંપૂર્ણ દોષિત ઠરાવી છે.

કાન્તનું મગજ ઘનઘોર બની ગયું. તે વારંવાર નિસાસા અને ઉસાસા નાંખે જાય છે. કંઇક બબડે છે, અને પુનઃ ચૂપ રહી જાય છે. પુનઃ નજીકનો માણસ સહેલાઇથી સાંભળી શકે તેવી રીતે ઉદ્‌ગાર કાઢયા—

મંદાક્રાન્તા.

બ્હેની મ્હારી જગત મહીં તું છો રહે કે રમે ના!
કિન્તુ મ્હારા હૃદય ગૃહમાં સુક્ષ્મ રૂપે વસે તો—
નિર્દોષી આ હૃદય રડતું બ્હેન! રહે કંઇક છાનું!
કો! હી ત્હારા અતુલ રૂણથી મૂક્ત થઈ સુખ માનું!

હરિગીત.

કહેતા હતા કે ક્રુર વિંછણ બાળ, મારે માતને,
કહેતા હતા કે ક્રુર પરણી તાત, મારે બાળને;
કહેતા જનેતા એક પાળે સ્નેહથી સંતાનને,
તે માતનીજ સુખ શોધી ખોતી રત્ન બાળક પ્રાણને.

કાન્તે વિચારમાં ને વિચારમાં શોકપૂર્ણ હૃદયે સમય વ્યતિત કર્યો. સાયંકાળ થતાં પહેરણ અને ટોપી પહેરી કંઇક શાન્તિની ઉપેક્ષાએ, નિયમાનુસાર ચોપાટીપર ગયો !

આ તરફ ઉતાવળી ભગવતી કાન્તને સાસરે પહોંચી ગઇ. સરયૂને જોતાંજ તેણે તેની આશા છોડી દીધી. શ્વાસ ચાલે જાય છે. ભગવતી પણ ગમે તેમ એક દાદી હતી તે પણ સરયૂ સ્હામે જોતી જાય અને રોતી જાય ! સાસુના આવ્યા પછી લક્ષ્મીએ તેમની આમન્યાની ખાતર રોવું બંધ કર્યું હતું; પણ સાસુને કલ્પાંત કરતાં જોતાંજ લક્ષ્મીથી મ્હોટે અવાજે રડી જવાયું. ભગવતીએ લક્ષ્મીને સમજાવી, એટલામાં ભગવતપ્રસાદ પણ આવી પહોંચ્યા. પુરૂષ છતાં, ભગવતપ્રસાદ બહુજ પોચા હતા, સરયૂને જોતાંજ રામ ! રામ ! કહેતા, તેની પાસે જઇને તેના મ્હોંપર હાથ ફેરવવા લાગ્યા. કોણ જાણે સાથી ! ભગવતપ્રસાદનો હાથ ફરતાંજ; સરયૂએ પહેલાંની માફક, ઉંહૂ ! ઉંહૂ ! ઉદ્દગાર કાઢયા ! સરયૂના તંદુરસ્તીના દિવસો ભગવતપ્રસાદને સાંભળી આવ્યા. તેમણે પહેલાંની માફક બોલાવવાને ઘણુંએ,

બેટા! બેટા સરયૂ! બ્હેન! વિગેરે દુઃખી હૃદયે ઉદ્‌ગાર કાઢયા, પણ હવે એ સરયૂ ક્યાં હતી, કે, તેમને જવાબ આપે?

બરાબર રાત્રિના આઠ વાગ્યા, સરયૂ પળે પળે હૃદયભેદક ચીસોથી આત્મીય સ્વજનનાં કાળજાં ચીરવા લાગી. સંનિપાત શરૂ થતાં સર્વેએ જાણી લીધું, કે, હવે સરયૂ આપણી નથી. કોલાહલ મચી રહ્યો! ભગવતીએ સરયૂને લક્ષ્મીના ખોળામાંથી પોતાના ખોળામાં લીધી. ભગવતપ્રસાદ પણ નજીકમાંજ બેઠા હતા. અન્નપૂર્ણા તો કચ્હારનીએ ખુણામાં બેઠી બેઠી પોકેપોક મૂકીને રોઇ રહી છે!

ભગવતીએ જાણ્યું કે પળ બે પળનીજ વાર છે! તરતજ તેણે એક વર્ષની અગીઆરશોનું પૂણ્ય તેના આત્માના કલ્યાણની ખાતર સમર્પણ કર્યું. ભગવતપ્રસાદે તેના આત્માના હીતની ખાતર પાંચ મણ અનાજ, ગાય વગેરે આપવાને ઇચ્છા પ્રદર્શિત કરી અને તેના આત્માનાનું શુભ ઇચ્છયું. લક્ષ્મીએ પણ બે વર્ષની અગીઆરશો અને એક વર્ષમાં પોતાનાથી તેની પાછળ યથાશક્તિ જે અપાય તે પરમાત્મા પાસે માગી લેવાને રડતા હૃદયે ઉદ્‌ગાર કાઢયા. અન્નપૂર્ણા, તેની મા વગેરેએ પણ વ્યવહારિક રીવાજ પ્રમાણે તથા આંતરિક સ્નેહના અંગે સરયૂના આત્માના શ્રેયની ખાતર પોતાનાથી જે કંઇ બની શકે તે કરવાને સરયૂના કાનમાં કહ્યું.

"વાહ! જાણે સરયૂનો દિવ્યાત્મા આ ક્ષણજીવિત

" સંસારમાંથી અમરધામમાં જવાને સારૂ પૂણ્યનું અપૂર્વ
" ભાથું એકઠું કરવાનેજ ના રહ્યા હોય ! તેવી રીતે જ્યાં
" સર્વ જણે પોતપોતાનાથી યથાશક્તિ જે બની શકે તે
" કરવાને કહ્યું કે, તેજ પળે સરયૂની દર્દના ભારથી મિચા-
" એલી આંખ્યો ઉઘડી ગઇ ! બરાબર રાત્રિના સાડાઆઠવાગે
" સરયૂના પૂણ્યાત્માએ જોત જોતામાં અમરધામ પ્રતિ
" પ્રયાણ કર્યું '

સુખ-દુઃખના સમાચારની રાહ જોતો કાન્ત ચોપાટીપર બેઠે બેઠે અનેક પ્રકારના તર્ક વિતર્ક કર્યા કરતો હતો. બરાબર નવના ટકોરા થતાની સાથે, ભગવતપ્રસાદ ભગવતી વગેરે જોવા ગયેલાં માણુસો રોકકળ કરતાં આવતા કાન્તની દૃષ્ટિએ પડયાં. કાન્તના હૃદયમાં ચરરર કરતો મ્હોટો ધ્રાસકો પડયો. પોતે ઉઠીને ઘેર ગયો. ભગવતપ્રસાદ અને ભગવતી આક્રંદ કરતાં પોળમાં દાખલ થતાં આખી પોળમાં સરયૂના મણુંના સમાચાર પ્રસરી ગયા. " પુત્રીનો છેવટનો મેળાપ થવામાં પણ દુનિયાંની મર્યાદા કાન્તની આડે આવી ! " વીસ બાવીસ વર્ષનો બાળક તુલ્ય પિતા પોતાના સંતાનના અવસાનથી છાનોમાનો રખેને કોઇ સાંભળશે, એમ ધારી ધીમે ધીમે રોતો રહ્યો. પરન્તુ ભગવતપ્રસાદે કોણુ જાણે કયાંથી કાન્તનો રૂદન ધ્વનિ સાંભળ્યો. ભગવત્ પ્રસાદે આશ્વાસનયુક્ત વચનો કહેતાં કાન્તને મેડાપરથી નીચે બોલાવ્યો. ધૈર્ય રાખી કાન્ત પિતાની આજ્ઞાને માન આપી પિતાની પાસે જઇને બેઠો.

સર્વ કુટુમ્બીઓએ બેઠે બેઠે રાત વિતાવી. સવારના સાડાચાર–પાંચ વાગતાં ભગવત્પ્રસાદ સગાં સંબંધી સહિત સ્મશાનમાં સરયૂનો અગ્નિસંસ્કાર કરવા ગયા.

"જે સરયૂને એક વખત દિવાળીમાં ફટાકડા ફોડતાં
" તેના કાકા શાન્તિપ્રસાદે દઝાડી હતી, અને તેને માટે
" ભગવત્પ્રસાદે શાન્તિપ્રસાદને ધૉલ મારી હતી, તેજ સ-
" રયૂને બાળી–ભસ્મિભૂત કરી ભગવત્પ્રસાદ ઘેર આવ્યા!
" ધન્ય ! પ્રભુ !

બપોરના સાડાબાર વાગે સરયૂને વિદાગ કરી શોકિત હૃદયે લક્ષ્મી પિયરથી સાસરે આવી. આ વખતે કાન્ત વિરામાસનપર પડયો પડયો શોકાંકિત વદને ન્યુસપેપર વાંચતો હતો. લક્ષ્મી ખડકીનાં બારણા બંધ કરી ઉપર ચઢી, પતિને જોતાંજ પત્નીને ઘડીભર વિસરેલી વાત યાદ આવી પિયરથી સરયૂને લઇને આવતી લક્ષ્મી હમેશાં આવતી કે સરયૂને કાન્તના ખોળામાં ફેંકતી, તે લક્ષ્મીને જાણે કોઇએ લુંટી લીધી ના હોય, તેમ આવીને એકદમ કંઇપણ બોલ્યા ચાલ્યા પહેલાં તો હૃદયનો ઉભરો ખાલી કરવા નીચે બેસી ગઇ; કાન્તના ખોળામાં માથુ મૂકી, ભાન અને જ્ઞાન ગુમાવી મ્હોટેથી "રડી પડી."





## ત્રતિય પરિચ્છેદ.



### ધન્ય રતિસુન્દરિ.



त्यजंति मित्राणि धनैर्विहीनं ।
दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ॥
तं चार्थवंतं पुनराश्रयंते ।
ह्यर्थोहि लोके पुरुषस्य बंधुः ॥ ४ ॥

વૃ ચા. અ. ૧૫ શ્લોક ૪

ધનહીણ નરને મિત્ર બંધુ કામિની સુત સેવકો,
સંસારમાં દે ત્યાગ કરી ગણી મૂલ તેહતણો ટકો;
નર તેહ જો ધનવંત છે ફરી મિત્ર આદિ વળગતાં,
માટે સગુ સૌ ધનતણું નથી પુરૂષનું ખરૂ ન્યાળતાં.

નાલાયક મનુષ્ય લક્ષ્મીના પ્રભાવે દુનિયાના નજરમાં લાયક જણાય છે. તેજ નાલાયક લક્ષ્મીના અભાવે જૂતિયે ઠોકાય છે. લક્ષ્મી આવતાં તેની સાથે માન, ગૌરવ, આબરૂ, ડહાપણ, જ્ઞાન, ગુણ, લાયકાત વગેરે આપોઆપ અનુમાત્રમાં આવેછે. લક્ષ્મી જતાં મનુષ્યની શું

સ્થિતિ થાય છે તેજ વાંચકવર્ગને આ પરિચ્છેદમાં બતાવવાની ઇચ્છા છે.

લક્ષ્મીવાનના ચર્ણમાં, વિદ્વાન તેમની વિદ્વતાનો ઉપયોગ હાજીહાથી કરે. છે. લક્ષ્મીવાનની આગળ ગુણવાન તેનાં ગુણગાન કરવામાંજ, પોતાના ગુણની સાર્થકયતા માને છે લક્ષ્મીવાનની સ્હામે વીરપુરૂષ શિર ઝુકાવતા પોતાના વીરત્વને માટે મનમાં ફુલાતા દીનની સ્હામે દ્દષ્ટિ પ્રહાર કરી મૂછોના વળ ચઢાવતા, વીરત્વતાનો ઉપયોગ કરે છે. લક્ષ્મીના પ્રતાપ આગળ કલહયુગમાં કોનો પ્રતાપ સર્વોપરિ સત્તા ભોગવે છે? એ સત્તાના પ્રભાવે આ સંસારમાં "ગરીબ એતો લક્ષ્મીવાનનો ખોરાક" મનાય છે. વાહ! ધન્ય! લક્ષ્મી!

ગરીબ જનોનો હાય હાથ કોઇ નવ ઝાલે
. ધનવંતાના દાસ થઇ વાસિદું વાળે
ગરીબ જ્ઞાનિ હોય કોઇ પાસે નવ બેસે
મૂરખ પણ ધનવાન તણી સૌ સોડે પેસે
ગરીબ! ગરીબ સાથે મળી ઉપાય જો કઇ આદરે •
ચુની તો ચીત્ત ચ્હાયછે તોજ અરથ સ્હેજે સરે.

ભલેને ચલિત લક્ષ્મીના તુચ્છ મદમાં તણાઇ જઇ લક્ષ્મીવાન ગરીબ ગરબાંઓનો ભક્ષ કરે. પરન્તુ ગરીબ ગરબાઓની કકળતી નિસાસાં નાંખતી આંતરડીના પ્રભાવથી એક વખત કુબેર સરીખા ધનપતિનો ભંડાર, ગરીબના શ્રાપ

રૂપી અંગાર દૃષ્ટિથી, સુવર્ણ અને જવાહીરના શ્રંગારથી ભરેલ છતાં ગરીબના ચુલ્હામાંની રાખથી પરિપૂરિત થઈ જાય છે. ગરીબના ઉષ્ણ નિઃશ્વાસથી કેટલાં વિશાળ કુટુંબો સંસારની સપાટીપરથી અદ્રષ્ય થઈ ગયાં! તારાજ થઈ ગયાં! લક્ષ્મી એતો ગરીબની હુવાનુજ દૈવત છે!! તેનો ગર્વ શો? ના હોય ત્યાં થાય. અને હોય ત્યાંથી જાય. એજ કુદરતની ચમતકૃતિ છે! જરીક કંઇ આંખ તો ઉઘાડો?

ઉદય થાય છે રવિ અસ્ત પામે શશિ સ્હામે,
પ્રકાશ પાછો વળે તિમીરનો પડદો જામે,
ભરતિનું ભરપુર પૂર હલવાયે પાછું,
તરંગ નીચા વળી પાણીને કરતા આછું,
"ચઢતી-પડતી થાય વ્હાયછે વિપરીત વાયુ,"
"વિચીત્ર એ ઘટમાળ વિશ્વ તેમાંજ સમાયુ."
"નાચી નચાવે વિશ્વને નટવર વળી ન્યારો રહ્યો."

દૂર રહીને પણ સર્વનિપૂણ સર્વાન્તર્યામી સચ્ચિદાનંદ ઘન પરમાત્મા, મનુષ્યના મદ-અહંકારનું ભક્ષણ કરે છે. અને તેની સાથે, મદ અને અહંકારની પ્રતિમારૂપ ચંડાળને ત્યાં રહેવાથી રખેને શ્રીવિષ્નુભગવાન મ્હારો ત્યાગ કરે એમ ધારી લક્ષ્મી પણ તે સ્થળેથી પલાયન કરે છે. પછી, જુવો! કે તેવા પામર જનપશુ આત્માઓની શું સ્થિતિ થાય છે?

દાન, દયા, અને ધર્મને રસ્તે લક્ષ્મીનો વ્યય કરવાથી

લક્ષ્મી જાય છે તેના કરતાં અધિક પ્રાપ્ત થાય છે. પરન્તુ અયોગ્ય રસ્તે અનીતિને રસ્તે વળી, લક્ષ્મીનો ઉપયોગ કરતાં જોતજોતામાં જોયા જેવા હાલ હવાલ થાય છે.

પૂણ્યાત્મા પૂર્ણ પ્રભાવશાળી લક્ષ્મીવાન પિતાના લાડીલા પુત્ર રતિકાન્ત ! નીતિવાન, ગુણવાન, વિદ્વાન, ગરિબને આશ્રય આપનાર, સર્વદા પરોપકાર કરવામાં રત રહેનાર, બ્રાહ્મણનું સદૈવ પૂજન અર્ચન કરી મ્હોં માગ્યાં દાન આપનાર દેવપુરૂષની ધવલ કીર્તિને ધૂળમાં રગદોળનાર હેવાન રતિકાન્ત ! અત્યારે તું જે કંઇ ભોગવે છે તે સમજ કે ત્હારાં કરેલાં કૃત્યોનુજ એ પ્રત્યક્ષ ફળ છે.

"પાપ રૂપી ફળને ફળવાને, દુઃખ રૂપી ધન વાવરવાને;"
"નર્ક રૂપી ઘરમાં વસવાને, અન્ય દાર સુરખા ચિત મ્હાને."

પિતાના મરી ગયા પછી રતિકાન્તે પાંચ વર્ષના ટુંક સમયમાં પાંચ લાખનું પાણી કર્યું. ભલી માતાએ એકનો એક પુત્ર જાણી મરનાર શેઠની ઇચ્છાને માન નહિ આપતાં જે કંઈ હતું તે સર્વસ્વ તેને બતાવી દીધું ! મરનાર શેઠ. "પુત્રનાં લક્ષણ પારણામાંથી" એ કહેવત અનુસાર જાણતા હતા કે, કુલાંગાર પુત્ર કીર્તિ અને લક્ષ્મીને માથે મ્હારા મર્ણ પછી પાણી ફેરવનાર છે, તેથીજ તેમણે શેઠાણી (રતિકાન્તની મા) ના નામનુ . વીલ કર્યું હતું. પણ પુત્ર તરફથી પૂર્વના પ્રારબ્ધ યોગે શેઠાણીને અત્યંત સહન કરવાનું લખાયેલું તે કોણ ટાળી શકે?

દર દાગીના વગેરે પુત્રના હાથમાં સોંપી દેતાં કેટલા સમયમાં રતિકાન્તે શું કર્યું, તે તો વાંચકવર્ગને ઉપર જણાવી દીધું છે.

ગાડી-ઘોડા મોટર વગેરેનું મોટું ઘમંસાણુ એકઠું કર્યું; પછી તેની સાથે ચાકર નફ્રર પણ વધેજને ? અધૂરામાંપુરૂ દેશ પરદેશની અસંખ્ય રૂપવતિ પૈસાની ભૂખડી, જગલાડીઓની પાયમાલ કરનારી લતમાં અગાડી આવ્યો. કહો, પછી કંઈ બાકી ? અને એજ અનીતિ યજ્ઞમાં પરમપૂનિત વિશ્વપૂજીત લક્ષ્મીદેવીનું બલિદાન અપાયું. દિવસે દિવસે ન્યાતજાતમાં પોળમહોલ્લામાં રતિકાન્ત ઉપર તિરસ્કાર અને ફીટકારનું વર્ષણુ થવા લાગ્યું. દુનિયા રૂઠી તેની સાથે, દુનિયાના માલિકની અમીદ્રષ્ટિને બદલે અવકૃપાની અદ્રશ્ય રીતે વૃષ્ટિ થવા લાગી.

રતિકાન્ત સમજ કે ત્હારો ભાગ્યરૂપી સૂર્ય પૂર્ણ અસ્ત થવાની અણી ઉપર છે. કઇક તો ચેત ! બાંધી મૂઠી લાખની છે, પછી ઉઘાડી વા ખાશે ! પણ રતિકાન્તના તગદીરમાં સાંજ સવાર ઉકાળેલા દુધને બદલે, શુદ્ધ જળ પીવાના પણ સાંસા પડવાનો સમય નિર્માણ થએલો તે કોણ મિથ્યા કરે !

વ્યાપાર—રોજગારમાં દુર્લક્ષ્ય રાખવાથી, કામકાજ કરનારા નિમકહરામ ગુમાસ્તાઓમાંના એક મનજીએ તો અયશ—આરામમાં વગર હરકતે જીન્દગી ગુજારી શકાય તે-

રકું નાણું ઘરમાં ઘાલ્યુ. ઉઘરાણી પતી નહિ ! એ જવાબથી ગુમાસ્તાઓ શેઠને સંતોષ આપતા રહ્યા. આથી બન્યું શું ? ઉઘરાણી પતી નહિ, એટલે લેણદારોએ આવી આવીને ઘર ભાગવા માંડ્યું. રતિકાન્ત ચારે કોરથી ઘેરાઇ ગયો, અને છેવટે પરિણામે સહાય લેવાનો અગ્રાહ્ય અખતરો અજમાવવાની રતિકાન્તને અગત્યતા પડી. પણ એ બધો પ્રતાપ કોનો ? વાંચક ! કહો કહો ! કે પેલા **મનજીભવાનીનો**. વાહ ! નશીબ !

આવી રીતે લક્ષ્મીદેવીએ કોણ કહી શકે કે, કેટલા સમયને માટે રતિકાન્ત પાસેથી રજા લીધી, ગાડી-ઘોડા અને મોટરગાડી ગેરહાજી થઇ ગઈ ! ચાકર-નફર ઓછા થઇ ગયા ! આવી રીતે ઘણા સમયથી ઘરનો જાળવી રાખેલો ભરમ પળવારમાં ઉઘડી ગયો; છતાં રતિકાન્તનો દોરદમાન તો હતો તેવો ને તેવો કાયમજ હતો. માનો કે, ગર્ભશ્રીમંતનું ઘર હોવાથી કદાચ પાંચ-પચીસ હજારનું પાપ્યું હશે તો તેથી શું ?

કુદરતના કોપ અને પુત્રના ત્રાસથી કંટાળેલી શેઠાણીએ (રતિકાન્તની માએ) કંઇક શાન્તિ અને આત્માના કલ્યાણની ઉપેક્ષાએ સંઘનનું વર્ષ ચાલતુ હોવાથી યાત્રા કરવા જવાનો નિશ્ચય કર્યો. ઉક્ત વિચાર માતાએ પુત્રને જણાવ્યો; રતિકાન્તે તેને માટે જરીક પણ આનાકાની કરી નહિ. માતા પુત્રની વાત પૂરી થઇ ના થઇ એટલામાં

તો, બરાબર સાયંકાળ થતાંજ, સાત સાડાસાતના સુમારે રતિકાન્તા ( રતિકાન્તની સ્ત્રી ) આવી પહોંચી. શેઠાણીએ બ્હીતાં બ્હીતાં પુત્ર-વધૂને પાસે બોલાવી, અને પોતે યાત્રાએ જવાને જે વિચાર કર્યો છે તે કહી સંભળાવ્યો; તેની સાથે ઘર અને વરની યથોચિત્ સંભાળ રાખવાને સૂચના કરી.

રતિકાન્તા એ પણ એક શ્રીમંત તનયા હતી. અપ-ટૂ-ડેટ ફેશનથી અલંકૃત થએલી, સાથે બાલ્યાવસ્થામાંથીજ પિયરમાં સંપૂર્ણ લાડ-કોડમાં ઉછરેલી હતી. તેને જોતાં એમ સહજ પ્રશ્ન ઉપસ્થિત્ થાય કે, દેવતા સરખો તેને તે પાડતાં આવડતો હશે કે કેમ ? ને હતુ પણ એમજ. એકની એક પુત્રી હોવાથી, અને સાથે સંપત્તિ છોકરાંનાં છોકરાંને ખાધે ખૂટે તેટલી નહિ હોવાથી રતિકાન્તાને ચાકર ચાકરડીઓવાળા ઘરમાં કહો કે શું કરવાની જરૂર પડે? રતિકાન્તાના માત-પિતા તેને લોટો સરખો એક ઠેકાણેથી ઉપાડીને બીજે ઠેકાણે મૂકવાને સાફ ના પાડતાં, પછી કહો કે, ગૃહકાર્યભાર એક એવી તદ્દન બિન કાબેલિયાત-બિન અનુભવી બાળા પોતાના શિરપર ધારણ કરી શકે ખરી ? પિયરથી રાત્રે આઠ વાગે સાસરે આવે, અને તે પણ વળી ગાડીમાં; તેવીજ રીતે સવારના છ વાગે ઉઠીને કંઇપણ કર્યા શિવાય, કોઇને કંઇપણ કહ્યા શિવાય, ગાડીવાળો પોળના નાકે આવીને ઉભોજ હોય કે ગાડીમાં બેસીને,

લોકો દાતણ–પાણી કરવા પણ ના બેઠાં હોય તે પહેલાં તો પિયર ચાલી જાય, તે રતિકાન્તા, અલ્પમતિથી વિચાર કરીએ તો પણ સહેલાઇથી જણાય કે, **શ્યામ–સદનની** શું સંભાળ રાખશે? શેઠાણીની સૂચનાનો માત્ર, સારૂ ! એ શબ્દથી જવાબ વાળ્યો, અને પોતાના એકાન્ત વાસમાં ઉપડી ગઇ.

કરેલા નિશ્ચય પ્રમાણે શેઠાણી મુકરર કરેલા દિવસે સારો સંગાથ જોઇ યાત્રા કરવા ગયાં. ઘરમાં રતિકાન્ત અને રતિકાન્તા શિવાય કોઇ ના મળે. તેમાંએ વળી રતિકાન્તા તો રાત્રે આવીને સવાર થતાં તો પલાયન કરી જાય !

રસોઇ વગેરે ઘરનું કામકાજ નિમકહલાલ જુનો વૃદ્ધ નોકર મોતી કરતો, અને શેઠાણીની ઘેરહાજરીમાં રતિકાન્તની તબિયત સાચવતો ! પરંતુ દૈવયોગે મોતીની તબિયત અચાનક લથડી, તેને તાવ અને સાથે શૂળ ઉપડ્યું, અધૂરામાંપુરૂં વૃદ્ધાવસ્થા. પછી ! તેને બીજે દિવસે, સવારે તો મોતીએ જેમ તેમ કરીને પથારીમાંથી પરાણે ઉઠીને રતીકાન્તના જેટલી રસોઇ કરી, ત્હેનો જમવાનો સમય સાચવ્યો. બીજે દિવસે તો મોતી ખૂબજ લથડી ગયો. તે દિવસે સવારમાં તો ગમે તેમ કરીને રતિકાન્તે નભાવી લીધું. નમતો કાળ થએ મોતીની સ્ત્રી માણેક તેના ધણીને ઘેર લઇ ગઇ. મોતીએ પણ પોતાની એવી સ્થિતિ હોવાથી ઘેર જવાનુંજ યોગ્ય ધાર્યું. મોતીને તેને ઘેર લઇ જવામાં આવ્યો.

રતિકાન્તને હમેશાં સાંજરે ગરમ ઉતરતુ ખાવાનીજ ટેવ પડી હતી, પણ આજ તો નહોતો મોતી કે, મા શું કરે? તેમ નહોતું પોતાને પણ દેવતા સરખો પાડતાં આવડતું કે હાથે રાંધીને હોજરી ભરે. અને તેથીજ સાયંકાળે હરહમેશના નિયમ મુજબ રતિકાન્તાની રાહ જોતો ભૂખ્યો ને ભૂખ્યો ચોપાટી પર જઇને બેઠો; જાણોજ છો ને કે સવારમાં તાઝું શીરૂં ખાઇને ચલાવ્યું હતું. સાંજરે વાળુ કરીને ઘડીભર ગમ્મતની ખાતર હવા ખાવાની હરહમેશની બેસવાનીજ જગ્યાને આ સ્થળે ચોપાટી આલેખવામાં આવી છે. જ્યાં જ્યાં ચોપાટી શબ્દ આવે ત્યાં ઉકત સ્થળજ સમજી લેવું.

ડૉગકાર્ટના બેલનો ટકોરો થયો, અને જોતજોતામાં સરસર કરતી રબર ટાયરની ગાડી આવીને ઉભી રહી. રોફમાં ને રોફમાં રતિકાન્તા રૂમઝૂમ કરતી ગાડીમાંથી ઉતરતી કે ચાલતી થઇ. પોળના નાકાથી ઘર સુધી મૂકવાને પાછળ પાછળ હાથમાં લઠ્ઠ અને ફાનસ લઇને ભૈયો પણ ગયો, ભૈયો રતિકાન્તાને ઘરમાં ઘાલી આવી ઉતાવળથી આવતો કે ગાડીમાં બેઠો. જોતજોતામાં ગાડી અદ્રષ્ય થઇ ગઇ. રતિકાન્ત ચોપાટીપરથી ઉઠીને ચાલતો થયો.

આ તરફ રતિકાન્તા ઘેર આવીને, છાનીમાની ઘર વાસીને અન્ધકારમય એકાન્ત વાસમાં દાખલ થઇ; બીક લાગવા છતાં હિમ્મતથી બેસી રહી. પણ એમ કેમ? કા-

રણુકે દિવાસળીની પેટી ક્યાં હશે, તે શોધી કાઢવાને અં-ધારે વ્યર્થ કોણ પરિશ્રમ વેઠે ? રતિકાન્તે આવીને લેમ્પ સળગાવ્યો. અને હરે ! રામ ! કહેતો કે જાઇને જાણે દસ ગાઉથી ચાલીને ના આવ્યો હોય તેવો ભાવ બતાવતાં ગા-દી–તકિયે બેઠો. વાંચક ! રતિકાન્ત અને રતિકાન્તાનો મનન કરવા યોગ્ય વાણીવિનોદ શાન્તિથી શ્રવણ કરી લે !

કાન્તા—મોતી ક્યાં ગયો ? આજ કંઇ પથારી પણ કરી નથી.

કાન્ત—મોતીની બિચારાની તબિયત બગડી છે. સખ્ત તાવ આવવાથી સાંજ પડતા પહેલાં તેની સ્રી માણેક આવીને તેને પોતાને ઘેર લઇ ગઇ છે.

સખ્ત તાવ આવવાથી અને સાથે સાંજ પડતા પહેલાં, એ શબ્દો ખાસ દાબીને રતિકાન્તાને સંભળાવવાનુ કારણ એજ કે, કંઇ કરતાં રતિકાન્તા કહે છે કે, ત્યારે અત્યારે તમે ખાધું શું ? પણ રતિકાન્તા તરફથી તો શુક્રવાર વળે એવો જવાબ મળ્યો નહિ. ફરીથી રતિકાન્તે કહ્યું–બિચારાએ સવારમાં સુખે–દુઃખે પણ પથારીમાંથી ઉઠીને મ્હારે માટે રસોઇ કરી હતી. શેઠ ! સાંજરે શું ખાશો ? એમ કહેતો તે બિચારો ના ચાલે ગયો છે.

કાન્તા—ત્યારે પથારી કોણ કરશે ? પીવા સારૂ પાણી જોઇશે તે કોણ મૂકી જશે ? મ્હને ખબર મોકલાવવી હતીને તો હું આવત શું કામ ?

રતિકાન્તના મનમાં વહુરાણી રસોઇ-પાણી કરી આપી ક્ષુધા શાન્તિ કરાવવામાં સાધનભૂત થઇ પડશે. તે વાત તો ક્યાં ગઇ ને આતો ઑારજ ઉભું થયું !

કાન્ત—એક દિવસ અગવડ વેઠીને હાથે કામ કરવામાં પણ હાથ ઘસાઇ જાય છે? બધાય દિવસ તે કંઈ કોઇના સરખા જાય છે? સમજો કે આજ તમને કંઇ શીખવાનું મળશે !

કાન્તા—બહુ સારૂં ! મ્હારે તો કંઇ નથી શીખવું. અમારા તો હાથ ઘસાઇ જાય છે. એ આપણાથી નહિ બને ! નહિતો હું તો મ્હારે આ ચાલી.

કાન્ત—તમે જાણો છો, કે, મોતીએ રસોઇ કરીને સવારમાં જેમ તેમ કરી કામ પતાવી દીધું હતું; અને હજુ તો મ્હેં ખાધુ કર્યું તો છેજ નહિ ! ઉલટું ખાવા કરી આ-પવાની વાત તો ક્યાં રહી, અને કશું કહ્યા કર્યા પહિલાં સાધારણ વાતચિતમાં આમ આ...ચાલી એમ કહો છો તો પછી આગળ તો ક્યાં !

કાન્તા—આગળ-ફાગળ એ કશુંએ નહિ ! આપ-ણાથી એ પથારીએ નહિ થાય, અને હેઠળથી પાણીની હે-ઘડી ભરીને પણ ઉપર નહિ લવાય.

કાન્ત—ત્યારે તમારાથી રંધાય તો શેનું જ ?

કાન્તા—ના ! કદી નહિ.

કાન્ત—ત્યારે તો આજ મ્હારે ભૂખ્યાજ ઠોકાવું પડશે !

કાન્તા—જામનગરવાળાને ત્યાંથી મિઠાઈ લાવો, અથવા તો નવો રસોઇયો બોલાવી લાવો, અને રસોઇ કરાવી જમો. રાંધવા કરવાની એવી નકામી વાત મ્હને કહેતા નહિ !

રતિકાન્તાએ નિશ્ચયજ કર્યો છે કે, ગમે તેમ થાય તોપણ આજ તેને કોઇપણ રીતે બે શબ્દો સંભળાવવા; અને જે થાય તે જોયા કરવું.

કાન્ત—હઠીલી ! તું ત્હારી આવી બેઅદબી માટે પાછળથી પસ્તાઇશ. શું તું ત્હારી આવી ઉચ્છૃંખલ વૃત્તિથી સુખી થઇશ એમ સમજે છે ?

કાન્તા—આ જીવનમાં સુખી થવાની મ્હેં સ્વપ્ને પણ ઇચ્છા નથી રાખી. આ સંસારમાં મ્હારે માટે તો સુખ સરજાયુંજ નથી; હું તો એમજ માનું છું.

કાન્ત—ત્યારે શું તું દુઃખી છે ?

કાન્તા—હા ! પરંતુ તમે સુખી છો એટલું વળી સારૂં છે.

કાન્ત—ખરેખર મ્હારા જેવો બીજો સુખી કોણ છે ? ભૂખ્યા પતિની ક્ષુધાને તૃપ્ત કરવાનો પત્ની ભાવ પણ ના પૂછે, ત્હેના જેવો ભાગ્યશાળી સુખી ભરથાર બીજો કોઇ હોય કે ? હોય ! એ તો સમયનો મહિમાજ એવો છે.

"લક્ષ્મી વિનાના....શંખ." એમાં તમારો યત્કિંચિંત્ દોષ નથી. એક કવિએ કહ્યું છે કે:—

આદમી બડા નહિ હે, જો કૂછ બડા સો પેસા.
પેસાહી દે દીલા દે, પેસાહી આ ખીલાદે,
પેસાહી હાથ ઉડા દે, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે બાપ-માઈ, પેસેસે બ્હેન-ભાઇ,
પેસેકી સબ સગાઈ, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે મ્હેલ માંડી, પેસેસે ખેતી બાડી,
પેસેસે ઘોડ ગાડી, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે જરીકા જોડા, પેસેસે કંગન તોડા,
પેસા બીના હય ખોડા, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે તેરી ઇજ્જત્, પેસેસે તેરી મહોબ્બત્,
પેસેકી સબ હકૂમત્, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે પ્યારી મૂરત, પેસેસે અચ્છી સૂરત,
પેસેકી હય જરૂરત; સબસે બડા હે પેસા.—આદમી.
પેસાહી ધર્મ કરાવે, પેસાહી કર્મ બઢાવે,
પેસાહી પાપ ઉઠાવે, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે સબ કોઇ ઝૂકે, પેસે બિન સૂહપે થુંકે,
પેસાહી જલમે ફુંકે, સબસે બડા હે પેસા.—આદમી.
પેસેસે અયશ આલા, પેસે બિન મૂંહ કાલા,
પેસેકી બોલ બાલા, સબસે બડા હે પેસા.—આદમી.

પેસેસે ગદ્ધા ઘોડા, પેસા બિન આદમી ખોડા,
પેસા બના ચાર અજોડા, સબસે બડા હે પેસા.—આદમી.

કાન્તા—લક્ષ્મી કયાં નહોતી ? ઘોડાગાડી કયાં નહોતી ? બાગ-વાડી અને લાડી તમારે માટે સરજાઇ નહોતી ? સમજો કે જગલાડીએજ તમારી જીંદગીના સુખ—વૈભવ અને શાન્તિમાં પ્રચંડ આગ લગાડી છે.

સત્ય શું છે, તે પત્નીના ઉદ્ગારથી પતિને વગર હરકતે અત્યારે સમજાય છે. ચાર દિવસની જીંદગાનીમાં એક દિવસની યુવાનીના ક્ષુદ્ર સુખને માટે, અજ્ઞાન અવસ્થામાં રતિકાન્તે જે આચરણ આચરી હેરાન થવાના અવસરને આમંત્રણ કર્યું હતું; તે તેનાથી આ ઘડીએ સારી રીતે સમજાય છે. તેણે નિશ્ચય કર્યો કે, જ્યાંસુધી મ્હારી તુચ્છ લાલસાઓનો ત્યાગ મ્હેં કર્યો નથી, ત્યાંસુધી હું કોઇપણ પ્રકારે સુખી થઇ શકીશ નહિ. પોતાને લીધે નિર્દોષ પત્નીને પણ જે સહન કરવું પડે છે, તે પણ હવે તેનાથી સમજાય છે. તેના અંતરમાં પશ્ચાત્તાપે પ્રવેશ કર્યો એમ કઇ જણાય છે ખરૂં ! રતિકાન્તથી મ્હોટે અવાજે બોલાઇ જવાયું:—

પ્રિયે ! ખરેખર સત્ય છે. તમારા પ્રત્યેક શબ્દોરૂપી બાણ મ્હારા કાળજાને વિંધી નાંખે છે. પ્રતિ પળે યાદ આવે છે ! તન-ધન અને જનથી હેરાન થઇ જઇ, કરેલાં પાપાચરણને માટે હવે પૂરો પસ્તાઉ છું. જે લોકો નીચા

નમી નમીને નવ નવ સલામો ભરતા, તે મ્હારા સામું ર
રખા જોતા નથી. જેઓ મ્હારા બાપ-દાદાને લીધે ખાટ
અરે! હરેક રીતે સુખી થયા, તેઓ મ્હારી તરફ દૂર રહ્યા
રહ્યા આંગળીઓ કરે છે. નોકર-ચાકર કુટુંબિ, મિત્ર વગેરે
તરફ નજર કરતાં હું કંઈ ઑરજ દેખાઉ છું.

**કાન્તા**—ત્યારે હું કેવી દેખાઉ છું?

**કાન્ત**—દાઝયા ઉપર ડહામ! પડતા પર પાટુ!
બળતામાં ઘી! નગ્નને નિચોવવાનું એ રહેવા દો, દેવી!
રહેવા દો. સુન્દરિ! તમારા તિરસ્કારને લીધેજ માનો કે
મ્હારી આ સ્થિતિ થઇ છે. મનુ ભગવાને માનવ ધર્મ-
શાસ્ત્રમાં ખરેખર સત્યજ કહ્યું છે:—

यत्र नार्यस्तु पुज्यंते रमन्ते तत्र देवताः ॥

જે સદન માંહી સુન્દરિઓ સર્વદા પૂજાય છે,
ત્યાં સ્વયંભૂનો સર્વદા અવિચલ નિવાસ મનાય છે.

હવેજ મ્હારી આંખ ઉઘડી છે. સારૂં-ખોટું સમજ-
વાનું યથાર્થ જ્ઞાન, ગુરૂ સ્વરૂપે તમેજ મ્હને આપ્યું છે.
પ્રિયે! તે બદલ તમારો મહદ્‌રૂણી છું. "**સુખ-દુઃખ
કર્મના વ્યવહાર**" એ હવેજ સમજાય છે. તમારી તરફ
દુર્લક્ષ્ય રાખ્યું, શુદ્ધ સ્નેહથી કોઇ દિવસ મ્હેં તમારો સ-
ત્કાર કર્યો નથી, તો પછી તમારી તરફના તેવાજ સ્નેહની
કેવી રીતે આશા રાખી શકું? સુન્દરિ ગઇ-ગુજરી ભૂલી
જાવો! "**હું તમારો છું; અને તમે મ્હારાં થાવો.**"

કહો, કહો, મ્હને એક વખત મ્હારો કહો કે, આ પામર આત્માને શાન્તિ વળે ! દેવી ! તમે કહો તેમ કરવાને તૈયાર છું.

રતિકાન્તના અંતરના ઉદ્‌ગારથી રતિકાન્તાનું કુમળુ હૃદય પિગળી ગયું. તેનું શુદ્ધ હૃદય આનંદ સાગરમાં તરવા લાગ્યું. તે સમજી કે, હવે મ્હારા ભાગ્ય-પ્રભાકરનો અવશ્ય ઉદય થયો ! તેણે જાણ્યું, આહા ! તેણે પ્રત્યક્ષ અનુભવ્યું કે, તેનો પતિ પોતે કરેલા પાપ કર્મને માટે અત્યંત પસ્તાય છે. ધન-ધામથી હેરાન થએલો, શોકાંકિત પ્રત્યક્ષ અનુભવાય છે; અને સાથે તેના હૃદયમાં વિશુદ્ધ સ્નેહનો અપૂર્વ સંચાર થએલો જણાય છે. તેથીજ આજ પોતે પોતાની જાતને મહા ભાગ્યશાળી માનવા લાગી ! પરમ કૃપાળુ પરમાત્માનો પુનઃ પુનઃ આભાર માનવા લાગી ! વાંચક ! તે પણ એક કોમળ હૃદયનીજ બાળા હતી. તેના હૃદયમાં પણ અનુપમ પતિ ભક્તિ જાગૃત થઇ, તેમાં પણ રતિકાન્તના "હું તમારો છું, અને તમે મ્હારાં થાવો." એ શબ્દોથી તો તેની આંખમાં આનંદાશ્રુ આવી ગયાં.

રતિકાન્તનાં નયનદ્વારા અશ્રુ-બિન્દુ સરસર ખરે જાય છે. શું, એ હૃદય-ભેદક દ્રષ્ય કોમળ કામિની જોઈ શકે ? તેણે હિંદોળા પરથી ઉઠી પતિના ચર્ણમાં જઇને મસ્તિષ્ક નમાવ્યુ પતિએ પત્નીને હૃદય સરસી ચાંપી ! પત્નીએ પતિની પાસે ક્ષમા યાચી ! પતિએ પત્નીનો આભાર પ્રદર્શિત કર્યો !

રતિકાન્ત ક્ષુધાતુર છે, એ શરૂવાતથીજ જાણતી રતિકાન્તા, આજ પ્રથમજ સાસરે રસોઇ કરી પતિને જમાડવાનો અપૂર્વ લ્હાવ લેવાને અધીરી થઇ. રતિકાન્તના ના કહેવા છતાં, પૂર્ણ આગૃહ કરતી પતિને સાથે લઇ નીચે ગઇ. અજ્ઞાત યૌવનાને યૂવકે સીધું-સામાન વગેરે બતાવ્યું કલાક દોઢકલાકમાં તો રતિકાન્તાએ રસોઇ કરી પતિને જમાડી તૃપ્ત કર્યો; અરસપરસ પતિ-પત્ની ભાગ્યશાળી થયાં. પીવાને માટે પાણી લઇ, ઢાંકા-ઢૂમા કરી પરમાનંદીત હૃદયે પતિ-પત્ની શયન ભોવનમાં દાખલ થયાં. સ્નેહ વિનોદ થયો ! રતિકાન્તે પત્નીમાંજ સંતોષ માનવાને પ્રતિજ્ઞા કરી. પત્નીએ અપરાધની ક્ષમા યાચતાં મન-વાણી-કર્મથી પતિ--સેવા કરવાને પ્રતિજ્ઞા કરી. મોડી રાત જવાથી રતિકાન્તાની પ્રાર્થનાથી રતિકાન્તે શયન કર્યું. પોતના ચર્ણ તળાંસતી રતિકાન્તાથી, વાહ ! પતિ-સેવાનો અપૂર્વ લ્હા લેતી ભાગ્યશાળી ભામિનીથી આનંદ સાગરમાં તણાતાં મનમાં ને મનમાં ગવાતી કડી-"આજ મ્હારે સોનાન સૂરજ ઉગ્યા હો ! રંગભીના ! ' મ્હોટેથી ગવાઇ ગ અર્ધ જાગૃત રતિકાન્તના હૃદયમાં ઉપરની કડીનો ચમક થયો. પોતાના જીવનને કૃત્ય કૃત્ય માનતાં રતિકાન્તે પૂ ખુશી થતાં પથારીમાં બેઠા થઇ સહચારિણીને હૃદય સર ચાંપી, પ્રેમચુંબન કર્યું, અંતિમ્ સાધ્વી રતિસુન્દરિને શ ન્તિથી શયન કરાવ્યું ! ધન્ય ! રતિસુન્દરિ !





## ચતુર્થ પરિચ્છેદ.

### કુતરાંની પૂંછડી વાંકી તે વાંકી.



શીલા શ્વાનની પૂંછડી સાથ સાંધી.
જુવો જુક્તિથી જાળવી બંધ બાંધી,
કરી પાંશરી તો ફરી વાંકી વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ક૦ દ૦ ડા૦





સારાં શુકન જોઇને પવિત્રી સાસરે આવી છે; અને તેથીજ વાંચકવર્ગ વિસ્મય થતાં તેને સાસરે જોઇ શકશે.

પવિત્રી શા સારૂ શેને માટે કેવી ચાલાકી કરીને, ભોળા ભરથારની આંખમાં ધૂળ નાંખીને આવી છે, તે પણ કોઇથી અજાણ્યું નથી. આંજ લગભગ પાંચ માસ થયા પવિત્રી નિયમિત સાસરે ખુશીથી આવે-જાય છે. એવીજ

ધારણા બાંધી શકાય છે કે, પવિત્રીએ તેનો સ્વભાવ તદ્દન બદલી નાંખ્યો છે. ત્યારે, "મરવા સૂતાં પણ સ્વભાવ તો બદલાતોજ નથી." એ તો અમે સારી રીતે જાણીએ છીએ! અરે! તે પરત્વે કેટલાએ કવિ-કોવિદોએ ઘણુંએ કહ્યું છે જુવો જોઇએ—

પાવકકુ જલ-બુન્દ નિવારન,
સૂરજ તાપકુ છત્ર કીયો હે;
વ્યાધિકુ વૈદ્ય તુરંગકુ ચાબૂં,
કુપાત્રકુ વર્ખકુ દંડ દીયો હે;
હસ્તિ મહંતકુ અંકુશ હૈ યદી,
ભુત પિશાચકુ મંત્ર કીયોહે;
ઔષધ હે સબકો સુખકારક,
"સ્વભાવ કો ઔષધ નહિંજ કીયો હે."

ગમે તેમ હો, યા સૌ ફાવે તેમ કહો, પણ પવિત્રી ખૂબીથી સ્વલ્પ સમયમાં સાસરીયાંને પ્રિતિકર થઇ પડી! અનેક વખત ઘરનાંને છણકા-છાકોટા કર્યા કરે છે; પણ કોણ જાણે શાથી કોઇ તેને કશું કહેતું નથી! ઉલટી ઘરડી સાસુ તો, હાય! હાય એ તો! એમ વારંવાર કહ્યા કરે છે. વાહ! પવિત્રી! ત્હેં તે કંઇ જાદુ પ્રયોગ અજમાવ્યો કે શું? ભલો પ્રિતમ ભામિનીનો "ભયંકર ભેદ" ક્યાંથી જાણી શકે? તે પણ તેને સારી રીતે ચ્હાય છે કવચિદ્ ચકમક ઝરે, એનો તે કંઇ હીસાબ છે?

સાસરે આવે લગભગ પાંચ છ માસ થયા, છતાં પવિત્રી વેગળી બેઠી નથી. તેનુ વદન કમળ પ્રતિદિન પ્રફુલ્લિત થએ જાય છે. પવિત્રી ગર્ભવતી છે. માનો કે, તેથીજ સાસરીયામાં તેનો સત્કાર થાય છે.

પ્રિતમના હૃદયં સાગરમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક રૂપી તરંગો પ્રચંડ વેગે ઉદ્ભવ થએ જાય છે; પણ સાપે છછુંદર ગળ્યાની માફક પોતે તે બાબત કંઇપણ કલ્પના કરી શકતો નથી, વા તે બાબત તે નથી કોઇને પૂછી શકતો! એટલું તો ખરૂંજ કે તેનો અંતરાત્મા તેના શરીરના પ્રત્યેક રોમ રોમ દ્વારા સૂચવે છે કે–પવિત્રી અપવિત્ર છે! પવિત્રી વ્યભિચારિણી છે! પવિત્રી પરનર ગામી પિશાચિની છે! આહા! રોમ રોમમાંથી એવોજ અવાજ થયા કરે છે કે, પ્રિતમ! પવિત્રીનો વિશ્વાસ કરીશ નહિ! પવિત્રીને સ્હાઇશ નહિ! તે તો નર્ક પંથગામી લંપટ કૂળ ભૂષણુ લલના ફક્ત તને છળવાની ખાતરજ, તને આધીન થવા–કરવા આવી છે. હા ..ય! પણ કહો કે પ્રિતમ તે ભલો બિચારો શું કરે?

પ્રિતમ માત્ર તેથીજ, પવિત્રી પુનઃ પોતાને ત્યાં આવી ત્યારથી તેને પત્નીભાવથી સત્કારતો નથી. પોતે પતિ તરીકેની જવાબદારી સમજવા છતાં, સંભાળતો નથી. પવિત્રી આવી ત્યારથી તેણે અડગ બ્રહ્મચર્ય દિક્ષા ગૃહણ કરી છે. પણ, ત્યારે આ શું? પવિત્રી તો શ્રીમંતિની છે ને! પવિત્રી ગર્ભવતિ છે તે! થોડા સમય પછી તે તો સંતાનવતિ થશે!

પવિત્રીને સાસરે સંઘરવાનુ માત્ર તેની સાસુએજ માથે વ્હોર્યું હતું. પ્રિતમે તો શરૂવાતથીજ ચોખ્ખી ઘસીને સાફ ના કહી હતી. માતાએ પોતાની મરજીથી, પ્રીતમની મરજી વિરૂદ્ધ થઇને પવિત્રીનો ભાઇ. તે દિવસે કહી જવાથી પવિત્રીને તેડવા સારૂ સુન્દરને તે દિવસે મોકલી હતી. કહો પછી પતિ–પત્નીને તે ક્યાંથી બને?

વાંચક! પ્રિતમ માત્ર નિરંતર એજ વિચાર કર્યા કરે છે કે, પોતે પવિત્રીને એક વખત પણ ૠતુદાન આપ્યું નથી, છતાં પવિત્રી ગર્ભવતી છે! એ શું? અને તેથીજ તે અહોનીશ બહોતની માફક ફર્યા કરે છે. ક્ષોર કરાવતો નથી. શય્યામાં શયન કરતોનથી. પવિત્રી તરફ પત્ની ભાવથી જોતો નથી; અને કોઇની સાથે કામ શિવાય વાતચિત સુધ્ધાંત કરતો નથી. પત્નીનો પ્રભાવ કચ્હારનોએ તેના કાને આવ્યો હતો, અને તેથીજ તેનું દીલ તેનાપરથી ઉઠી ગયું હતું, છતાં પવિત્રી બોલાવતી તો તેની સાથે ઉપરથી આનંદ બતાવતાં પ્રત્યુત્તર આપતો. પ્રિતમે પવિત્રી આવી તેજ દિવસથી પોતે વિલાયત જઇને આઇ. સી. એસ.ના થઇ અવાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી છે, એવું એને કહી દીધું હતું. પવિત્રી તેથી તદન અસહાય થઇ ગઇ! વાંચક! ભિતરનો ભેદ માત્ર પતિ–પત્ની શિવાય કોણ જાણે?

ગર્ભપાત કરવાના ઘોર હત્યાચારી ઉપચાર પવિત્રીએ

અજમાવી જોયા, પણ, સર્વ વ્યર્થ ગયું. બરાબર સાત માસ પૂરા થતાં, સાસુએ પવિત્રીને શુભ દિવસ જોવરાવી રક્ષાબંધન કરવાનો નિશ્ચય કર્યો. પણ પવિત્રીએ વળી કંઇ જુદોજ પ્લૉટ ઘડી મૂક્યો જણાય છે ને!

ચાલુ જમાનામાં પાનમાં ખાવાને (Sen) સેન ની-કળ્યા પછી (Jintan) જીનતાન જણાયું. બાદ થોડા સમય પછી જીનતાન જુનું થતાં (Soshintan) સોશિનતાન સંભળાણું; ત્યારે કોઇ એક પરોપકારી ઉદ્યોગી પુરૂષે "**નિઃસંતાન**" બનાવવાની નવીજ શોધ કરી. અને તેનો પ્રથમ અખતરો પોતાપર કરવાને પવિત્રીએ પોતાની રાજી ખુશીથી કબુલ્યું. પવિત્રી હરખાંણી. ઓય! વિના મૂલ્યે નિઃસંતાન પહેલાં મ્હનેજ મળી!"

"સેન, જીનતાન અને સોશિનતાન કરતાં એવાં અ-નેક સર્વોત્તમ મુખસૌગંધ સુવિખ્યાત સાધનોથી શું આ **સર્વોપકારી ભૂમિ** ભૂષિત નથી? પરંતુ અક્કલની પા-છળ લકુ લઇને ફેરનારા! દેશની અઢળક લક્ષ્મીનો દાટ વાળનારા દિવાનાઓ! નકામી "ઉપરકી અચ્છી ઑર ભિતરકી રામ જાણે." એવી દેખાવડી ચીજોના ગુણ-દોષ જાતે તપાસ્યા શિવાય, શોખની ખાતર તેનો સત્કાર કરી સંગૃહે, તો પછી નિઃસંતાન જેવી! નેષ્ટ! પાયમાલ કર-નારી વસ્તુનો પવિત્રી જેવી, **સંતાન થવાથી સ્ત્રીઓની સૌન્દર્યતા બગડે છે.** એવું સમજનારી, સન્નારીઓ આનંદથી ઉપયોગ કરે તો તેમાં શું નવાઇ જેવું છે?

"ઘરનું રીયલ ઘરાંણે મૂકી, પરનું ઇમીટેશન રુ-શાણે પ્રાપ્ત કરવામાં પરમાનંદ માનનારા પશુવત્ આત્મા-ઓની આ અપૂર્વ–પ્રકાશિત્ રામરાજ્યમાં આંખ ઉઘડો!" એજ વાંચ્છના !

અરે પણ આ શું ? આવતી કાલ તો પવિત્રીને રક્ષાબંધન થનાર હતું. અને એટલામાં તો નિઃસંતાનના ઉપચારથી પવિત્રીએ ગર્ભપાત કર્યો ! એક અમૂલ્ય નિર્દોષ આત્માનો ઘાત કર્યો ! ધીક ! પવિત્રી ! ધીક ! ત્હારા નામને ધીક ! ત્હારા વિશ્વ નિંદ્ય કામને !

હજી સુધી નિઃસંતાન બહાર પડયું નથી. તેની સોલ એજન્સી અમદાવાદમાં કોઇએ લીધી નથી, ત્યાંસુધી ઠીક છે. એવી એજન્સીઓ રાખવામાં પણ કેટલાક અક્કલના આંધળાઓ આંચકો ખાય તેમ નથી. નકરે નારાયણને કદાચ જો તેમ થયું તો પછી જોઇ લો ! "દુનિયાં ઝૂકતિ હે મગર ઝૂકાનેવાલા ચાહીયે." હરિ ! હરિ ! હરિ ! એવા 'ઝૂકાવનારા ! આર્યાવર્તની અખંડ ઉજવળ નામનાને રસાતળ પહોંચાડનારા ! સ્વયં રસાતળમાં જાઓ, તો આ દીન દુનિયાપર તમારો મહાન્ ઉપકાર થશે.

પ્રિતમ શિવાય પવિત્રીએ શું કર્યું, અને શાથી આમ થયું, એ કોણ જાણે ? ઘરનાં સૌ કોઈ સીતાવીયા થઈ ગયાં ! તેના પિયર પણ સમાચાર પહોંચી ગયા; મદન-ગૌરી વગેરે નજીકનાં સગાં–સબંધી આવી પહોંચ્યાં.

વાંચક ! પણુ જરીક કહેશો કે, પવિત્રીને આથી શું ત્યદો ? બસ, એજ ! કે “બાળહત્યાનું ઘોર પાપ; અને પીડા ભોગવવાનું કષ્ટ અમાપ.”

દિવસ પર દિવસ જવા માંડયા, પવિત્રી મર્ણના ઝપાટામાંથી કોણુ જાણે કોના નસીબે ઉગરી ! સાસરિયાંએ ‘વહુ મૂઇ ને ઉંદરડી મૂઇ.’’ એ કહેવતને આગળી કરી, વહુની સારી રીતે સેવા–ચાકરી, કરી. **ધન્ય ! એવી કુટુંબ સંસ્થાના સંસ્કારી આત્માઓને !**

થોડા સમય પછી પવિત્રી સાજી થઇ. ઉપરોક્ત બનાવ બન્યા પછી તો, પ્રિતમે યાવતજીવન પવિત્રીને સ્પર્ષ ના કરવાને સખ્ત નિશ્ચય કર્યો છે. કહો ! કહો ! કુલટા કામિનીના કસાઈ કરતાં પણુ નીચ કાવત્રાથી પ્રિતમના અંતરમાં કેટલું કષ્ટ થતું હશે ? એ તો એ જાણે. એમાં અમે શું જાણીએ ? સુવિખ્યાત ગુર્જર નાટયકાર **સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ઝવેરી શું કહે છે ?**

> જેને વીતિ જગતમાં તે પર પીડા જાણુ,
> સાકરના શોખીનને ભૂખ્યાનું શું ભાન !

પવિત્રી ઘેલા જેવી થઇ, સંસાર સુખનું સ્વપ્નુએ આવતું નથી. બા. એ. કલાસમાં હોવાથી તેમાંએ પણુ પરીક્ષા નજીક આવવાથી પ્રિતમે પ્રત્યેક વિચારને તિલાંન્જલી આપી છે. તે માત્ર પોતાના એક વિદ્યાભ્યાસના તાનમાંજ ગુલતાન રહે છે. બ્રહ્મચર્યની લી-

પેલી પ્રતિજ્ઞાની બ્હારીમાં થઇ, પવિત્રીના પાપપૂર્ણ પંઝામાંથી પોતે સાચવીને સટકી જાય છે. પવિત્રી પ્રીતમપર ગુસ્સે થઇ! ઘરનાં સૌ કોઇને શરૂવાતની માફક છણકા-છાકોટા કરવા લાગી! મનસ્વીપણે વર્તવા લાગી! મહિલા મંડળમાં જવાનું શરૂ થયું! પિયર—સાસરે જતી સ્પેશ્યલ ટ્રેઇન પુનઃ શરૂ થઇ!

વાંચક! રતિકાન્તાએ રતિકાન્તને સદુપદેશ કર્યા પછી, રતિકાન્ત પવિત્ર—નૈતિક જીવન ગુજારે છે. રતિસુન્દરિ રતિકાન્તને દેવતુલ્ય પૂજે છે. રતિકાન્ત રતિસુન્દરિને હૃદયની અધિષ્ઠાત્રી દેવી સમાન સન્માન કરે છે. પવિત્રીને આ વાતની ખબર પડી ગઇ. કોઇપણ રીતે પતિ—પત્નીના સાત્વિક સુધાવર્ષિત જીવનમાં, ઇર્ષા, કુસંપ—અશાન્તિનો વર્ષાદ વરસાવવો, અને પરિણામે પૂર્વવત્ પોતે રતિસુન્દરિનો દરજ્જો સંભાળવાને ભાગ્યશાળી થવાય. એવી તદબીર અજમાવવા માંડી.

નાદાન નારીએ રતિકાન્તને સમય સાધી નયન કટારી મારી! રતિકાન્ત શાને સાન—શુદ્ધી સમજે કે વિનાશકાળ નજીક આવ્યો હોવાથી ગુમાવી! એજ વખતે રતિકાન્તે એક નોટ લખી. અને પવિત્રીને આપવા મોતી નોકરને મોકલ્યો! અત્યારે દિવસના મધ્યાહ્નના બાર વાગ્યા હતા. તેથી પવિત્રી હરહમેશના નિયમ મુજબ મહિલા મંડળમાં જવાને બદલે રવિવાર હોવાથી સાસરે કામકાજ કરી પર-

વારી પિયર આવી હતી. પવિત્રી સાસરેથી પિયર આવવા નિકળી હતી ત્યાં રસ્તામાંજ તેણે રતિકાન્તને જોયો! પવિત્રાએ નયનના અદ્વિતીય પ્રહારથી રતિકાન્તને મ્હાત કર્યો! તેથીજ કવિ બિચારો કહે છે કેઃ—

" કત્લ મત કરના મુઝે તેગો તબરસે દેખના;
બસ ફીફાયતુહે તેરા તિરછી નજરસે દેખના."

રતિકાન્ત અને પવિત્રી પોતપોતાને ઘેર ગયાં. પવિત્રીએ સાનમાં કરેલી સૂચના મુજબ, રતિકાન્તે ઘેર જઈ લખીને મોતીની સાથે જે નોટ મોકલી હતી, તે પવિત્રીને યથાસમયે મળી. પવિત્રીએ ઉઘાડીને વાંચવા માંડી.

સૌ. પવિત્રી !

સુન્દરિની સખ્તાઇ હાલ મ્હારાપર અતિશય છે. તેથી પ્રત્યેક કામ કરતાં, મ્હારે બહુજ વિકટ પંથમાંથી પસાર થવું પડે છે. બહુજ સાવચેતીથી ચાલવાનું છે. આજ સાંજના બરાબર સાહાચારે શેતાનપુર દરવાજા બહાર એક સ્થળે ઉભા રહેવું. હું શીઆમ સહીત ત્યાંજ ત્હારી રાહ જોતો હોઇશ! ક્યાં જવાનું છે તે રૂબરૂમાં કહેવાશે.

લી. ત્હારોજ
રતિકાન્ત.

નોટમાં જણાવ્યા પ્રમાણે પવિત્રી રતિકાન્તના સૂચવેલા સમયે, અપ–ટુ–ડેટ પોશાકમાં સજ્જ થઇ, મદનગૌરીને સાસરે જવાનું અટ્ટમસટ્ટમ સમજાવીને ઘરમાંથી નિકળી

પડી. બરાબર સાડા ચારનો ટકોરો થતાની સાથે મુકરર સ્થાને જઇ રતિકાન્તને મળી. શીગ્રામ તૈયારજ હતું; આમ તેમ ડફેરાં મારતાં, દુનિયાને લાત લગાવી આશક–માશુક કોણ જાણે શું કરવાને કયાં અગીઆરા ગણી ગયાં. વાંચક ! તેની ત્હારે અને મ્હારે શું જરૂર ? એ તો એનીમેળે વાગતું વાગતું ઘેર આવશે એટલે સૌ સમજાશે.

વાંચક ! જરીક આ તરફ તો જો ! જમવા જવાનું હોવાથી, પવિત્રીની સાસુએ સુન્દરિને સાડાપાંચ વાગે પવિત્રીને પિયર જઇ બોલાવી લાવવા મોકલી. સુન્દરે ઉતાવળથી જઇને, મદનગૌરીને, પવિત્રીને મોકલવા કહ્યું. તેના જવાબમાં મદનગૌરીએ જણાવ્યું કે—"આજ તો પવિત્રી અહીંથી સાસરે જવાનું કહી સાડાચાર વાગ્યાની ગઇ છે !"

મદનગૌરીના ઉપરોક્ત જવાબથી ચાલાક સુન્દર ચેતી ગઇ. પવિત્રીની મહિલામંડળમાંની વગેરે સહીપણીઓને ત્યાં જવા વિચાર કર્યો અને–ઠીક ત્યારે. કહીને ત્યાંથી ચાલતી થઇ. વાહ ! એક અડધા કલાકમાં તો સુન્દર ન્હાના પગે જેટલું ઘૂમવું હતું એટલું ઘૂમી વળી; પણ પવિત્રીનો તે કયાંથી પત્તો લાગે ? આખર થાકીને, મનમાં શાએ વિચાર ઘડતી સુન્દર ઘેર ગઇ. હજુ પવિત્રી આવી નહોતી તેથી પોતાના અંતઃકરણના વિચારને આગળ મૂકતાં, યથાવિધી બનેલી હકીકત સુન્દરે માતાને કહી દીધી.

અને પવિત્રી આવે તો ચોક્કસ હકીકત તેને મ્હોડેથી સાંભળવાને માને દીકરીએ ભલામણ કરી.

ઘરડી ડોસી માળાના મણકા ફેરવતી બેસી રહી. સુન્દર જમવા ગઇ. પ્રિતમે તો પરાણ ખાવાને પણ લીધું હતું ! પ્રિતમના વડીલભાઇ અને ભાભી તો સુન્દરના આવ્યાં–પહેલાં કચ્હારનાંએ જમવાં ગયાં હતાં. પવિત્રીને બોલાવવાના પાપમાં સુન્દર બિચારી પાછળ પડી. હાય ! એ તો કંઇ નાહ !

રતિકાન્ત અને પવિત્રીને શાહીબાગની સહેલ કરાવી શીગ્રામ બરાબર સાડા સાત વાગે શેતાનપુર દરવાજે આવી પહોંચ્યું. શીગ્રામમાંથી ઉતર્યા પહેલાં, પવિત્રાએ લ્યો ! કહીને રતિકાન્તને ગાલે થપડાક મારી, તેની લખેલી નોટ તેને પાછી આપી. રતિકાન્તે લઇને ખીસ્સામાં મૂકી. હરિ ! હરિ ! હરિ ! નોટે તે શો પ્લૉટ ગોઠવ્યો હશે ?

શીગ્રામમાંથી ઉતરી પવિત્રીએ સાસરે જવાની સડક માપવા માંડી. રતિકાન્ત વળી એક મ્હોટાં ઘર પાડીને કરેલા વિશાળ રસ્તાની રમણીયતા નિહાળતો રફુચક્કર થયો વાંચક ! પણ તમે કંઇ જાણ્યું ? અરે ! વાહ ! રતિકાન્તે તો પોતાના હાથેજ પોતાના ભાવી સુખને સળગાવી મૂકવા સારૂ વર્તમાન સમય રૂપી શઘડીમાં પુનઃ એકવાર કાકડી મૂકી. ત્યારે હવે તમે અને હું શું કહીશું ? એતો એજ કે—**કુતરાની પૂંછડી વાંકી તે વાંકી.**



## પંચમ પરિચ્છેદ.

### પતિ-પત્ની.

ધન્ય ! ધરણી મહીં ભગવતી નાર જે,
કંથને કૃષ્ણ ભગવાન માને.

મધ્યાન્હનો સમય માર્તણ્ડ ભગવાનની સ્વારી પૂર્વ દિશામાંથી નિકળી પૂર ઠાઠથી પશ્ચિમ ગગન પ્રદેશ તરફ પ્રયાણ કરે છે. પ્રત્યેક સજીવ-નિર્જીવ વસ્તુને પોતાના ઉગ્ર તેજથી ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવતાં સ્વયં વિશ્વ સંહારક મહેશ સ્વરૂપે રવિદેવ-દ્રશ્યમાન થાય છે. કાળસૂળી જ્વાળાઓ કરાળ વદને કેટલા આત્માઓને ભસ્મિભૂત કરશે, તે કોણ કહી શકે ? સમયની કુટિલ ગતિમાં ઘડાયા છતાં સૂર્યદેવ તને શું ખબર નહિ હોય કે, સમય આવતાં ત્હારી શું સ્થિતિ થશે ? ક્ષુદ્ર આત્માઓની માફક શું ઉદય-અસ્તના નિયમથી વા સામાયિક પરિવર્તનથી તું

અજ્ઞાત થશે! આત્મ અનુભવ પણ ભૂલી જશે! ખેર! સમયજ તને સર્વ-શક્તિવાનના સર્વ સિદ્ધાન્ત સમજાવશે.

ઉગ્રકાળ વિકાળની પાંખ ઉદય ને અસ્ત,
નિશ્ચય તેની છાંયમાં આવે વસ્તુ સમસ્ત.

ચડતી-પડતીનો સર્વ માન્ય સિદ્ધાન્ત સર્વાંશે સૂર્ય ભગવાન તને પણ નડ્યો! ક્યાં ગયું એ તરૂ તેજોમય સ્વરૂપ! ક્યાં ગઇ એ તારી પ્રચંડ જ્યોતિ! ક્યાં ગયો એ તારો અદ્‌ભુત પ્રભાવ! ક્યાં ગયાં એ તારાં અખિલ વિશ્વને ભસ્મિભૂત કરનાર અસંખ્ય અગ્નિ વર્ષાવતાં કિરણો! અત્યારે તને કોણ નમે છે. નજર કર કે અત્યારે વિશ્વમાં ત્હારાથી કોણ ડરે છે? શરમનો માર્યો તું જેમ અસ્તાચળમાં આખર સંતાઇ જઇ, પાપનું પ્રાયશ્ચિત કરવા ભગિરથ પ્રયત્ન કરે છે. તેમ હોદ્દેદારી ક્ષુદ્ર ગર્વિષ્ટ માનવોને પણ ક્યાં ખબર છે; તેઓને જરી ખ્યાલ પણ ક્યાં છે કે, સમય અમારી શું સ્થિતિ કરશે!

"સૂર્ય તપે અતિશે મદમાં ઉગતાં સ્થિતિ અસ્ત થવા તણી ભૂલે,
માયાના મદમાંહી બની મસ્તાન મુરખ નર ફોગટ ફુલે."

સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયું. ભગવાન શિતરશ્મિ અંતરિક્ષથી વિશ્વકલ્યાણાર્થે સુધા વરસાવી પરોપકારનો અપૂર્વ ઉપદેશ આપવા લાગ્યા. સર્વત્ર શાન્તિ! શાન્તિનાજ ઉદ્‌ગાર! નથી આ સમયે એ મદાન્ધ સૂર્યના તાપ કે તેજની લેશમાત્ર પણ ભ્રાન્તિ, કલંકી નિશાપતિના

અકલંકી અનુપમ તેજથી સમસ્ત વિશ્વ વિભૂષિત થયું. વિયોગી યુગલો વિરહાનલથી તપ્ત થતાં, ભગવાન કુમુદ-કાન્તને નિન્દવા લાગ્યા, ત્યારે સંયોગી વર-વધૂ મંગલ સમયે યોગ્ય સુધારસ પાન કરતાં કેમ વિલંબ કરે ?

હર્ષ અને શોક એ તો જીવન રથનાં બે ચક્ર છે. સરયૂના સ્વર્ગવાસ પછી કાન્ત લક્ષ્મીપર કટાક્ષ ભાવથી જોતો; પરંતુ અત્યારે એ સમય નથી. ધીરે ધીરે સરયૂ વિસારે પડી! ભુતકાળની નિઃસંતાનવત્ સ્થિતિ અનુસાર પતિ-પત્ની પરમાનંદ અનુભવ કરે છે. પતિ-પત્નીના રોમ-રોમમાંથી પ્રેમ-પ્રેમનો પરમ પૂનિત નાદ અરસ પરસના કાનમાં જાદૂઈ અસર કરે છે. ધન્ય! પ્રેમરાજ! પ્રેમના પરિણામનો પતિને પ્રશ્ન કરવા તલપાપડ થઇ રહેલી પ્રેમાળ પત્ની સાંભળો કે કાન્તને શું કહે છે!

નજર કરશો ? લક્ષ્મીસદન તો જુવો! આપણા પરમ પૂનિત જન્મસ્થાન રાજનગર મધ્યે આવેલા પેલાજ પૂરાતન ગૃહમંદિરમાં લગભગ રાતના દસ—અગીઆર વાગ્યાના સમયે ગરીબીમાં અમીરી મોજ-આનંદનો ઉપ-ભોગ કરતા પૂર્વ પરિચિત દિવ્ય યુગલનો દ્રષ્ટાન્તરૂપ વાર્તા-લાપ પ્રિય વાંચક! તને પણ કંઇક નવિનજ પાઠ શીખવશે.

લક્ષ્મી—નાથ! મ્હને તો માત્ર નિરંતર એજ તર્ક વિતર્ક થાય છે કે હવે શું થશે ?

કાન્ત—એમ કેમ! કહો તો ખરાં કે, એવી કઇ

ચિન્તા છે કે તમને તેને માટે શંકા ઉત્પન્ન થાય છે ! એવું કયું વિપરીત આચરણ આપણે આચર્યું છે કે, જેના વિચિત્ર પરિણામની તમે રાહ જુવો છો ? તે મ્હને જણાવવામાં જો કોઇપણ પ્રકારનો બાધ ના હોય તો તમે ખુશીથી જણાવો. પળવારમાં તમારી શંકાનું સમાધાન થશે; તમારૂં વ્યગ્ર ચિત્ત શાન્ત થશે.

**લક્ષ્મી**—બચ્ચું, એમાં તે શું જણાવું ! હ્યા, ખરેખર તમારાં કહેલાં વચનો મ્હને હવે વખતો વખત યાદ આવે છે.

**કાન્ત**—વાહ ! કહો જોઇએ. કયાં વચનો ? શું મ્હારાં કહેલાં વચનોજ તમારી ચિન્તાનું પ્રબળ કારણ છે ?

**લક્ષ્મી**—નાના ! તમારી એ જુની અને મીઠી વાતો, મને કેટલીક વખત આનંદમાં તલ્લિન કરી નાંખે છે. કલાકોના કલાકો સુધી માત્ર હું તેના વિચાર સાગરમાં તણાયાજ કરૂં છું.

**કાન્ત**—તમારી આવી ગૉળ ગૉળ વાતોથી તો, મ્હને કંઇ સમજણ પડતી નથી. ઉલટો ત્હમે મને વધારે ને વધારે શંકામાં નાંખો છો. હવે તો કંઇ સમજાવો તો ઠીક !

**લક્ષ્મી**—"વ્હાલા !. એ પણ સમય હતો કે, માત્ર સંસારિક-વ્યવહારિક રીવાજને માન આપી પિયરિયાંના ઠપકાથી, અને સાસરિયાના ત્રાસથી કંટાળીને મ્હારે દુઃખી

હૃદયે અહીં આવવું પડયું હતું. તમારે માટે મ્હને યતકિંચિત્ માન નહોતું. તે સમયે તમેજ મ્હને કહેતા હતા કે, **સમય આવવા દેને, પિયર કરતાં સાસરૂં અત્યંત પ્રિતિકર થઇ પડશે, અને દાનવ સ્વરૂપે દ્રષ્ટિગોચર થતા પતિમાં તું સાક્ષાત દેવના દર્શન કરીશ. એ મધુરી-પવિત્ર વાણી પ્રાણેશ ! હું કેમ ભૂલું ?** તમારાં એ શિક્ષાવચનો સત્ય ઠર્યાં છે. તમારો ક્ષણમાત્રનો વિયોગ, અરે વિયોગ થવાની વાત સાંભળતાંજ હને તો હૃદયમાં કંઈ કંઇ થાય છે. "**વિયોગથી આંતર વ્યાધિ વધે છે.**" તમારી એ માન્યતાનો આખર વિજય થયો છે. પ્રાણેશ ! તેનાજ તર્ક વિતર્ક થાય છે કે, આ પ્રેમનું કેવું પરિણામ આવશે ? મ્હારી શંકાનું પ્રબળ કારણ પ્રેમજ છે; કે રખેને સ્નેહસાગરનું મથન કરતાં કદાચ વિષ નિકળે !"

કાન્ત—"પ્રિયે ! પ્રત્યેક વસ્તુ તે અદ્રષ્ય સત્તાને આધીન છે. જેટલા સમયમાં જે આનંદ અને જે સુખ જેણે માણ્યું તેટલોજ તે ભાગ્યવાન અધિકારી. કેટલાક વિષયોમાં ભવિષ્યનો વિચાર પ્રથમ કરવો પડે છે; અને કેટલાકમાં તેમ નથી. સમુદ્રમંથન કરતાં આખર વિષ નિપજ્યું તેથી એમ તો નહિંજ કે, સમુદ્ર મંથન થયું એ કેવળ નિષ્પ્રયોજન, અને પ્રાપ્ત થએલાં રત્નો નિરૂપયોગી છે. વિષ સરખું પણ કયાં પડી રહ્યું ? વિષને પણ અમૃત તુલ્ય

રિવકારી. તેનુ પાન કરનાર પાર્વતિ પતિને તેથી શું થયું ? કંટકમય ગુલાબની મિષ્ટ સુગંધીનો કોણ અનાદર કરે છે? પરમાત્મ દર્શન કરવા જતાં, આત્મબલીદાન આપવું પડે તો તેથી શું ? વ્યાપારમાં પણ નફા નુકશાનની ભિતિ છે. તેવીજ રીતે પ્રેમના વિકટ પંથમાંથી પસાર થઇ, સ્નેહના સ્વર્ગિય સામ્રાજ્યનું દર્શન કરતાં, અસંખ્ય અનિવાર્ય સંકટોનુ પ્રેમના કર્તવ્ય યજ્ઞમાં બલિદાન આપવું પડે તો તેથી શું ! લાભ કિંવા નુકશાન એ વિધાતાને હાથ છે. આત્માના સુખને માટે પ્રેમ કરવાનો છે; તો પ્રેમ કરતાં કદાચ પ્રાણ અર્પણ કરવો પડે તો, પ્રેમના અનુપમ બહારથી બહિર રહેવું-વિમુખ રહેવું, વા પ્રેમ કરવોજ નહિ, એ ઉપદેશ કયો પામર જન પશુ અંગીકાર કરશે ? " દાંપત્ય સ્નેહ શિવાય ગૃહસ્થાશ્રમ ઉજ્વળ થઇ શકતોજ નથી. તો જે ક્ષુદ્ર વિચારથી તન અને મન ઉપર અઘટિત અસર થાય તેવા તુચ્છ વિચારો તરફ દુર્લક્ષ્ય રાખી આત્મ કલ્યાણ, ગૃહ કલ્યાણ, દેશ કલ્યાણ, અને વિશ્વ કલ્યાણના ઉચ્ચ વિચારોને હૃદયમાં સ્થાન આપી, મનુષ્ય જીવનને દેવજીવનના રૂપમાં ફેરવી નાંખવું; પ્રિયે ! જીવનનો એજ સાર ! અને તેમાંજ આપણું વા તો માનવસમાજનું શ્રેય છે. શુદ્ધ સ્નેહના સાત્વિક વિચારોમાં જેમ જેમ મનુષ્ય જેટલો ઉંડો ઉતરે છે, તેટલોજ તે સ્વર્ગિય આનંદનો અધિકારી થાય છે. સ્નેહ વિનાં શાન્તિ નથી ! શાન્તિ વિના સુખ નથી ! સુખ વિના આનંદ નથી ! અને આનંદ એજ

મનુષ્યને માટે મોંઘામાં મોંઘી વસ્તુ છે. સ્નેહ ના કરજો, એવા કોઇપણ ગુરૂનો એવો ઉપદેશ નથી. સ્નેહ કરજો ! સ્નેહમાંજ સ્વર્ગ છે ! સ્નેહજ આ સૃષ્ટિનું મંડાણ છે."

"સ્નેહથી સૃષ્ટિ આ ચાલે, સ્નેહ એ સૃષ્ટિનો વિભુ,
સ્નેહ હોત નહિ જો તો, સૃષ્ટિ આ હોત શું કદી."

લક્ષ્મી—"દેવ ! સ્નેહ શાસ્ત્રના સર્વોત્તમ સિદ્ધાન્ત સમજાવવા આજ તો આપે ખરેખર સદ્‌ગુરૂપદ ધારણ કર્યું; હાં ! પણ આ સ્નેહશાસ્ત્ર ક્યાં ભણ્યા હતા, એ જરી કહેશો કે ?"

કાન્તા—"જે તમારૂં છે, તેજ યથાસમયે તમને આપ્યું છે. દેવી ! તમે છો **પ્રેમની પોથી.**'

લક્ષ્મી હસી પડી. પૂર્ણાનંદમાં મગ્ન થતાં, વળી બોલી નાથ ! તમારી નયન મનોહર મૂર્તિ મ્હને બહુજ પ્રિય લાગે છે; હાં ! એટલામાં તો સમય સૂચન કરતા ઘટિકા યંત્રમાં ટન્ ટન્ થતાં બાર ટકોરા થયા-બાર વાગ્યા ! લક્ષ્મીએ સમય બહુજ થવાથી પતિને શયન કરવાની પ્રાર્થના કરી. પત્નીની પ્રાર્થનાનો પતિએ સત્કાર કર્યો ! આખર અન્યોન્ય નયનસુધા વરસાવી આનંદમયિ રજનીમાં અલૌકીક આનંદ ઉપભોગ કરતાં ઇષ્ટ સ્મરણાન્તે નિદ્રાવશ થયાં.

પ્રિય ! વાંચક ! સ્વર્ગિય સુખ વા ઘડી ભર સ્વર્ગના અધીકારી થવું હોય તો તું પણ ગૃહસુન્દરિ સાથે પવિત્ર સ્નેહસૂત્રથી બંધાજે. તને પણ એજ પ્રાર્થના ! અભ્યર્થના !



## ષષ્ઠ પરિચ્છેદ.

### નમુનેદાર નણંદી.

કંથ ત્યાગી ભજે સંત ભગવંત તે નાર શું મુક્તિનાં દ્વાર જોશે?
કંથ ત્યાગી જતી દેવ મંદિર તે નારનાં દેવ શું પાપ ધોશે?
કંથ ત્યાગી જતી ડોળ ધાળુ સતી નિત્યપ્રતિ પ્યારમાં યાર વાંસે,
કંથ ત્યાગી જતી નાર, કરમે મૂકી હાથ આખર જતાં નાથ રોશે.

" ધમીટેશન રીયલને આંટી ખવરાવે છે. શંખણી સતીને ટપી જાય છે. પાપી પવિત્રને ઢાંકી દે છે. વ્યભિચારી નીતિવાનથી ઉજળા જણાય છે. પરન્તુ સંસારમાં આખર સત્યજ વિજયી બને છે. "

ઊમ ઋતુના ઉકળાટની તો વાતજ ના કરવી; સાંજ પડે ત્યારે કંઇક શાન્તિ વળે. મોહમયી નગરીમાં ચોપાટી, અને અમદાવાદમાં એલિસબ્રીજ, બાગબગીચા અને એવાં શાન્તિનાં હવાખાવાનાં ફાલતુ સ્થાનોનો તો સવાલજ શો? જેને જ્યાં ફાવે ત્યાં સૌ કોઇ બેસી

વિશ્રાન્તિ લેવા તો જાયજ. ઘરડાઓ ગાંડા હશે તે કહેતા હશે કે, ભાઇ ! સૌ દવાને એક હવા.

લગભગ સાડાસાત વાગ્યાને સુમારે, ચોપાટીપર હવા ખાતા ચાર પાંચ મિત્રોમાંના એકે મી. કાન્તને પ્રશ્ન કર્યો- ( આંગળી કરીને ) જોયું ?

કાન્ત—જી ! હા !

નવનિત—શું, શું ?

બાલુભાઈ—( આંખનો અણુસારો કરીને બતાવતાં ) એ તો એ—

પ્રિય વાંચક ! ત્યારે તમે પણ જુવોને, નાકની દાંડી સામે કે, પિયરથી પાંચ વાગ્યાની નિકળેલી પવિત્રી, યુવાનીના પૂર બહારમાં છલકાતી, આઠવાગે રાયપુર જેવા લ્હેરીપુરામાંથી પસાર થતી, સાંકડીગલીમાં સાડાઆઠ વાગે પહોંચી જવાય, તેટલી ત્વરાથી કેવો માર્ગ કાપી રહી છે ! આશા રાખીએ છીએ કે, પવિત્રી કોની સાથે ક્યાં ગઇ હતી એ વિસરી જવાયું નહિજ હોય.

નવનિત—ઓહ ! એમાં શું ? એ તો સુધરેલી સન્નારીઓનું ટાઇમસર ખાતુ. સમજ્યાને ?

બાલુભાઇ—ના, પણ ત્હોયે ! એ કંઇ સમજણ ન પડી. સુધરેલી ને ટાઇમસર ને, એ બધું શું ?

નવનિત—એ તો એમ, કે, જુવો ! પાંચ વાગે પિયરથી નિકળે, પણ એમાં એક ઘડી સરખીએ નકામી

જવાની છે ? દ્વારકાંનાથજી, રણછોડજી, મથુરાંનાથજી વગેરે દેવમંદિરમાં દર્શન કરવા જવું; ત્યાંથી પછી પાછા નિયમ પ્રમાણે માધવબાગમાં જઇ મહિલામંડળની કેટલીક નમુનેદાર સઇયરોની સાથે રમણીય સ્થળમાં રમુજી ફારસ ભજવવાં, એકબીજાની વર્તણુક અને પહેરવેશ પર અરસપરસ હરીફાઇ કરવી, આછાં ઉતાવળ હોય તોય કંઈ ત્યાંથી એકદમ ઉઠાય છે; એ તો એમને એમ રોજ સહજ સાત સાડાસાત તો થાયજને ? પાછા વળી રસ્તામાં વીસ મિનિટ થાય તે તો જુદી.

કાન્ત—ખરી વાત છે, ભાઇ ! ખરી, પછી ?

નવનિત—થયું. એ તો આપણા મી. બાલુભાઈ સાહેબને સમજણ ન્હોતી, તે જરીક સમજાવ્યા.

કાન્ત—કેમ, ત્યારે હવે ઉઠવાનો વિચાર થાય છે ?

બાલુભાઈ—હ્યો ! ટાઇમ થયો. આ રતિકાન્તનાં રતિસુન્દરિ પતિમંદિરને પાવન કરવા ચાલ્યાં.

ના ભાઇ ! ના. રતિકાન્તનાં તો પવિત્રી. કાન્તે, ઉઠીને ચાલતી પકડતાં સ્મિતહાસ્ય સહિત ઉદ્ગાર કાઢયા. આવી રીતે એક બીજા તરફ નજર કરતાં ખૂશ થતા સૌ ત્યાંથી ચાલતા થયા. “ ચોપાટી સપાટ બની ગઇ. ”

વાંચક ! આવો ! આપણે તો વાળુ કર્યું છે, ને મ્હોટી નિરાંત છે. નવરા બેઠા નવું નાટક જોઇએ. આર્યસંસારની ગૌરવતાને વધારનારી યા તો અધોગતિએ પહોંચાડનારી,

આપણે બેઘડી અગાઉ જોએલી પવિત્રીની પાછળ પાછળ તેને સાસરે જઇએ; સુધરેલીના સંસારનું કંઇક અવલોકન કરીએ.

ઘરમાં પેસતાંજ પવિત્રીને તેની સાસુએ પૂછ્યું. પવિત્રી ! તું ગમે તેમ હજી ન્હાનું બાળક કહેવાય–રાત પડે એકલી આવે એ તે શું સારૂં કહેવાય ?. અત્યારસુધી ક્યાં ગઇ હતી ? તું અત્યારે ક્યાંથી આવે છે ?

છંછેડાએલી નાગણની પેઠે સાસુના બોલી રહ્યા પહેલાં તો પોતે જોરથી ગાજી ઉઠી–ન્હાનાં ને મ્હોટાં. અમારૂં મન ચોકખું હોય એટલે થયું. ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે. બધાં ક્યાંથી આવતાં હશે ને ક્યાં જતાં હશે ? જોજો ! સૌ ગરણે ગળીને એકવાર પાણી પીવાય. સમજ્યાં ! હું તે નથી ન્હાની કાલી કે, તમારા ટપ્પા ના સમજું; હવે એ અણુઘડ–ઑલીયાં બૈરાંના જમાના ગયા.

બિચારી ઘરડી સાસુ, વહુના છણકા સાંખી રહી; પણ એટલામાં તો પવિત્રીને પણ પાણી ભરાવે એવી એની નણંદ સુન્દર બોલી ઉઠી–વહુ ! આ ન્હોય તારૂં પિયર કે નથી અહીં તારી મા, તે તારા હુંકારા અને છણકા સાંખશે. સમજી ? કુમ્હારનાં પાછાં સતીમાતા થવા જાય છે. જાણે સાસરે તો બધાં અડબંગજ છે ને ! એમનાં મા કહે કે, પવિત્રી તો આજ પાંચ વાગ્યાની સાસરે ગઇ છે, અને પવિત્રી તો રાતના આઠ વાગે આવ્યાં એવાં સાસુને ડોળા

કાઢતાં–ધુરકાવતાં આવ્યાં ! જાણે ના બાપ અહીં ત્રણ ટકા બંધાવી ગયો હોય. અહીં ના દીઠો એ ત્હારો બા-પલો ધણી, મ્હેડે જઇને એને આકુઅવળુ સમજાવજો. સ-મજ્યાં વહુ ! કેમ ખરૂં છે કે ખોટું ? પાંચ વાગ્યાનાં પવિત્રીબા તો સાસરે આવ્યાં છે. કહોને હવે ? મ્હારા સામું તો જુવો ! મ્હને લ્યોને લબડધક્કે ? જવાબ આ-પશો કે, ક્યાં ગયાં હતાં ?

પવિત્રીના હૃદયમાં નણંદનો ચુકાદો સાંભળતાં મ્હોટો ધ્રાસ્કો પડયો. કે, કહો ના કહો પણ આજ કંઇ કામ કથલ્યું છે ખરૂં. ચોર હોય તે વધારે શાહુકાર થવા જાય, અનીતિયુક્ત વર્તનવાળા વધારે ઘાંટા ખેંચી ખેંચીને ભ-જન ગાય, એ આ કલહયુગનો અપૂર્વ મહિમા છે. તદનુ-સાર પોતાનાં કરેલાં કૃત્યને માટે અંતરાત્મા સંપૂર્ણ રીતે સાક્ષીભૂત છતાં, પવિત્રી પોતાની નણંદ સુન્દરને બડાવવા લાગી–બ્હેનને સાસરે જવું નહિ, ને પિયરમાં રહી બ્હેન-પણીઓ અને સંઇયરોની સાથે હોગોટીલા કરવા છે. ભોજાઇને અને ઘરનાં સૌને હાથમાં ને હાથમાં રાખવાં છે, સાસરે તો મહીનામાં એક રાતે રહેવાનું નથી; આતો જુવે. મ્હારી બઇ !—

“ મુંબાળી પોકારી કહે જગતમાં ઘેરઘેર,
“ યુવતિઓ આ શમે જરૂર થઇ બાશિલી;
“ કથરોટ કુંડને કહે ત્હારૂં મોઢું મ્હોળું થયું,

" એરણુ કહે વેલણુનો માર ખાય આડણી;
" ઉંટ કહે હાથીને તુંમાં ખોડ ત્હારી સુંઢ વાંકી,
" વાડ કહે વેલ તું પંથીને દુઃખકારિણી;
" જોજોરે તમાસો ખેલ ખાસો આ ખલક વીપે,
" કોડે કોડે કર્વડાનાં છીદ્ર ખોળે ચારણી."

જુવો ! સુન્દર બ્હેન ! હું તમને સાફ સાફ કહી દઉં છું કે, તમારે આજથી મ્હારી વાતમાં જરીકે ડહાપણ કરવું નહિ. નહિ તો વચ્ચે તિસરી જાગશે. પૂછો તમારા ભાઇને કે, કયાં ગયાં હતાં ? આ તો કંઇ નથી ગયાં અને કદાચ કંઇ ગયાંજ હોઇએ ને ઘડીક વાર થાય, તો કયાં જરીકે બાકી રાખે એમ છે ! આ દ્વારકાંનાથજી, રણુછોડજી, મથુરાનાથજી, બધે દર્શન કરવા ગયાં, પછી તમારા ભાઇના દોસ્તદાર પેલા ગુણવંતરાયની વહુ મળી, તે ના, ના, કહેતી રહીને ન્હરાંણે માધવબાગમાં ઘસડી ગઇ, શું કરીએ ! જઇએ ત્હોયે ભોગ, અને ના જઇએ ત્હોયે ભોગ. " આ તો મ્હારૂં સાળુ કાશીનું કરવત, ઉભુએ વ્હેરે અને આડુએ વ્હેરે." જાણ્યું ?

એવું અક્રમ સક્રમ સમજાવ જઇને ત્હારી હણીજીને કે, તને થાપડી કરીને રાખે, મ્હારે શું ત્હારા બાપની રાડાબાર પડી છે કે, સાચું કહેતાં અચકાઉં ? આજ તો મ્હેં બધીએ તપાસ કરી છે, સમજ્યાંને ? આવાં કારસ્થાન આ ઘરમાં નહિ ચાલે. પછી શાહ કેવી થવા જાય છે

પૂછો તમારા ભાઇને. શું પૂછે ? માધવગાર્ડનમાં ને હતી ત્હારી પેલી મંડળવાળી હણીજીઓ; એમની પાસે બેસીને મ્હેં બધીએ વાતચિત કરી, પણ એમણે તો કહ્યું કે, "આજ તો પવિત્રી બ્હેન કંઇ જણાયાં નથી." કહેને હવે શું કહે છે ? "બા એ તો વા ખાવા ગયાં હતા !"

શિયળવંતી સતી ગુણવંતી જમે પ્રિતિ ભોજન સાર,
ઘરઘર ભમી એંઠું-જૂઠું જમે કુતરીનો અવતાર-
"શારદા" ભૂંડી ભામિની ભમો !

કંગાલ પવિત્રીને હવે પોતાનો બચાવ કરવાનો એકે માર્ગ સૂઝતો નથી. શરીર ગરમ ગરમ થઇ ગયું છે. આ સમયે જો કોઇ વિલાયતની પરીક્ષા પાસ કરી આવેલો ડૅાકટર પાસે હોય તો સહજ એકસોએક-બે ડીગ્રી સિવાય ઓછો તાવ માપે નહિ. હાથની નાડીના ટકોરા અને હૃદયના ધબકારા પૂર જોસમાં ચાલતા હતા. નણંદે ડીટૅકટીવ થઇ, આજ પવિત્રીને પાયમાલ કરવાની જે યુક્તિ યોજી, તેથી પવિત્રી તો બિચારી આભીજ બની ગઇ છે. છતાં પણ શું કરે ? ઉપરથી હિમ્મત રાખ્યા શિવાય તેને માટે. હવે એકે સરળ માર્ગ નથી. પવિત્રી થરથર ધ્રૂજે છે; જાણે કંપ વા ના થયો હોય ! ધન્ય ! વિધાતા ! ધન્ય ! ત્હારી લીલા !

નણંદ-ભોજાઇના નમુનેદાર સંવાદથી, ઘરમાંનું ઘરડું ખોખું ડોસી બિચારી કાનમાં આંગળીઓજ ઘાલી રહી ! આખરે તેણે ચંડસાચંડસી પર આવેલાં નણંદ-ભોજાઇનો

નિવેડો આણવા, થાકીને, શરીરમાં રહેલા સઘળા જુસ્સાથી હાંક મારી—અલી ! સુન્દરડી ! હવે મ્હેલને રાંડ કચ. એના ધણીને કંઇ નથી પડી તો, ત્હારે શું એટલું બધું વહી જાય છે ? ત્હારે ક્યાં એની સાથે માથા સરસા જડયા છે? કરશે એતો એને પાલવે એમ; એ તો ગઇ હશે એને ગમે ત્યાં ભટકવા. પવિત્રી તરફ હાથ લાંબો કરીને—બાપા ! જાને તું ત્હારે ત્હારા ધણી પાસે, અમારૂં કહ્યું અમારી પાસે રહ્યું. સુન્દર ! આવ બેટા ! લાવને પેલી પરસાળના ચાડાપરથી મ્હારી માળા લાવ જોઇએ. હવે તો આ વાડી—વસ્તાર મૂકીને પ્રભુ આબરૂભેર મ્હોત આપે તો ઠીક ! નહિ તો આ "જુની આંખે નવો જમાનો નહિ જોવાય." રામ ! રામ !

સુન્દર અને સાસુના પ્રત્યેક શબ્દ પવિત્રીના હૃદયમાં કારી ઘાવ કરતા હતા; પણ હવે શું કરવું માત્ર એજ વિચાર કરતી તે થાંભલાને અઢેલીને થાંભલાની માફક ઉભી રહી છે.

પાપાત્માઓએ કરેલાં પાપ કર્મનાં પ્રત્યક્ષ—ચોક્કસ પ્રમાણ, તેમના આત્મા શિવાય તેમને કોઇ આપી શકે તેમ નથી. અંતરાત્મા સત્યનોજ સંગી છે ! આત્મા એજ પરમાત્મા છે! પવિત્રીનો અંતરાત્મા તેણે કરેલા પાપ કર્મનો પવિત્રીને પશ્ચાત્તાપ કરાવે છે. " અંતરાત્મા જે દિશા તરફ દોરે, તે દિશા તરફ ગમન કરવાથી જીવન સાફલ્ય થાય છે. કારણ, આત્મા ઉચ્ચપંથ ગામી છે. મન ચંચળ છે,

મનની દુષ્ટ વૃત્તિઓને તાબે થવાથી, મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ગુમાવી પશુત્વ પામે છે.”

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः॥**

હરિ ! હરિ ! અત્યારથી આ સ્થળેથીજ પરમવંદ નિય પતિકૂળની ઉજવળ અખંડીત આબરૂને ધૂળમાં રગદોળવાની, અને સાથે નિર્દોષ પ્રિતમને પાયમાલ કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી, પવિત્રી ગુસ્સામાં ને ગુસ્સામાં જ્યાં આગળ સાધુપુરૂષ મી. પ્રિતમરાય કંઇક વાંચી રહ્યા હતો. ત્યાં જઇ પહોંચી. શાન્તિ સરિતામાં યથેષ્ટ સ્નાન કરતો નચિન્ત જીવ પુનઃ કુલાંગાર પત્નીના આવવાથી લાચાર બન્યો. તેણે નમ્રતાથી પ્રશ્ન કર્યો—આજ કેમ કંઇ આવતાં વાર લાગી ? કંઇ મિષ્ટાન્નપાણી ઝાપટવાનાં મળ્યાં હોય એમ લાગે છે ?

તુમારે ઘેર મિષ્ટાન્નપાણીની ક્યાં ખોટ છે. મૂવા જેના ભોગ હોય તે તમારા જેવા કસાઇને ત્યાં કન્યા આપે તમારા જેવા માવડીઓયાની સાથે પરણાવી મ્હારાં મા-બાપે મ્હારી જીંદગી ધૂળધાણી કરી છે. નખોદીયાંને કુવો-હવાડો એ ના મળ્યો, કે તમારા બુઢ્ઢ-બઇજીબા જેવાની સાથે ન્હાનું પડયું. બાળામાંજ ગળથૂથીને બદલે ઝેર આપ્યું હોત તો બહુએ સારૂ. પવિત્ર એ ઘરની રીસ વરપર કાઢવા માંડી. ડસકાં ભરતી, સ્ત્રી ચરિત્ર અજમાવતી પવિત્રીએ મૂસકે મૂસકે રોવા માંડયું. ખુરશીપરથી ઉઠ

થઇ, ભલો બિચારો પ્રિતમ તેની પાસે જઇ તેને કંઇક આશ્વાસન આપવા લાગ્યો. કલ્પાંત કરવાનું કારણ પૂછવા લાગ્યો. પણ ત્હેને કોણ જવાબ આપે ! ઉલટુ બિચારાને હટસેલું મારતાં–જાવોને બાપુ ! હજી લોહીના તરસ્યા હો, તો પુરૂં કરો, નકામા શું કામ આમ રોજરોજ કસાઇની માફક કનડો છો ?

મારાં સાળાં આતો Crocodile tears, લેતી જાય ને લાત મારતી જાય ! રોતી જાય ને કહેતી જાય ! પ્રિતમ થાકીને પાછો ખુરશીપર બેઠો, એટલે તેણે વળી બેધડક છાતી ફાટ રોવા માંડયું. પોળનાં આડોસી–પાડોસીને આજ કંઇ આ નવો મામલો નહોતો કે, તે તરફ લક્ષ આપવાને કારણ મળે કેમકે એ તો બિચારાં જાણતાં હતાં કે, આ તો "રાંડ ત્હારો રોટલો ને ઘડતાં ભાગ્યો;" એવાળી વાત છે. આખર એની મેળેજ થાકીને છાની રહી.

એક બાજુ 'મિસ્ટરીઝ ઑફ ધી કૉર્ટસ ઑફ લંડન" વાંચવામાં પૂરો રસ જામેલો, ત્યાં બીજી બાજુથી પવિત્રીએ પ્રિતમનો નીચોવી નીચોવીને કસ કાઢવાનો નિશ્ચય કર્યો છે. પ્રિતમ ઘડીક પુસ્તકમાં ચિત્ત પ્રોવતો, અને ઘડીકમાં પવિત્રા તરફ દ્રષ્ટિ ફેંકતાં મન સાથેજ તકદીરનો વાંક કાઢતાં બબડતો કે:—

'કદી જો એક સાંધુ તો, અરેરે તેર તૂટે છે" ! દિવાના.

પવિત્રી એકદમ બેઠી હતી ત્યાંથી ઉભી થઇ. અને ત્યાં કે પ્રિતમના હાથમાંનુ પુસ્તક ઝૂંટાવીને ખારમાં ને

નૉરમાં એક બાજુ ફેંકી દીધું. પ્રિતમ ચેતી ગયો છે કે, અત્યારે ઍડીટેડી કરવામાં કંઇ માલ નથી; તેથી ગુસ્સને દબાવીને, ઠકરાણીને જોડેની ખુરશીમાં હાથ ખેંચીને બેસાડવા લાગ્યો. મહેરબાની દાખલ પવિત્રીએ વિરામાસનમાં સ્થાન લીધું. શુદ્ધ હૃદયના ભરથારે ભોળા ભાવથી ભાર્યાને પ્રશ્ન કર્યો—કેમ ! આજ કંઇ નવાજૂની થઇ હોય એમ લાગે છે?

તમારા ઘરમાં તે કસાઈની કયાં ખોટ છે કે, નવાઇ ના હોય?

અરે! પણ એટલું બધું છે શું?

એ બિચારા કંઇ ઘરમાં શું થાય છે એ જાણે છે? "જાણે અલ્લાની ગાવડી"!

ભાઇ! સારૂ. હવે કંઇ? જોજે કંઇ બાકી ના રહી જાય?

હાય! હાય! શું કામ ફીકર રાખો છો? જે બાકી છે તે આજેજ પૂરૂં કરવાની સમજ્યાને' નખોદિયું' રોજ ને રોજ આ તે કેમ ખમાય! પછી નિરાંતે જંપીને બધાય બેસજો ને!

પ્રિતમ સમજ્યો કે, હવે વાતને વધારે આગળ લંબાવવામાં સાર નથી વળી કંઇ ઑર ઇદમ્-ત્રત્યમ જાગશે; તેથી ધીમે રહીને તેણે જવાબ આપ્યો—સારૂ ભાઇ! સારૂ. તને ફાવે એમ કરજે ને, તને કોણે રોકી રાખી છે? આમ કહ્યા છતાં, પવિત્રીના છેવટના શબ્દોએ પ્રિતમના

હૃદયમાં કંઈ જાદુઈ અસર કરી હતી; તેથી તેણે આખી રાત જાગવાનોજ નિશ્ચય કર્યો. કારણ રખેને રાંડ ગળેફાંસો ખાય ! અથવા તો વળી કંઈ ઔર નવાજૂની કરે, તો પાછા ફજેતીના ફાળકા.

ઘણા લાંબા સમયની સાસરાની પરતંત્રતામાંથી મુક્ત થવાની લાલસાને આજે તક મળશે, એથી જો કે, પવિત્રીના અંતરમાં તો આનંદ સમાયજ શેનો! પણ બિચારા પ્રિતમની તો કમબખ્તી ! વેષ્યાના ખાટલાની માફક પથારી પાથરવાની કંઇ જરૂર પડે તેમ નહોતુ; તેથી ખુરશી પરથી ઉઠીને જતાં કે, પથારીને હાથવતી થાબડી, પડેલો કચરો કાઢી નાખી, જરી આડા થવાને ઉચિત્ ધાર્યું. જાગૃત રહેવાનો નિશ્ચય કર્યા છતાં ભોગજોગે જરી આંખ મળી ગઈ. પવિત્રી એટલીજ રાહ જોતી હતી. જે કંઈ વસ્તુ સંકલના તેણે અગાઉથી ગોઠવી હતી, તે પ્રમાણે પોતે સર્વ આટોપી લીધું; અને પતિ તરફ બેદરકાર નાદાન સ્ત્રી દીવો સળગતો મૂકીને, પોતે પણ મગજની ખુમારીમાં હોઠ પિસતી એક જગ્યાએ સૂઇ રહી. તેના સૂઈ જવાના સહજ રવથી પ્રિતમ ઝબક્યો પરન્તુ ઉંઘ લીધી છતાં પત્નીને સહીસલામત જોવાથી તે તેને માટે કોઈપણ પ્રકારનો અભિપ્રાય બાંધી શક્યો નહિ. તે ભલો માણસ શું સમજે કે, પવિત્રીએ તો તેને પાયમાલ કરવાનો પ્લૉટ કહ્યારનો એ ગોઠવી મૂક્યો છે. થોડા સમયની લીધેલી ઉંઘમાં પણ પ્રિતમે જે

સ્વપ્ન અનુભવ્યું, તેથી તેને સંપૂર્ણ સાવધ રહેવાને અગત્યતા જણાણી. નઘરોર નારીએ નિદ્રાને પ્યારી ગણી પત્નીના ગુજારેલા સિતમથી, પ્રિતમનું કુમળું કાળજ કકડી રહ્યું છે; તે માત્ર આંખ મિચીનેજ પડી રહ્યા છે.

चिन्तातुराणां न सुखं न निद्रा ॥

વાંચક ! હરિ ! હરિ ! હરિ ! ઘડીભરની કમનસીબે લેવાએલી ઉંઘમાં જુવો ! કે, પ્રિતમનો કેવો ઘાંણ નિકળી જાય છે !

૨. હરિનો ધાર્યો મનસૂબો હર-પ્રભાથી નવ ફરે.





## સપ્તમ પરિચ્છેદ.

### વાર્તા વિનોદ.



छायेवानुगता स्वेच्छा सखीव हित कर्मसु ।
मदा प्रहृष्टया भाव्यं गृह कार्येषु दक्षया: ॥ વૃ. ચા.

સ્ત્રીએ છાયા પ્રમાણે સ્વામીની ઇચ્છાને અનુસરવુ; હીત કર્મમાં તેની સખી પ્રમાણે વર્તવુ; અને સદા સર્વદા હર્ષની સાથે ઘરના કામકાજમાં ધ્યાન આપવું.



વિશાળ વિશ્વની વિચિત્ર ઘટમાળજ વિશ્વેશ્વરની પ્રભુતાની યથાર્થ વ્યાખ્યા સમજાવે છે. રાત્રિના ચતૂર્થ પ્રહરનો અર્ધ સમય વ્યતિત થઇ ચૂકયો છે. આનંદમયી રજનીનો અંત આવતાં પુનઃ અનંતરશ્મિ સૂર્ય ભગવાન રાજ્યાસને વિરાજમાન થશે! માનભંગ–પદભ્રષ્ટ રાજાને કોણ નમે છે! તેની તરફ કોણ પૂજ્યભાવથી જુવે છે! અમે નિઃસંદેહ હિમ્મતથી કહીએ છીએ કે, ભાગ્ય

ભંડારના ભવ્ય દ્વારની ચાવી સર્વોપરી સમય રાજનાજ હાથમાં છે. તેજ સમયની પરમ કૃપાપ્રસાદિથી દીન દિનકર મસ્ત સ્વરૂપે દ્રષ્ટિગોચર થશે; અને થયેલા અપમાનનું દ્વિગુણ ઉત્સાહથી વેર લેશે. અસ્તુ ! "ઉગતાને સર્વ નમે છે." એ સૂત્રાનુસાર પૃથ્વિપરથી, રાજ્યાસનારૂઢ રવીદેવને બ્રહ્મર્ષિઓ પૂજ્યભાવે અર્ઘ્યપ્રદાન કરવા લાગ્યા. સંત–સાધુ-પુરૂષો શુદ્ધ હૃદયે સ્તુતિ કરવા લાગ્યા. દેવમંદિરોમાં નોબતોના નાદ અને ઘટનાં ઘણુણાટ થવા લાગ્યા; પૂજારીઓ પૂજ્યભાવે આરતી ઉચ્ચારવા લાગ્યા. કેટલાક દિવસ ગયા ! વર્ષ ગયાં ! યુગ ગયા ! તો પછી. પ્રભાત થતાં શી વાર ? અર્ધજાગૃત જનોને કુકડા, ગાયો, મયૂર, કાગડા, ચકલી, આદિ પ્રાણીઓ પ્રભાત થયાનો પેગામ પહોંચાડવા લાગ્યાં. ધીમે ધીમે જનમાનવનો કોલાહલ, અને *લોહાભૂષણધારી પરદેશી યંત્રસંસ્થાઓમાંથી, અપશુકનિઆં *ગુણ્યધારી જીવાત્માઓના ઘોંઘાટ સમ સુમધુર બંસી ધ્વનિ કર્ણમાં ધાક પાડવા લાગ્યા.

પ્રભાત થઇ ચૂકયું. આ સમયે પ્રાતઃકર્મથી પરવારી રહેલી ગુણસુન્દરિ–લક્ષ્મી, સૂર્યપૂજા કરવાને અગાશી ઉપર ગઇ. જળ ચઢાવ્યું ! કુમકુમ, અક્ષત, પુષ્પ, આદિ સામગ્રીથી વધાવિ દ્વિકર જોડી નમન કરી, શુદ્ધાન્તઃકરણે પતિનું આરોગ્ય, દીર્ઘાયુષ્ય, અને પરમ સૌભાગ્ય આદિ

---

* મીલો: ગધેડાં

ઇચ્છિત્ કામનાની પ્રત્યક્ષદેવ સમક્ષ યાચના કરવા લાગી. પ્રત્યેક જડ—ચેતન વસ્તુ બદલો આપે છે, તો અનંત કિરણોમાંથી ફક્ત એકજ કિરણની શક્તિ—કૃપાની રા. કાન્તની ગૃહલક્ષ્મી સૌ. લક્ષ્મીપર અભિવૃષ્ટિ થાય તો શી ન્યૂનતા રહે ? આ સ્થળે આવી નજીવી શંકા કરવાનું કંઇ કારણ નથી. સૌ. લક્ષ્મીના સૌભાગ્યનો સમજો કે, આજથીજ ઉદય થયો ! અમે તો એમજ માનીએ છીએ.

જુવો ! પવિત્ર હૃદયિ મહાદેવી, લક્ષ્મીના વદન કમળનું પવિત્ર ભાવથી દર્શન કરો ! કેવો પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે ? તેના વિશાળ ભાલમાં કેવી દિવ્ય જ્યોતિ દ્રશ્યમાન થાય છે ! પ્રિય ! વાંચક ! સદ્‌ગુણ વિભૂષિત-સન્નારીનું દર્શન કરી આવો ! આપણે પણ આપણાં મન—વાણી—કર્મથી પાવન થઇએ. અસ્તુ ! પૂજન કરી ! ભાગ્યનો ઉદય કરી ! લક્ષ્મી પાછલે પગે નીચે ઉતરી પડી. આહા ! લક્ષ્મી ! સમજ કે, આજથી ત્હારા જીવનાકાશમાં ત્હારા નસીબરૂપી સૂર્યનો ઉદય થયો ! થોડા સમય પછી સંતાનવતી થશે ! જનેતા થશે ! અરે ! કુટુંબની આધીક આનીતિ—કૃપાપાત્ર થશે ! અસ્તુ ! ત્હારૂં એ સુખ જોવાને ઇશ્વરેચ્છા હશે, તો અમે પણ ભાગ્યશાળી થઇશું !

નીચે આવી સંધ્યા—વંદનાદિ કરતા પતિદેવને પ્રણામ કરી, આશિર્વાદ લીધો. ત્યાંસુધી બેનસીબ નિવડેલી લક્ષ્મીએ આવીજ રીતે સસત્: અહિં જનોની પોતાના અનેક સદ્‌ગુણો

વડે અત્યંત પ્રીતિ મેળવી હતી. " સસરાનું ઘર ન્હાનું છે, પણ ગુણવાન ગૃહિણી મન મ્હોટું રાખી મહેલથી પણ અધિક સંતોષાનંદ અનુભવે છે ! પતિની સ્થિતિ સાધારણ છે, પણ ઉક્ત સ્થિતિમાં અસાધારણ સુખોપભોગનો લ્હાવો લે છે, અને સર્વને લેવરાવે છે ! સર્વત્ર ન્યાત–જાતમાં, આડોશી–પાડોશીમાં, પોળ–પાડામાં, આદર્શ રૂપી ગૃહિણી લક્ષ્મીના ગુણાનુવાદ ગવાય છે, તે વર અને તે ઘરની પ્રશંશા સર્વ સ્થળે થાય તેમાં શું અસંભવિત છે ?"

" આવી બહિર કાન્તિથી વિમુખ અને આંતરિક કા-
'ન્તિથી વિભૂષિત ! ચાલુ જમાનાની કેટલીક તિરસ્કાર
"યુક્ત ઉપરની ટાપટીપ બતાવવામાં બિનકાબેલિયાત, પરન્તુ
"દ્રષ્ટિ મર્યાદા ફેંકતાં વડીલો વગેરેનો માન–મરતબો સાચ-
"વવામાં નિપૂણ ! એટલુંજ નહિ પણ સંસાર–વ્યવહારમાં
"ગૃહસ્થ. ધર્મને તેમજ સ્થિતિને છાજે એવા પવિત્ર–ઉજળા
"રહેવાનું વધારે પસંદ કરતી; મનવાણી અને કર્મની પ-
"વિત્રતાને અન્ય દેશની પ્રજાની માફક સ્વામી ઉપર સત્તા
'ચલાવી કૉર્ટ સન્મૂખ બિનહરકતે મગરૂબીથી રજુ થવાને.
"બેનસિબ નિવડેલી, પ્રેમ અને પ્રવિત્રતાની પોઝીશનના
"બજારમાં હરાજી કરનારી, કુલાંગાર, એ આર્યબાળાઓ
"નહિ, પણ વર્ણશંકર એવી અનાર્ય કુલટાઓના પડછે
" પણ ઉભા રહેવામાં પોતે નાલાયક છે, એવું સમજી
"સદા અળગી રહેનારી, આદર્શરૂપ આર્યબાળા લ-

"ક્ષ્મી જેવી પ્રેમાળ પત્ની લક્ષ્મીને મેળવવાથી, રા.
"કાન્ત પણ પરમાત્માનો આભાર અને જીવનને અહો-
"ભાગ્ય માનતા હતા; એટલુંજ નહિ પરન્તુ લક્ષ્મીના આ
"ગમન પછી, આર્થિક સ્થિતિમાં પણ તેઓ કેટલેક અંશે
"આગળ વધ્યા હતા, અને તે માન બિન પ્રયાસે લક્ષ્મીને
"મળવાથી, રા. કાન્તની ઑરમાન મા ભગવતીના હૃદયમાં
"કંઈ બળતરા થતી હતી; અને તે વાજબી નથી એમતો
"નહિજ કહી શકાય ! કારણ રા. કાન્તના પિતા રા. ભગ-
"વત્પ્રસાદે કરેલા બીજી વખતના લગ્ન પછી થોડાજ અં-
"તરે, રા. કાન્ત પણ લગ્નગ્રંથીથી ગુંથાયા હતા. એટલે
" ઉભય પિતા-પુત્રના લગ્નમાં કંઇક અંતર નહોતું એમતો
'નહિજ પણ અમારા જાણુવા મુજબ કદાચ વર્ષ કે દોઢ !

"ગમે તેમ હો ! પરન્તુ લક્ષ્મી અને તેની ઑરમાન
'સાસુ ભગવતીનું વર્તન, તે પણ બેશક આર્ય સંસારનાં
'ઑરમાઇયાંને માટે, એકલો તેમનો ઉભયનો સંબંધ નહિ,
'પણ આખા કુટુંબનું જે તંત્ર ચાલતું હતું તે એક અ-
'પૂર્વ દ્રષ્ટાંતરૂપ હતું, અને ગૃહસંસાર આવી ઉત્તમ રીતે,
'ક્લેશ-કંકાસ રહિત સુખ-શાન્તિમાં પસાર થતો હોવાથી,
'રા. ભગવત્પ્રસાદ પણ પોતાની એવી કુટુંબ સંસ્થાને
માટે ખાસ અભિમાન ધરાવતા હતા." સર્વાંશે તે માન
લક્ષ્મીનેજ આભારી હતું. પિયર-સાસરિયામાં સૌ કોઈ તેને
પૂછીનેજ કામકાજ કરતું. સંસાર વ્યવહારના કાર્યમાં તો,

મુખ્યત્વે તે નવોઢા છતાં. પ્રૌઢાથી પણ અધિકાંશે સારૂ જ્ઞાન ધરાવતી હતી, ભગવત્પ્રસાદે પણ તેથીજ ભગવતીને લક્ષ્મીની સલાહ લેવાની આંજ્ઞા કરી છે. શી સંજ્ઞા ? એ તો આગળ વાંચીએ ત્યારેજ જણાયને !

આ સમયે લક્ષ્મીએ પણ કામકાજથી પરવારી, વિશ્રામ લેવાની ઉપેક્ષાએ, સ્વતંત્રતાવાસ, જ્યાં આગળ રા. કાન્ત આરામ ચેરપર પડ્યા પડ્યા રવિારનો દિવસ હોવાથી કોઈક અઠવાડીક પત્રનાં પાનાં ઉથલાવતા હતા, ત્યાં જવાની તૈયારી કરી; પેપર ઈંગ્લીશ હતું, તેમાંના જર્મનિ અને ઇંગ્લૅંડ વચ્ચે ચાલતા ભયંકર વિગ્રહનાં કેટલાંક આબાદ પિકચરો પણ જોવાની અમને કંઈક ઇચ્છા થાય છે. કયું પેપર છે ? એ અમે કેવી રીતે કહી શકીએ ? સ્ત્રી–પુરૂષના સ્વતંત્રાવાસમાં નિષ્પ્રયોજન જઈ કેવળ મૂર્ખમાં ખપવું, એ અમને કેમ ઉચિત લાગે ? ગમે તે પેપર હો !· કિંવા ગમે તે વાંચતા હો ! અરે ! સર્વાધિકારી છતાં, લક્ષ્મીએ પણ આજ્ઞા શિવાય પતિપાસે જવાને અનુચિત ધાર્યું; કેમકે રખેને નાથની નિઃસ્તબ્ધતામાં ખલેલ પહોંચે ! વાહ ! લક્ષ્મી ! ત્હારા જેવી સદ્ગુણ અલંકૃત સન્નારીના સ્મરણ માત્રથી પણ તપિત્ ચિત્તને સહજ શાન્તિ વળે છે. ધીમેધીમે નિસરણીનાં પગથિયાં ચઢતી, લક્ષ્મીના પગના સહજ ખબકારાથી રા. કાન્તે નિમયાનુસાર નજર ફેરવી, ત્યાં પ્રેમાળ પત્ની દીઠી ! નય-

નના અનુસારથી નાથે, પ્રવેશ કરવાની પ્રિયાને પરવાનગી આપી ! પ્રેમોન્મત્ત-હર્ષઘેલી હરિણી પણ તેટલીજ ત્વરાથી આનંદમાં ને આનંદમાં જતી કે પતિની રહામે જમીનપર બેસવા જતી હતી, તે રોકીને આગ્રહથી કાન્તે તેને પણ સાથેની ખુરશીમાં બેસવાની ખાસ ભાવથી ભલામણ કરી. પતિ-આજ્ઞાને ઈશ્વરી ફરમાન સમજનારી આર્ય સુન્દરિએ આખર વિરામાસનમાં વિરાજતાં ઉદ્‌ગાર કાઢયા—

હઠીલા ! તમારી હઠીલાઇને એ આડો આંક ક્યાં છે ?

પણ, જરી કહેશો કે, એમાં વાંક કોનો ?

વાંક, હઠીલાનો !

એમ કેમ ! કેવી રીતે ?

કેમ વળી ? આંખ કાઢી એટલે થયું.

શું, તમે આંખથી પણ બ્હીઓ છો ?

એ તો તમે શું સમજો ?

અરે ! વાહરે ! જરી સમજાવશો ?.

એમ તે કંઇ સમજવાનું તે રસ્તામાં પડ્યું હશે, કેમ ?

વ્હાલી ! ત્યારે કહો કે, સમજવાના સિદ્ધાન્તે સમજાવશો કે નહિ ?

પાછી ! સમજવાની વાત ?

ત્યારે.

નિશાળે જવું પડશે, પૈસા ખરચી હોંશિયાર માસ્તર રાખવો પડશે !

બસ એજ ને ?

જી ! હા.

હ્યો ત્યારે—

શું........

વળી એ કે, તમે કહ્યું તેમ, નિશાળે જઇશું. પછી !

વાહરે !

મન માંની ફી ભરીશું; અરે ! કહેશો તો માસ્તર રાખીશું.

પાંચ વરસના કીકા ખરા ને ?

ત્યારે, કરવું શું ? હું તો હવે થાકયો તમારાથી.

થાકયા ને ?

હા ! બાપુ, હા !

"તો હવે જુવો ! જાણે આ વિશ્વરૂપી વિદ્યાલયમાં, પ્રત્યેક મનુષ્યની માફક આપણે પણ વિદ્યાર્થિ !

વાહ ! વાહ !

"વિશ્વના પ્રત્યેક વ્યાપારમાં ધ્યાન આપવું, એજ વળી ફી!

થયું ત્યારે........" મ્હારા માસ્તર સાહેબ તો તમેજ ને ? કેમ કબૂલ છે ને ?

જાઓ ! જાઓ ! તમે તો મ્હને પૂરી બનાવી.

પણ, કોણ કહે છે ?

ત્યારે, બીજુ શું ?

ના, રે ! ના.

ના, ના ! એ તો બનાવવાને માથે શિંગડાં !

અરે ! પણ જોજો રીસાતાં !

પણ, હવેથી બોલીશજ કેમ ?

અરે ! એમ તે હોય ? દેવી ! હવે સમજાવો તો ખરાં કે, વાહ ! આંખથી વળી બ્હીવાનું ?

ના, ના, આંખથી તો દુનિયાં બ્હીએ !

અરે ! એમ તે કોઈ દિવસ બને ?

વિચાર કરો ને !

પણ હું તો તે તમારે મ્હોંએથીજ સાંભળવા માગુ છું

ખરેખર ! મ્હારેજ કહેવું પડશે ?

ભટ ભણે છે કે, પછી ટીપણાંજ ફાડે છે ?

જુવો ! પાછા ?

મ્હારૂ સાળુ ! આ તો પાછી રામાયણ ! ભાઇ ! નહિ બોલું, પછી !

લક્ષ્મી સ્મિતહાસ્ય કરતાં બોલી–નાથ ! મ્હારી તો એવીજ માન્યતા છે કે, દુનિયામાં લાજ અને મર્યાદા, પ્રેમ અને પવિત્રતા એ બધા આંખનાજ વ્યાપાર છે. આખું જગત્ કહે છે કે, દુનિયામાં માત્ર બે આંખનીજ શરમ છે; આપણે પણ એ વાકયને માન તો આપવુંજ પડશે ! "કદમાં ન્હાની પરન્તુ કર્તવ્યમાં મહાન્, એ અનમૂલ નયન જ્યોતિની, વિશ્વ આદરણીય અનુપમતા–અમૂલ્યતા અને ઉત્તમતાનો કોણ સ્વિકાર નહિ કરે ? જે આંખથી દુનિયાં બ્હીચે તે આંખથી ક્ષુદ્ર નારી જાત ભય પામે, તેમાં શું આશ્ચર્ય ?"

પ્રિયે ! તમારી વાણીમાં અમૃત કરતાં પણ અધિક મિઠાશ છે, જે તમને નિષ્પ્રયોજન બોલાવવાની મ્હને હરહમેશ ફરજ પાડે છે. કોમળતા અને મૃદુતા તમારી વાણીમાં કુસુમ, કરતાં પણ અધિક હું નિહાળું છું. **કહો ના કહો પણ તમારો આત્માજ સંસ્કારી છે.**

પ્રાણેશ્વર ! નારીની ઉત્તમતા એ માત્ર નરની વિભૂતિ શિવાય કંઇજ નથી. નારી હૃદયમાં ઉત્તમ સંસ્કારના સ્થાપક, અને પોષક પુરૂષોજ છે. તે માનના અધિકારી તો તેઓ પોતેજ છે. " **અમે તો માત્ર કળનાં પૂતળાં**"—**—નિમિત્તમાત્ર !**

• વર–વધૂની વાતચિતમાં વચ્ચે વિક્ષેપ કરતા ભગવતીના ટહૂકાએ ઉભયને જુદા પાડવાની ફરજ પાડી. ભગવતીની બૂમ સાંભળી, લક્ષ્મી સ્મિતહાસ્ય કરતી, વિશ્રામગૃહમાંથી ચમકતી ચાલે અદ્રષ્ય થઇ ! કાન્ત પણ બે ઘડી તે દિશા તરફ જોઇ જ રહ્યો ! પુનઃ ન્યૂસપેપર પર નજર નાંખી.

આ તરફ ભગવતીની સમીપ જઇ, મર્યાદાપૂરઃસર લક્ષ્મીએ પૂર્ણ વિનયથી નમ્ર ભાવે પૂછ્યું–કેમ, બા ? •

વડીલ તરીકેની પોતાની આમન્યાનું યથાપાલન કરવામાં કુશળ રા. ભગવત્પ્રસાદે પણ હાલને માટે તો આ સ્થળેથી ખસવાનુંજ ઉચિત્ ધાર્યું.

**ભગવતી**—લક્ષ્મી ! એ તો તું જાણે છે ને ? કે, સાધારણ વાતચિતમાં એ, ગમે તે કામમાં એ વહુને બો-

લાવો, તેને પૂછો, એ ડાહી છે, એમ વારે વારે કહેવાની એમની મૂળથીજ પ્રકૃતિ છે ! તે પ્રમાણે આજ પણ બન્યું છે.

**લક્ષ્મી**—શું, બા ! એવું શું છે? વહુને પૂછ્યા વિના ના થાય, એવું તે કંઇ કામ હતું હશે !

**ભગવતી**—તું ક્યાં નથી જાણતી કે, આપણા ઘરનાંના વિચાર પાડા-પાડોસી અને ન્યાત-જાતમાં, વહુ તરફ જે દ્રષ્ટિથી જોવાય છે, તેના કરતાં કંઇ જુદાજ છે.

**લક્ષ્મી**—હા ! એ તો હું સારી રીતે જાણું છું જુવોને ! આ મનહર અને બાલુભાઇને ત્યાં સાસુ-વહુના ને વર-વહુના જે ભવાડા થાય છે, તેનું તો આપણને સ્વપ્નુ એ નથી આવતું. ઉલટું આપણને તો તેથી ખેદ થાય છે કે, બળ્યો ! એ એમનો સંસાર.

**ભગવતી**-હા! જુવો છો ને !

**લક્ષ્મી**—હાસ્તો ! વળી સ્હામા ઘરમાં તો જેટલાં ભાડવાત આવે છે, તેટલાં મ્હારાં વ્હાલાં, મ્હોડે ચઢીને કહે છે કે, "એવું નાટક તમારે ત્યાં એકે દિવસ થતું નથી." એમાં એ જાણે, એમને કંઇ લાભ થવાનો ના હોય !

**ભગવતી**—બળ્યો, એ એમનો લ્હાવ ! "કાગડાને મન હસવું ને દેડકાનો પ્રાણ જાય !"

**લક્ષ્મી**—હા ! બા ! હો.

**ભગવતી**—એ બધું તો ઠીક, પણ સાંભળ ! રણજી-તભાઇને ત્યાંથી ત્હારા દિયરને માટે માગું આવ્યું છે;

મ્હારા સસરાનો ત્યાં કરવાનો પૂર્ણ વિચાર છે; પરન્તુ એ તો કહે છે કે ઘરમાં છોકરો–વહુ મ્હોટાં રહ્યાં, એટલે એ પણ પૂછવા જોગ છે! માટે પહેલાં વહુને બોલાવી સમજાવી, પછી પેલાને (કાન્તને) જણાવવાનું છે. એ એની મેળે ધણીએ એના ધણીને સમજાવશે! ઠેકાણે લાવશે! કારણ એ ક્યાં કોઈનું કહ્યું માને એમ છે. કેમકે, જરી વાંચતાં–લખતાં આવડ્યું ને એટલે ઉમ્મરનો વાંધો કાઢશે, કાં તો રૂપ ગુણની સરખામણી કરશે. અને પાછો દુધમાં કંઈ ઉમેરશે. જો! ઉમ્મરમાં તો એ બે સરખાં છે. કુળમાં પણ કંઇ વાંધો સાંધો નથી.પાછું, જાણે જ છે ને ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ને વખતો વખત મ્હોં ધોવા જઇએ તો પૂરાં સોળ વર્ષ તો થઇ ગયાં, ને પાછું સારૂ ખોટું કરતાં છોકરો રહી જાય. કેમ, એ બધો વિચાર તો કરવાનો જ ને ?

**લક્ષ્મી**––બા ! સઉથી સારૂ. છોકરી પણ સારી ભણેલી ગણેલી, અત્યારે બે અક્ષર લખી–વાંચી જાણે "આપણે તો દેખતાં આંધળા." પાછી ડાહી, સમજુ, ચાલાક, અને રૂપ–ગુણમાં પણ તેવીજ છે ને ? આપણા શાન્તિભાઇને લાયક આપણી આખી કોમમાં હવે એકે કન્યા મ્હારી ધ્યાનમાં તો આવતી નથી. મ્હારો તો એજ વિચાર છે કે, એ માગું પાછું ના ઠેલવું. આપણે કંઇ રૂપાળી....જોઇતી નથી. સમજ્યાંને બા ?

**ભગવતી**—લક્ષ્મી! અત્યાર સુધી મ્હેં તો ત્હારૂં મન જોયું! ખરૂં પૂછાવે તો, ત્હારા સસરા આપણા શાન્તિના કાકાજી સાથે ઈષ્ટદેવની સાક્ષી વચ્ચે બંધાઈ ચૂક્યા છે. બહુ આગ્રહને લીધેજ, ઘરમાં મ્હને સરખું પૂછ્યા શિવાય રસ્તે જતાજ ફસાઇ ગયા! તેથી મનમાં દિલગિર તો થતા હતા. પરંતુ મ્હને સવિસ્તર હકીકત કહેતાં, મ્હારા સંતોષકારક જવાબથી તેમને કંઇક શાન્તિ વળી. અને પછી તે માત્ર તમારા અભિપ્રાય સંબંધીજ વિચારમાં પડ્યા. તે, વળી પાછો ત્હારો આવો ઉત્તમ વિચાર સાંભળશે એટલે, પછી તેમને ચિન્તાનું કારણ માત્ર એકજ રહેશે. પણ તું ધીમે રહીને સારી રીતે તેને સમજણ પાડીશને, એટલે એ પણ ક્યાં સમજતો નથી કે, "**કંચન જેવા પંથમાં કંટક પાથરે.**"

**લક્ષ્મી**—તેમની તો તમે નકામી ભીતિ રાખો છો! તમે નચિન્ત રહો! બનતા સુધી હરેક પ્રકારે તેમને સમજાવી, આપણે કદાચ બે બોલ સાંખીને પણ આપણા મતમાં મેળવી લઇશું. એમાં શું અયોગ્ય થાય છે કે, તેથી વિરૂદ્ધ થવાનું એમને કારણ મળે?

લક્ષ્મી બિચારી જાણતી હતી કે, વડીલોની આજ્ઞા, પરાધીનપણાનું દબાણ, બળાત્કાર, અને સમજાવવાથી કદાચ તેઓ ઉપરથી પોતાની ઇચ્છા પ્રદર્શિત કરશે; પરન્તુ યોગ્યતાના વિચારનેજ લક્ષબિન્દુ ધારી તે તરફ દ્રષ્ટિ

ફેંકનાર, બેશક એક સદ્દગુણી કુમારિકાને સર્વાંશે સર્વ તરફથી અન્યાય મળે છે, તેવી કલ્પના કર્યા શિવાય તો નહિજ રહે. કોઇપણ સંસ્કારી આત્માને માટે આવા વિકટ સંયોગોમાંથી પસાર થવું એ કેવળ દયાજનક નથી? ઉપરથી હા! માં! હા! ભેળવી, પોતાની જાતને લૂખી વાહ! વાહ! કહેવરાવી, સાસુથી તેણે જુદા પડવાનું ઉચિત્ ધાર્યું.

લક્ષ્મી પોતાના અભિપ્રાયથી સાસુને ખુશી કરી ત્યાંથી વિદાય થઇ. ભગવતીને પણ આથી બહુજ આનંદ થયો. લક્ષ્મીને સમજાવવામાં પોતે મેળવેલી મ્હોટી ફતેહના મંગળ સમાચાર પતિને જણાવવાને તલપાપડ થઇ રહી.

પુત્ર-લગ્નનો લ્હાવ લેવામાં શરૂઆતનું મંગળાચરણ તો નિર્વિઘ્ને સમાપ્ત થયું. જય! મંગલેશ! જય!





## અષ્ટમ પરિચ્છેદ.

### ભણેલ ભામિની.

अनृतं साहसं माया मूर्खत्व मति लोभता ।
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषा स्वभावजाः॥ વૃ. ચા.

અનૃત સાહસ મૂઢતા, કપટ લોભ અત્યંત,
નિર્દયતા મહા મલિનતા સ્ત્રીમાં સદા રહંત.

ભણેલ તો પણ ભામિની, અજવાળી પણ રાત,
ડાહ્યો પણ દારૂડીઓ, અંતે જાત કજાત.

"રાવણકૂળનું રણયજ્ઞમાં બલિદાન અર્પાવનાર ? પ્રતાપિ કૌરવકૂળનું નિમિષ માત્રમાં નિકંદન કરાવનાર ? ભર્તુહરિની અતુલ સુખ-સમૃદ્ધિમાં અંગાર વરસાવનાર" ? એ તો એજ !



સુવર્ણ પિંજરમાં પૂરાઇ મન માન્યો ફળાહાર કરવો, અને પવિત્ર પાલકના પ્રિતિભર્યા ઉદ્‌ગાર સહ અનુપમ લાડપાનમાં ઉછરવું, એવા આદર્શમય પરતંત્ર જીવનને પસંદ કરવું, એ કાગના ટોળાથી વિમુખ

થએલા દુર્ભાગિ પોપટ યા અન્ય કોઇ પંખીને કેમ રૂચિકર લાગે ? "પ્રારબ્ધ યોગે મળે, પણ ભોગવે એજ ભાગ્યશાળી.' એ કહેતી પ્રમાણે રોકકળ કરી, લડી-ઝઘડી, સાસુ-સસરા, જેઠ-જેઠાંણી, નણંદ આદિ સાસરિયાંને મ્હેણાં-ટૂણાં મારી, નિર્દોષ પતિપર વગર વિચાર્યું-અણધાર્યું અસહ્ય આળ ચઢાવી અંતરમાં હરખાતી મલકાતી, સાસરિયાંએ સમજાવ્યાં છતાં, પતિએ મનાવ્યા છતાં, કોણ જાણે કોના ભરમાવ્યાથી, છણકાતી-ઠણકાતી, અપવિત્ર આશાઓનો સ્ત્રી ચરિત્રની યુક્તિમાં વિજય કરી, રૂપગર્વિતા પવિત્રી પિયર વિચરવા ઘર બ્હાર નિસરી. આડોસી-પાડોસી સર્વ એકીટસે જોઇજ રહ્યાં, અને જોતજોતામાં નજર બ્હાર થઇ ગઈ. સવારના પહોરમાં પવિત્રીએ પથારીમાંથી ઉઠતાં વ્હેંતજ આજનો વેષ ભજવવા માંડયો હતો; જેમાં તેણે પૂર્ણ ફતેહ મેળવી છે. તપ્ત હૃદયે ઘરનાં સૌ કોઇ કામે વળગ્યાં, પવિત્રી જેવી અપવિત્ર-નાલાયક સ્ત્રી ગળવાથી, હવે તો પ્રિતમરાય બિચારો બહુજ ત્રાસી ગયો હતો; જો કે આજના થએલા ભવાડાથી તેના ચિત્તમાં ચિન્તારૂપી ચિતા પ્રચંડવેગે સળગતી તો હતી, પણ ગૃહક્ષેત્રમાંથી પવિત્રીરૂપી કલેશનું બીજ અચાનક દૂર થવાથી, સર્વને હવે કંઇક શાન્તિ વળશે, એજ વિચારથી અત્યારે ત્હેને સહજ આશ્વાસન મળ્યું. એનાજ વિચારમાં ને વિચારમાં મગજ ભમતું હોવાથી તે બિચારો પરીક્ષા નજદીક આવવાથી,

એકાન્તવાસમાં જઈ વાંચવામાં ચિત્ત પ્રોવવાથી કંઇક શાન્તિ વળશે એમ ધારી દાખલ થયો.

અરે ! પ્રિતમ શિવાય તે રાતનો સળગતો દીવો કોણ બૂઝાવે ! પથારી તો ઉપાડેજ કોણ ? દગ્ધ હૃદયે દુર્ભાગિ ભરથારે દીવો રાજ કર્યો. વિચારમાં ને વિચારમાં પથારી ઉપરિ કરી દીધી. હવે તો હમેશાનું માથે પડ્યું ધારી, હાથમાં સાવરણી લઇ, ૦ડેંમી પ્રિતમે માથે રૂમાલ નાંખી પુંજો કાઢવાનું શરૂ કર્યું. વાહ ! ગ્રેજ્યુએટ ! એ પણ ત્હારૂ નસિબ ! ખૂણે-ખાંચરેથી ઝાડી ઝૂડીને સાફ કરવાની ઇચ્છા થતાં, રાત્રે પથારી નીચે પાથરવામાં, તથા દિવસે ભાઇબંધ-દોસ્તદાર આવતાં બેસવાના કામમાં આવતી શ્વેતરંગી ઉ- પાડતાં, પોતાના શિરનામાવાળું કવર તેની દ્રષ્ટિએ પડ્યું. કામ કામને ઠેકાણે રહ્યું; અને પ્રિતમ પત્ર વાંચવામાં ગર- કાવ થયો.

પ્રિય ! વાંચક ! મહિલા મંડળ જેવી એક નમુનેદાર આદર્શરૂપ સંસ્થાએ ભલેને બીજી અનેક રમણીઓને જ્ઞાન વિભૂષિત, યા તો ઉત્તમ સંસ્કારી બનાવી હશે-બને છે; પરંતુ એજ સંસ્થાના નામને, તેમાંથી ગુજરાતી, સંસ્કૃત, ઇંગ્લિશ આદિ ભાષાનું કંઇક જ્ઞાન સંપાદન કરી, તેને બટ્ટો લગાડનારી. અરે ! મહિલા મંડળ એ ઉચ્ચ પવિત્ર નામને વગોવનારી, આખર જવાની એવી જુવાનીમાં મસ્ત બનેલી, નિરૂપાયે અમારે એક નમુનેદાર કહેવતને અમારા

સુજ્ઞ વાંચક સમક્ષ રજુ કરવી પડે છે, જેને માટે તેમની **દયા! ક્ષમા! સાસરાને પાંજરૂ અને પિયરના ખાં-જરાને પરમપદ માની બેઠેલી,** ન્યાત–જાતમાં, આ-ડોશી–પાડોશીમાં, અરે! આખી દુનિયામાં અબળા ગણાતી; એ વજ્ર હૃદયી, વર્ણશંકર પિશાચિની, કહેવાતી કેળવા-યેલી, ગણાતી શાણી, મનાતી ભોળી, જણાતી ગોરી, આ ભલી ભામિનીએ પરમાત્મ સ્વરૂપ પતિ ઉપર લખેલા પત્ર તરફ કંઈક અભાવે તો નજર કરો! માનતા હો તો તેમાંથી પણ કંઇ જાણવાનું–શિખવાનું મળશે; કારણ "કોયલાની ખાણમાંથીજ હીરા નિપજે છે."

**વેદીઆ ઢોર!**

મ્હને જોઇને તું નિસાસા નાંખતો હતો, તને જોઇને હું મ્હારા કપાળે હાથ મૂકતી હતી. મ્હારૂ મ્હોડું જોવું ત્હને ગમતું નહોતું. ત્હારો પડછાયો તો મ્હને ગમેજ ક્યાંથી? આવી રીતે પશુતુલ્ય જીવન ગાળવાનું ઉભયને માટે અનુચિત ગણી, મ્હેં હવે ઉભયને સુખી થવાનો એક ઉત્તમ માર્ગ શોધી કાઢયો છે. મ્હને રૂચિકર લાગવાથી, હવે હું એજ માર્ગે ગમન કરીશ. ત્હારા સુખનો માર્ગ ત્હને વગર પરિશ્રમે પ્રાપ્ત થયો છે, એ સમજવાને વધારે સૅન્સની જરૂર નથી. મ્હારા પ્રત્યેક સુખના સત્યા-નાશનું કારણ તુંજ છે, એમ કહેવા કરતાં એટલુંજ કહેવું બસ થશે કે, પિયર–સાસરિયાનાં દરેક માણસો મ્હને સુખી

જોવાને રાજી હતાં. મ્હારી તરફની પ્હેમની ભલી લાગણી-ઓને માટે, હું તેમની સદૈવની આભારી છું. ત્હારા સુ-ખના માર્ગમાં ત્હેં ત્હારે હાથેજ કંટક પાથર્યાં છે; એ પરતંત્રતારૂપી કંટકમાં ચાલી સુખોપભોગ ભોગવવાની મ્હારી લેશમાત્ર મરજી નથી " મ્હારા જવાથી ત્હારા **વાંચનમાં કોઈ વિક્ષેપકર્તા થઇ પડશે નહિ ! કોઇ માથું તો નહિજ પકાવે !** ત્હારા હરહમેશના ઉદ્‌ગારજ તને આ વખતે યાદ દેવરાવવા એ યોગ્ય ધારી સાથે એ પણ જણાવું છું કે, **અખંડ બ્રહ્મચર્ય વૃત પાલન ક-રવું, ગૃહસ્થાશ્રમિ થવાનો સ્વપ્ને પણ ખ્યાલ કરીશ નહિ.** કોઇના નસિબે સુખી થજે. ત્હેં મને સુખ આપ્યું નથી. ઇશ્વર ત્હને કેમ સુખી રાખશે ? મ્હેં વિષ લીધું છે. તેથી જો કઇ ના થયું તો, વાવ-તળાવ-કુવા કે, નદિ-નાળાંને કંઇ ઢાંકણાં હોતાં નથી ! લગ્ન પછી દસ વર્ષમાં ત્હેં મ્હને બહુજ બનાવ્યું છે. ત્હેના કરતાં **દસ દિવસથી** પણ થોડા સમયમાં ત્હને મ્હારા જવાથી કંઇ વધારે જોવાનું મળશે. **જો અને રો ! કર અને ભોગવ !**

લી. દુઃખી અબળા.

પવિત્રી.

પત્ર વાંચન પૂર્ણ થયું. પ્રિતમનું ચિત્ત ચકડોળે ચડયું. વિચારમાં ને વિચારમાં નિસાસા અને ઉસાસા

નાંખતાં, આજના બનાવથી, આકુળવ્યાકુળ બનેલા ભાગ્ય-
હીન પતિની ધીરજ અને જ્ઞાનનો અંત આવતાં, આંખમાંથી
અવિલંબે અશ્રુબિન્દુ ખરી પડયું. રડતા હૃદયને કોણ
છાનું રાખી શકે છે ? બળતા હૃદયને કોણ બુઝાવી શકે
છે ? અગાધ દુઃખીને કોણ આશ્વાસન આપી શકે છે ?
મરવા સૂતેલાને કોણ જીવાડી શકે છે ? તેવીજ રીતે પ્રિત-
મની રોતી—કકળતી આંતરડીને અત્યારે કોણ ઠારી શકે તેમ
છે ? અસાધારણ શ્રમ વેઠયા છતાં પણ જેમાં ફતેહમંદ
થવું એ કઠીન કામ છે, તેવી B. A. જેવી પરીક્ષા આ-
પવાની તૈયારીઓ થતી હતી, કટાકટીનો સમય હતો, તે
અરસામાં કુલટા પવિત્રીએ કરેલા અઘટિત કર્મથી, એક
અપરિચિત માણસને ક્ષોભ થયા શિવાય રહે નહિ, તો
પ્રિતમ જેવા, પવિત્રીના દુર્ભાગિ ભરથારનું હૃદય વ્યથિત
થાય તેમાં શી નવાઇ ? એકાએક કોણ જાણે ત્હેને શો
વિચાર થઇ આવ્યો કે, તેનું જ્ઞાન અને ભાન તે ગુમાવી
બેઠો, રડતાં રડતાં એક મ્હોટેથી બૂમ પડાઇ ગઇ ! એકા-
એક બૂમથી ઘરનાં સઘળાં માણુસ ચોંકી ઉઠયાં. પ્રિતમના
મ્હોટા ભાઇ રા. પાર્વતિશંકર જ્યાં આગળ પ્રિતમ બાહ્ય
જ્ઞાન શૂન્ય સ્થિતિમાં હતો ત્યાં તરતજ જઇ પહોંચ્યા.
થોડા સમયને માટે તો, પોતે પ્રત્યક્ષ થઇ, રડતા હૃદયને
છાનું રાખવાનું મુલતવી રાખી. તેનું નિમિત્ત શોધવા વિ-
ચાર્યું. વધારે દૂર દ્રષ્ટિ ફેંકવી પડે તેમ નહોતું. પ્રિતમના

હાથની પાસેજ કવર પડેલું જોયું ! સાથે કદાચ પોતાની શંકાનું સમાધાન થશે એમ ધારી, ન્હાનાભાઇનો ખાનગી પત્ર મ્હોટાભાઇએ વાંચવો એ અનુચિત છે એમ જાણવા છતાં પત્ર કાઢી વાંચવા માંડયો. વાંચ્યો ! એકવાર વાંચ્યો ! બેવાર વાંચ્યો ! વાંચીને હતો ત્યાંને ત્યાં તેવીજ સ્થિતિમાં પાછો મૂકી દીધો.

પ્રાતઃકાળમાં પવિત્રીએ કરેલા મંગળાચરણથી રા. પાર્વતિશંકર અજ્ઞાત તો નથીજ; અને તેમાં વળી આ પત્ર વાંચવાથી નિમિત્ત શોધવાને કંઇ વાર ના લાગી. મ્હોટાભાઈ તમે મ્હારી જીંદગી બરબાદ કરી છે." પ્રિતમના એ હરહમેશના ઉદ્દગાર આજે સત્ય ઠર્યાં છે, એ સમજવાનું રા. પાર્વતીશંકરને માટે કંઇ મુશ્કેલ નથી. તે પોતે પ્રત્યક્ષ અનુભવતાં-દ્રષ્ટિગોચર થતાં, તેના હૃદયના સહસ્ત્ર કટકા થઇ જાય છે. તે પણ નિશ્વાસ પર નિશ્વાસ મૂકે છે. પોતે વગર વિચારે સમજ્યા વિના કુટુંબીઓના કહેવાથી, નાદાન-બેસમજ ખોટો લ્હાવો લેવાની કામનાવાળી સ્ત્રીઓની સૂચનાથી, ન્હાના ભાઇના કરેલા અપરાધ, અને તેને આપેલા અન્યાય બદલ પોતાનું સંસ્કારી હૃદય હાલ જે શાક્ષી પૂરે છે, તે ત્હેના મ્હોંપરથીજ આપણને સ્પષ્ટ જણાય છે.

"અજ્ઞાન ભારતવાસીઓની અઘટિત્ કર્મો કર્યાં પછીજ આંખ ઉઘડે છે. એ સૂત્રથી રા. પાર્વતિશંકર અબાધિત બને, એ તેમનું શું ગજું ? પોતે અયોગ્ય કર્યું છે,

એ વિચાર ત્હેમને હવેજ થાય છે. કુવામાં પડયા પછીજ ત્હેમની આંખ ઉઘડી છે. પણ તેથી શું ? સર્વ નિરર્થક ! શા. પાર્વતિશંકર ! અત્યારે તો ત્હારા પરિતાપ અને નિર્દોષ પ્રિતમના દુઃખમાં માત્ર બે અશ્રુબિન્દુ પાડી ભાગ લઇએ તે શિવાય બીજું શું કરી શકીએ ? ત્હેં ન્હાના ભાઇના કરેલા અપરાધની તને ક્ષમા ! અને પ્રિતમને પરમાત્માની કૃપા ! એ શિવાય અમે તે બીજું શું ચહીયે ! વડીલ બન્ધુના આગમનથી અજ્ઞાત હૃદયે આજ એકાન્ત વાસમાં પોતે એકલોજ છે, એમ ધારી અહોનિશ વ્યથિત કરતા અનેક પ્રકારના ઉભરાને બહાર કાઢવાનું ઉચિંત ધાર્યું છે. બેશક પ્રિતમની આજની સ્થિતિનું દ્રશ્ય એક વખત વજ્ર હૃદયને પણ પોચું કરવાને, અરે ! ખળભળાવાને શક્તિવાન છે; તો ભલા ભાઇનું નિષ્પ્રપંચી હૃદય આ ભેદક દ્રષ્ય કયાંસુધી જોઇ શકે ? છેવટે આશ્વાસન આપ્યા શિવાય છુટકોજ નથી, એમ ધારી શરમાતાં–ખચકાતાં પ્રિતમના શરીરને સ્પર્શ કરી કહ્યુ. ભાઇ ! પ્રિતમ !

એકાએક શરીરને સ્પર્શ, અને પ્રિતમ શબ્દનો કર્ણમાં ધ્વનિ અથડાતાંની સાથે, નીચું મ્હોં કરી ઝીણું ઝીણું રૂદન કરતો પ્રિતમ ચમકયો ! રડતા હૃદયને ઘડીભરને માટે દબાવી રાખવાનું ઉચિત ધારી ઉંચુ જોઇ સ્હામે દ્રષ્ટિ કરી તો, વડીલ બંધુ પાર્વતીશંકરની પરમ સ્નેહાળ મૂર્તિ પ્રત્યક્ષ થઇ ! બેઉ ભાઇનાં ચતુર્નયનનું સંમ્મેલન થયું ! પ્રિતમના

શરીરપર હાથ ફેરવતાં, કંઇક બોલવાની ઇચ્છા છતાં, પાર્વતિશંકર કંઇ પણ બોલી શકયા નહિ પરિણામે, બંધુને જોતાંજ પ્રિતમના હૃદયમાં અનેક વિચારો ઉદ્‌ભવવા લાગ્યા પુનઃ શોકસાગરમાં તણાતાં, તેણે પોતાનું સઘળુ ધૈર્ય-ભાન અને જ્ઞાન ગુમાવ્યું. અવિરત રૂદન કરતા પ્રિતમની પાસે જો આ સમયે કોઇપણ હાજર ના હોત તો, અમે નિઃસંદેહ કહીએ છીએ કે, તેના શરીરને સખ્ત ઇજા થાત ખુરશીપરથી એકાએક ઢળી પડયો ! ભાગ્યયોગે રા. પાર્વતિશંકર નજદિકજ હતા; તેમણે પ્રિતમને પોતાના હાથપર લઇ લીધો. શોકિત્ મુખમુદ્રાએ, ન્હાનાભાઇનું મસ્તિષ્ક પોતાના ખોળામાં લઇ, મ્હોટાભાઇ તેના મ્હોં રહામે જોતા જાય ! અને અશ્રુ ખાળતા જાય !

"વનવાસ વિચરતાં લક્ષ્મણજીને સાથે લઇ જનાર રઘુકૂળ તિલક શ્રી રામચંદ્રજી, લક્ષ્મણના બંધુ ભાવથી ચકિત્‌ ગર્વિત્ થઇ ગયા હતા. ખરેખર ! અતુલ બળ-વિક્રમશાળી લક્ષ્મણે બન્ધુસેવા અને ભ્રાતૃ સ્નેહના જવલંત દ્રષ્યનું દુનિયાને અપૂર્વ દર્શન કરાવ્યું છે. ન્હાનાભાઇના નીતિયુક્ત વર્તનથી રામચંદ્રજી લક્ષ્મણને પ્રાણથી પણ અધિક માનતા હતા. તેવા બન્ધુને માટે સર્વસ્વ અર્પણ કરવામાં પણ કેમ વિલંબ થાય ?

न जाने जानकी नाथ प्रातःकाले किं भविष्याति।

ઉપરોક્ત સૂત્ર અમને તો સત્યજ ભાસે છે. ઇંદ્રજીત

સાથેના ઘોર યુદ્ધમાં ઇંદ્રજીતને યથોચિત્ દંડ આપ્યા છતાં દૈવયોગે અદ્દભુત પરાક્રમી વીર બ્રહ્મચારી લક્ષ્મણજીનો ઇંદ્રજીતના હાથે પરાજય થયો; અને મૂર્છાગત થઈ ભૂમિ પર પડ્યા. શત્રુ સૈન્યમાં અવર્ણનીય આનંદ! તેજ પ્રમાણે રામ સૈન્યમાં તેટલોજ* શોક! અરે! તેથી પણ અધિક શોક છવાઇ ગયો. રામચંદ્રજીનાં ગાત્ર શિથિલ થઈ ગયાં!

પ્રિય! વાંચક બન્ધુ! બન્ધુ પ્રેમનો અનુપમ બહાર! અરે! ભ્રાતૃસ્નેહના પવિત્ર અતુલ મહિમાનું વર્ણન કરવું, એ અમારૂં શું ગજું? ખરેખર! એ અમારી શક્તિની બહારનું કામ છે. છતાં જુવો! એ પવિત્ર પ્રતાપિ મહાપુરૂષોની કથા કંઇક યાદ કરો. તેમાં શો આનંદ! શી છટા! તેનો કેવો મહિમા! વાહ! આવો! આપણે યદ્દકિંચિત્ યોગી પુરૂષ શ્રી રામચંદ્રજીનું સ્મર્ણ કરી પાવન થઇએ! તેમના શોકમાં આપણે પણ આવો તો ખરા કંઇક ચંચૂ પ્રવેશ પણ કરી શકીએ છીએ? મૂર્છાગત્ લક્ષ્મણજીનું શિર પોતાના ખોળામાં લંઇ, પરમાત્મા રામચંદ્રજી અહાહા! કેવો શોક કરે છે! શું આક્રંદ કરે છે? એ કેવું દ્દષ્ય છે? બન્ધુ પ્રેમ! દિવ્ય સ્નેહ! પવિત્ર ભાવ! શું નથી કરી શકતો! તેથી સર્વ બને છે. રામચંદ્રજીની પ્રાર્થના—અસહ્ય કલ્પાંત, જાંબુવાન નામના સૈનિકે બતાવેલો ઉપાય, તથા તેવીજ હનુમાનજીની સ્વામિભક્તિથી વીર બ્રહ્મચારી લક્ષ્મણજીએ પુનરજીવન પ્રાપ્ત કર્યું, એ કથા ભાગ્યેજ કોઇ ભારતવાસીથી અજાણી હશે.

તેવીજ રીતે આજ આપણુને પ્રિતમરાય અને રા. પાર્વતિશંકરની સ્થિતિનું અવલોકન, શ્રી રઘુપતિ રામચંદ્રજી અને લક્ષ્મણજીના સ્નેહનું કંઇક ભાન કરાવે છે.

આવી રીતે પ્રિતમનું મસ્તિષ્ક પોતાના ખોળામાં લઇ, પોતે કરેલા પાપ કર્મનો રા. પાર્વતીશંકર પશ્ચાત્તાપ કરે છે. પોતે કરેલા પાપકર્મનું ફળ ભોગવવાનો ન્હાનાભાઇને પોતેજ સમય આણી આપ્યો છે; એ વિચારથી આપણે તેમને અત્યારે અવિરત અશ્રુપાત કરતા જોઇએ છીએ.

થોડી વારે પ્રિતમ શુદ્ધિમાં આવ્યો ! શાન્તિ વળી ! વડીલ બંધુના ખોળામાંથી ઉઠી એકાએક બેઠો થયો. શરમાઈ ગયો ! સ્વસ્થ થયો ! રા. પાર્વતીશંકરના દુઃખી હૃદયની પ્રતિતિ આજ તેની મુખમુદ્રાજ આપણુને અત્યારે કરાવે છે. તેમણે દીન વદને કહ્યું–" પ્રિતમ ! ત્હારા જેવા સદ્ગુણી–વિદ્વાન પતિ મળ્યા છતાં, એ દુર્ભાગી સ્ત્રીએ કંઇ કરવામાં કચાશ રાખી નહિ ! સુવર્ણ સમજીને સંગ્રહ કરતાં આખર કર્મ બળે કથીર નિપજ્યું ! હવેજ સમજાયું કે, ખરેખર ! મ્હેંજ ત્હારી જીંદગીને ધૂળધાણી કરી મૂકી છે. એ તો સત્યજ ઠર્યું કે :—

**"ના વે દુર્જનમાં કદી સુજનતા સિદ્ધાંત એવો કહ્યો"**

**પ્રિતમ**–તેમાં તમે અને હું, શું કરી શકીએ ? ભાવી કોણ મીથ્યા કરે ?

**શંકર**–હું સારી રીતે જાણું છું કે, બીજાઓ કરતાં ત્હારામાં આમન્યા અને ધૈર્ય વિશેષ છે.

પવિત્રાએ લખેલા પત્રથી વાકેફ થયેલા શ. પાર્વતિ-શંકરને તેમાંના વિષ અને કુવા—હવાડા વગેરે શબ્દોથી પૂર્ણ ઉદ્વેગ થયો છે. હવે શું થશે ? ઘરમાંથી અચાનક નીકળીને એ કયાં ગઇ હશે ? વગેરે વિચારથી તેનું મગજ ધમધમી રહ્યું છે. કહ્યા વિના છૂટકોજ નથી એમ ધારી પોચા દીલના પાર્વતિશંકરે પ્રશ્ન કર્યો :—"પ્રિતમ ! ક્ષમા કરજે. મ્હેં ત્હારો આનગી પત્ર વાંચી ત્હારો એક અપરાધ કર્યો છે" હું ધારૂં છું કે, એ પત્ર વાંચનથી તું ઉક્ત સ્થિતિએ પહોંચ્યો હોઇશ ? પણ, હવે આપણે શું કરવું ? તાકીદે ત્હારા સાસરે ખબર કરાવવાની જરૂર છે. નહિ તો પૂરી ફજેતી ! શું થશે, એ કંઇ મ્હારાથી સમજાતું નથી !

પ્રિતમ—એમાં વળી શું થવાનું છે ? થશે થવાનું હશે તે ! બાકી તમને ઉચિત્ લાગે તેમ કરો. મ્હને પણ માત્ર બાપ—દાદાની આબરૂનોજ વિચાર થાય છે. મ્હોટાભાઇ ! "કર્યું તે ભોગવ્યા શિવાય છૂટકો છે ? પડયું તે નિભાવી લેવા શિવાય છૂટકો છે ? વાવ્યું તે લણ્યા શિવાય છૂટકો છે ? રહ્યું તે જોયા શિવાય કંઈ અન્ય રસ્તો છે ?"

**શંકર**—સત્ય છે.

**પ્રિતમ**-ભાઇ ! તાકીદે ભાળ કઢાવવામાં માલ છે, પછી....

**શંકર**—તું નચિન્ત રહે. ભુતનું ઠેકાણું કયાં ? પ્રિતમ ! કહે ના કહે પણ આ બધા અધુરી કેળવણીનાજ પ્રતાપ છે. જો જે પાછો એમ ના જાણતો . કે, આવા ભવાડા આપણા એકલાને ત્યાંજ થાય છે; એ તો " ઘેર ઘેર માટીના

ભૂલા " ! આખી ન્યાતમાં એ તો એવું એ. ચાર દિવસ એમ પણ હોય, ઉત્સાહ થાય અને વખત આવે ત્યારે બધીએ સમજણ પડે. વાણિયા-બ્રાહ્મણની ન્યાતમાં તે કંઇ છુટા છેડા અપાયા છે ? સમજ કે સારૂં થયું ! એગ્ઝામિનેશન આવી છે, માટે હવે એ બધાં વિચાર તજી દઇ, હાલ જરી પરિશ્રમ કરવાથી આગળ ઉપર ઉગી નિકળશે. સમજ્યાને?

પ્રિતમ—મ્હોટા ! કહો ના કહો પણ, ચંચળ મન ઉપર કાબૂ મેળવવો, એને એકજ રસ્તે દોરવું, એ મહા વિકટ કામ છે. નિશ્ચય કર્યા છતાં વખતો વખત કંઇક ભૂલાય છે, અને વળી યાદ આવે છે. આવા સંયોગોમાં પૂર્ણ શાન્તિ અને સુખ પ્રાપ્ત કરવાની વાંચ્છના રાખવી એ કેવળ મૃગજળવત્ છે. કંઇ નહિ ! હરિ ઇચ્છા !

" વિધિ એ નિર્મેલું, કવણ રીતથી નષ્ટ કરવું ? "
" ન થાએ ધાર્યું તો, વિધિ વશ થઇને વિચરવું. "

ઘડીઆળમાં બરાબર દસના ટકોરા થતાની સાથે, નોકરે સ્નાન કરવાનો સમય થયાની સૂચના આપી. ચ્યાજળી છે ! કહી પાર્વતિશંકર ત્યાંથી ચાલ્યા ગયા. એટલામાં પોસ્ટવાળાએ, પ્રિતમરાય ! પ્રિતમરાય કાગળ લેજો ! એવી હાંક મારી. તરતજ પ્રિતમ પણ એકદમ બબાડો ભૂલી જઇ દમ રાખીને નીચે દોડ્યો.

'પણ એ કાગળ કોનો ! અને ક્યાંથી આવ્યો !!





## નવમ પરિચ્છેદ.

### સરવિસ પર

યાને

### સુખ-દુઃખની સમાન પ્રાપ્તિ.

एको धर्मः परं श्रेयः क्षमैका शान्तिरुत्तमा ।

विद्यैका परमा तृप्तिरहिंसैका सुखावहा ॥

"ધર્મ એક મંગળ સાધન છે. ક્ષમા એજ ઉત્તમ શાન્તિ છે. વિદ્યા એક પરમ તૃપ્તિ છે. અને અહિંસા એક સુખનું કારણ છે."

ગાડી ઉપડતી વખતે કંઈ ઘેર કહેવા જવાય કે, આવજો ! શરીર સાચવજો ! ભર જંગલમાં લુંટાવા બેઠા પછી એમ કહેવાય કે, અલ્યા ભાઈ ! જરીક ઉભા તો રહો, હું જરીક મ્હારાં લુગડાં ઉતારી આવું ! પેચ લાગ્યા પછી તે કંઈ ખેંચ-પકડ કરે પત્તો ખાય ! એ તો ભાઈ ! દો ઢીલ, નહિ તો તોડી નાંખો ! અ-

મારે પણ એક એવોજ ઘાટ બન્યો છે. અકસ્માત નોકરીનો ઑર્ડર મળવાથી, આજ ઘર છોડી પત્ની સહ નરક્ષેત્ર આવે રા. કાન્તને લગભગ ચારેક માસ થયા છે. વાંચક હૃદયને વળી કંઇ ઓછું આવશે કે, આટલો બધો સમય થયાં અમને તેમની યદ્કિંચિત્ ખબર પણ ના આપી! પણ કરવું શું ? એ વળી એમજ થઇ ગયું. હોય! લક્ષ્મી સહિત્ નરક્ષેત્ર જતાં સગાં-સબંધી ઇષ્ટ-મિત્રો વગેરે કાન્તને સ્ટેશનપર વળાવવા આવ્યાં હતાં. ઘેરથી નિકળતાંજ શુકન પણ સારાં જ થયાં હતાં. રાત પડતાં કાન્તના ઘેર નહિ આવવાથી, જે માતપિતા ઘડી વારમાં અધીરાં થઇ જાય, ત્હેમને પેટને માટે પુત્રને પરદેશ વળાવતા વખતે કંઇ થયું હશે ? અનુભવી શિવાય તે મહત્વના પ્રશ્નનો પ્રત્યુત્તર કોઇ નહિ આપી શકે. થોડો સમય તો, ઘરની વ્યવસ્થા નહોતી થઇ, ત્યાંસુધી કાન્તે તેમના એક નિકટના સંબંધીને ત્યાંજ રહેવાનું ઉચિત્ ધાર્યું હતું. "ભાગ્યશાળીને ભુત રળે" એ કહેવત પ્રમાણે કાન્તને એક જુના સ્નેહીનો ત્યાં સમાગમ થયો. સમજો કે, ત્યારપછી કાન્તને કંઇક ચેન વળ્યું. મિત્રે પોતાનું મકાન વિશાળ હોવાથી કાન્તને, પોતાને ત્યાં રહેવાની સઃપ્રેમ ભલામણ કરી. પરન્તુ કાન્તે આભાર સાથે તેમની એ આજ્ઞાનો અસ્વિકાર કરતાં, તેમની પાસેનીજ એક પર્ણકુટીમાં રહેવાનું નક્કી કર્યું. અખાડા જેવી, ઉંદર અને મ્હોટા કહોળને રહેવાનાં અસંખ્ય બાકાંથી પૂર્ણ, એ ઓરડીને

પહેલાં ધૉળી–લીંપી રહેવાને લાયક થાય, તેવી કરવામાં કાન્તને તેમના મિત્ર તેમજ મિત્રપત્નીએ સારી મદદ કરી હતી. તે બદ્દલ કાન્ત પણ વખતો વખત "તમારો આભારી છું." એ શબ્દો તેમની સમક્ષ વારંવાર ઉચ્ચારતા હતા. આવાં સ્નેહાળ દંપતીના સહવાસથી, લક્ષ્મી તેમજ કાન્ત તો પરદેશ છતાં ઘરની માફક આનંદથી રહેવા લાગ્યાં; પરન્તુ **સમયની અદેખી આંખમાં તે કદી અન્યનું સુખ સમાયું છે?** તદ્દન અજાણી લાઇનમાં માથુ મારી, બિન કાબેલિયાત હોવા છતાં, કાન્ત આગળ પડવા જતાં એકાએક પરદેશમાં **ગણપતિરામ** નામના એક **બ્રહ્મરાક્ષસ** તેમજ **ઉસ્તાદખાં** નામના એક નરપિશાચ મુસલમાનના સપાટામાં સપડાઇ ગયા. એ બેઉ જણે કાન્તની અજાણતાનો લાભ લઇ લગભગ રૂપૈયા તીસેકનો માલ દબાવી રાખી ચાર્જ સોંપ્યાની પહોંચમાં ખુબીથી સહી કરાવી લીધી. ગમે તેમ પણ "રા. કાન્તની સહી કરી આપ્યાની મૂર્ખતાને પણ કોરાણે મૂકવા જેવી નથી."

પ્રત્યેકને આત્મવત્ જાણનાર, નિષ્પ્રપંચી, નિષ્કપટી ભલા દીલના કાન્તને શું ખબર કે, એક બ્રાહ્મણ બ્રાહ્મણની સાથે આવા આવા દાવ–પેચ ખેલશે! અસ્તુ! એટલે સુધી કે, જ્યાં સુધી કાન્ત નરક્ષેત્રમાં નોકરી પર રહ્યા ત્યાં સુધી એ ઉભય દોસ્તદારોએ તેમને કનડવામાં, ચાલતા વ્યાપારની આડે આવવામાં, કોઇપણ પ્રકારની કચાશ રાખી નહોતી;

છતાં સાધુ પુરૂષ કાન્ત નરક્ષેત્રમાં રહ્યા ત્યાંસુધી તે પાષાણુ હૃદયના પાપાત્મા મુસલમાનને ત્યાં નિખાલસ હૃદયથી બિન હરકતે જતા. વ્યવહારીક રીવાજને માન આપવાની ખાતર, યા તો પોઝીશન સાચવવાની ખાતર, ઉચિત્ સરભરા કરવાને તે પણુ ચૂકતો નહિ. સમયે ઉક્ત બ્રહ્મરાક્ષસનો પણુ ભેટો થતો ! આવી રીતે એક તરફ કાન્તની સરવિસ, ઉપર જણાવ્યા મુજબ સંતોષકારક ચાલતી હતી; ત્યાં બીજી તરફ વળી કંઇ ઑરજ ઘટના થઇ. પણુ તે શું ?

કાન્તના નરક્ષેત્રમાંનાં સાચાં સ્નેહી દંપતિનો અમોએ વાંચક વર્ગને આગળ જ પરિચય કરાવ્યો છે. એજ મિત્ર અને મિત્રપત્ની શિવાય, કાન્તને કારણુસર પડોશમાંના એક **ચંપકલાલ** નામના યુવકની સાથે સ્વાર્થ યુકત સ્નેહ સંબંધ બાંધવો પડયો હતો. જેને આડોશી-પાડોશી, તેમજ મેટ્રીક કલાસના તેમના સોબતીઓ, એટલે સુધી કે, સાસરિયાં સુદ્ધાં, તેની ઘેરહાજરીમાં, તેને વિષે કંઇ વાતચિત નિકળતાં '**બા**' અથવા **ફ્રેઈઆ** એ ઉપનામથી સંબોધતાં .અધૂરામાંપુરૂં', મી. ચંપકલાલનાં પત્નીને શ્રીમંત હોવાથી આસપાસનાં પોળ મહોલ્લાવાળાં, તેમજ તેમના કેટલાક તાળી મિત્રો જોવા જેવા જ ગપ-ગોળા ઉડાવતા હતા. એ બાબત કાન્ત કંઇપણુ અભિપ્રાય બાંધી શકયા નહોતા. પરંતુ એટલું તો ખરૂંજ કે, મી. ચંપકની શારીરિક સ્થિતિ સુધારવાને માટે કાન્તે એક સામાન્ય સ્નેહી તરીકે યથા-

શક્તિ કંઇક પ્રયત્ન આદર્યો હતો. અમારા જાણવા મુજબ કાન્ત અને મી. ચંપકનો સબંધ પોળમાં પ્રસંશા પામ્યો હતો. લક્ષ્મી તેમજ કાન્તના આનંદી મીલનસાર સ્વભાવથી સૌ કોઈ તેમની તરફ આકર્ષાતું. ઉક્ત દંપતિના ઉચ્ચ ચારિત્ર્યથી તેનની પરિચિત્ જનોમાં પ્રસંશા થતી હતી.

સમયની અદેખી આંખમાં એ કેમ સમાય? પતી-પત્નીની થતી પ્રશંસા પામર આત્માઓથી કેમ સાંભળી શકાય? એક નાદાન, બેસમજ નારી ચરિત્રની શક્તિમાં લક્ષ્મી-કાન્તની પ્રસંશા ભસ્મિભૂત થઇ ગઇ. મી. કાંતના સુખી દિવસોમાં આ એક મહાન આફત આવીને ઉપસ્થિત્ થઇ! કાવ્ય વિનોદી કાંન્તે તે સમયની સ્થિતિનું આબેહુબ વર્ણન કરતાં કહી નાખ્યું છે કે:-

*પુંશ્ચળી, પવૈયા, ભાંડ, ડાંડ ને ભવૈયા,-
યા ગવૈયા ના ઘરેણાં એતો ગામનાં ગધેડાં છે;
નાદાની, શેતાની, યા તો તોફાની, હેવાની,
ભાઇ! ભાઇ! જી હુઝુર! કહેતા કંઠ મધ્યે કાંણાછે;
છાની વાત બેશ, એ હરામીઓના પેટમાં--
ન ટકે લવ લેશ, બેસે બગ જેવા શાંણા છે;
વરસાવે કંગાલ અન્ય સુખમાં અંગાર,
ધીક: નિર્દય ચંડાળ એ તો ઝ્હાડ કેરા ઝ્હાંણા છે

---

* એવા અમૂક વ્યક્તિના સહવાસના પરિણામેજ ઉપરોકત છંદ બનાવવામાં આવ્યો છે. દરેક એવા હોય છે એવું લખવાનો લેખકનો આશય નથી-લેખક.

એક બાજુ આ રામાયણ અને બીજી બાજુ સરવિસ બાબતનું મહાભારત! ઉભય વાતવારણથી મુક્ત થવાનો ઇલાજ માત્ર સરવિસમાંથી મુક્ત થવા શિવાય, અન્ય એક પણ નહોતો. લક્ષ્મી પણ હવે તો પૂર્ણ કંટાળી હતી.

અકસ્માત એક સવારે **ડીવીઝંડ** મેનેજરનો કાગળ આવતાં કાન્તને તાબડતોબ અમદાવાદ જવાની ફરજ પડી લક્ષ્મીએ પણ આ સમયે તો એકદમ રાજીનામું આપવાનેજ સલાહ આપી. ઘેરથી કાન્તના પિતાના પણ પ્રત્યેક પત્રો સરવિસમાંથી મુક્ત થવાને સૂચવતા હતા જેથી કાન્તે પણ પિતાના ફરમાન અને પત્નીની સલાહને પ્રિતિપૂર્વક અનુમોદન આપ્યું; અને માત્ર વાતચિત કરી સાંજે જ પાછા ફરવાનું કહી કાન્ત અમદાવાદ ઉપડી ગયા.

"મેનેજરને મળ્યા! વાતચિત કરી! ચંદ્ર-સૂર્યને પણ હાથમાં રમાડવાની સત્તા રાખનાર સાર્વભૌમ બાદશાહની માફક, મેનેજરે તો મી. કાન્તને લીધા લબડધક્કે! ટેબલ-ડૅસ્ક-ચૅર્સ વગેરે સાફ કરવાના કામમાં આવતા, એક તુચ્છ **ડસ્ટર** જેવા **ડસ્ટરચંદે** માણસને નહિ છાજે તેવા ઉદ્દગારથી કાન્તનું મગજ ધમધમાવી નાંખ્યું. સાથે ત્રણ ટકાના વચ્ચે હાજી! હાજી! કરી ટાપસી પૂરનારા ખુશામદીઆ **કાળીચરણ** નામના સખ્સે તો ઘેર સવારમાં પથારીમાંથી ઉઠતાં તે દિવસે 'કોઇ સારાનું જ મ્હોં જોયેલું', નહિ તો તેના ચળકતા લીલા કપાળમાં મી. કાન્તે પહેરેલા

વિલાયતી બુટની એડી, વૈષ્ણવી સંપ્રદાયના લાંબા ટીલાની માફક બંધ બેસી જાત!"

સરાવસને બ્હાને, પાણી ફેર કરવા ગયેલા! શરૂવાતથી જ સરવિસને ગુલામગીરી સમજનારા, સ્વતંત્ર વિચારના એક સંસ્કારી આત્માથી ઉપરીનો એવો નાલાયક દમામ કેમ દેખ્યો જાય ?" મૂળથી તો નરક્ષેત્રનો નિશ્ચય, મગજને હચમચાવી રહેલો, તેમાં નિચ મનુષ્યને છાજતા બે જ શબ્દો આગળ બોલવા જતાં, કાન્તે તે જ સમયે રાજીનામું આપવાને સ્પષ્ટ સૂચવી દીધું. આથી મેનેજરના મગજની ખુમારી પણ હદથી આગળ વધી, અને રાજીનામું પાસ કર્યાના પ્રત્યુત્તરની સાથે જરીકે જરીક એકાઉન્ટ તે જ વખતે બતાવી દેવાની કાન્તને ફરજ પડી. "ઇશ્વર કૃપાથી સંસારના પ્રત્યેક વ્યાપાર એમને એમ ચાલ્યા જાય છે." રા. કાન્તેં પણ તેજ વખતે કલીઅર એકાઉન્ટ રજુ કર્યો, અને તરતજ રાજીનામું લખી આપી, પુત્ર આવ્યાના સમાચારથી રાહ જોતા માત-પિતાને મળી, રાજીનામું આપ્યાના સમાચાર કહી, સંતોષ આપવાની શુભેચ્છાથી ખુશ થતો કાન્ત ત્યાંથી વિદાય થયો. કંપનીનું કંપાઉન્ડ છોડતાં જ પિતા-પુત્રનું સ્નેહમિલન થયું. અન્યોઅન્યનાં હૃદય આનંદોદધિમાં તરવા લાગ્યાં. વાતચિત્ કરતાં પિતા-પુત્ર ઘેર પહોંચ્યા. કાન્તે સર્વ સમાચાર અથ થીં તે ઇતી સુધી રસ્તામાંજ જણાવી દીધા હતા. આથી રા. ભગવત્પ્રસાદ બહુજ પ્રસન્ન

થયા; અને એથી વળી કાન્તને સંતોષ પ્રાપ્ત થયો.

સાયંકાળ પડી ચૂકી. લક્ષ્મીને સાંજરે પાછા ફરવાનું કહીને આવેલ કાન્ત પિતાના પ્રેમ પાશમાં સપડયો. પિતાના આજ્ઞાથી રાત રહેવું પડ્યું! પ્રાતઃકાળ થતાં મહિના પછી આવવાનું કહી. માત-પીતાની આજ્ઞા લઇ કાન્ત નરક્ષેત્ર ઉપડી ગયો.

અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતી લક્ષ્મી, વરસાદની માફક વરની રાહ જોઇ રહી છે. અધીરી અબળા પતિને જોતાંજ આંસુ સારવા લાગી. આશ્વાસન આપતાં કાન્તે વર્તમાન પૂછ્યા. વાંચક હૃદયને પણ પળવાર આશ્ચર્ય ઉપજ્યા શિવાય તો નહિજ રહે કે, કાન્તનાં મિત્ર પત્નિએ કાન્તની ઘેરહાજરીમાં ગઇ કાલ સાંજરે પ્રકટાવેલી પ્રચંડ આગમાં લક્ષ્મી-કાન્તના આનંદ અને ઉજવળ અખંડીત આબરૂને સળગાવી મૂક્યાં છે! જે બીના કહેતાં કહેતાં લક્ષ્મી ગભરાઇ ગઇ. અને તાબડતોબ જેમ બને તેમ તાકીદે સરવિસમાંથી મુક્ત થવાને સૂચવવા લાગી. કાન્તે સમયને માન આપી, હા માં હા. ભેળવી, અમદાવાદ બનેલી હકીકત પોતે પણ જણાવી દીધી.

અમદાવાદથી સાથે આવેલ એક પારસી સદ્‌ગૃહસ્થને ચાર્જ સોંપવાનો હોવાથી, લક્ષ્મીને રસોઇ કરવાની સૂચના આપી, મી. કાન્ત દુકાને ચાલ્યા ગયા. ચાર્જ સોંપ્યો! શરૂવાતથીજ ચાર્જમાં ઓછી મળેલી ખૂટતી ચીજોની

કીમત તેજ વખતે કાન્તે ગણી આપી. પારસી પોતાની સેન્ટ્રલ ઑફીસે ચાલ્યો ગયો. સરવિસ પરત્વેની એક ઉપાધીમાંથી મી. કાન્ત આજે મુકત થયા. ઘેર આવી સંધ્યાવંદનાદી કરી, પત્નીસહ મતિએ જમી લીધું. કાન્ત આરામ–ચેરપર પડી કંઇક વાંચવા લાગ્યા. લક્ષ્મી જમી–પરવારી, વાસણ–કુસણ માંજી, આધુનિક તકલાદી પ્રજામાંની એક મૂર્તિ, હાંફતી આવીને પતિની સ્હામે બેઠી.

વાંચક ! સંસારમાં સુખ–દુઃખ એ એકજ માતાનાં બે સંતાન છે. એકજ સમયે બેઉ ઓછાવત્તા પ્રમાણમાં પ્રત્યક્ષ થાય છે. જ્યારે ઉપર સૂચવેલી બાબતોથી **લક્ષ્મીકાન્ત** ઉદ્વિગ્ન સ્થિતિમાં હતાં, ત્યારે એક તરફથી ઉભય શાન્તિ સાગરમાં જીવન નૌકા હંકારતા હતાં. પણ એ શું ? આજ જેષ્ટ સુદ દશમ છે. ચાર માસ પૂર્ણ થઇ, પાંચમા માસનો આજથી પ્રારંભ થશે. સૌભાગ્યવતી લક્ષ્મી તેટલાજ બીજા સમય પછી ભાગ્યવતી જનેતા થશે ! માત્ર એજ આનંદ આ દેવી દંપતીનાં અનેક દુઃખ દૂર કરવાની અજબ માત્રા ઇષ્ટ **કૃપાથી** હાથ આવી છે. ઉક્ત આનંદમાં ને આનંદમાં પ્રેમિ યુગલ એક પછી એક દિવસ પસાર કરે છે. વચ્ચે વચ્ચે મિત્ર પત્નીએ સળગાવેલી હોળીની જ્વાળા દર્શન દઇ બંધ થઇ જાય છે. અધમ મનુષ્યોની પ્રતિપળે નિન્દા કરવાની અધમતાથી જાણીતા કાન્તે પણ હવે તો હમેશનું લાગ્યું જાણી તે તરફ બે દરકાર રહેવાનુંજ ઉચિત ધાર્યું

કેમકે, ક્યાં તેઓની સાથે માથા સરસા જડ્યા હતા ? ધન્ય ! કાન્ત !

## क्षमा विरस्य भूषणम् ।

અમદાવાદ જવાને માત્ર હવે ત્રણુજ દિવસની વાર છે. જવાની તૈયારીઓ થઇ રહી છે. જવાની ગડમથલમાં આખા દિવસના પરિશ્રમથી સાયંકાળે થાક્યા પાક્યા ખાઇ-પીને નિયમાનુસાર આરામ ચેર પર પડતાં, સહજ આંખ મળી ગઇ. પતિને સ્નેહ ચિન્હ સ્વરૂપ અડપલું કરી જગાડી જાણે ઉંચેથી ના પડી હોય તેમ લક્ષ્મીએ બૂમ પાડી મૂકી—

સાંભળ્યું ?

(અર્ધ જાગૃત) હેં........

(આરામ ચેર હલાવતાં) હેં એં એં શું? એ તો એજ તો !

પણુ કહેને હવે, એ એટલે ?

જોયું ! હવે કહીશું એટલે છણુકા કરશે; એ તો હું ક્યાં નથી જાણુતી ? "મહાદેવના ગુણુ તો પાર્વતિજ જાણે !"

સારૂ, હવે બહુ થયું !

સારૂને ? ત્યારે મ્હારે શું ?

( પૂર્ણ જાગૃત થઇને ) ના, ના. કહે જોઇએ !

હવે આવ્યા ઠેકાણે ?

એ તો એવું. "ઉંઘ રાંડ એવી કે, ન જૂવે દેવ-દાનવ કે દેવી."

પણે, જવાનું તો ભૂલીજ ગયા ને ? હવે થયું; પછી

અમદાવાદ જઈને તો આવીજ રહ્યા.

હા....! ક્યાં, પેલા મહાદેવ ?

ત્યારે ?

એ તો ભૂલમાંજ ગયું હોં ! લાવ ત્યારે કાલેજ જઇ આવું?

પાછા હવે અવાય ને જવાયને એ બધું, "રાત થોડીને વેષ ઘણા." અજાણ્યા તે જવાય કે ?

એ તો હું સવારે બધો બંદોબસ્ત કરીને ચાલ્યો જઈશ.

નક્કી ?

હા, હા ! એમાં તે શું ? ગયા શિવાય તે ચાલે ?

ત્યારે ચંપકના સાળા પેલા નરસિંહને જોડે લઇ જજો એણે એ મહાદેવ જોયા છે.

ઠી....ક એમજ થશે !

પતિ-પત્નીની વાતચિતમાં વચ્ચે પથરો ફેંક્યા પ્રમાણે બહારથી કોઇએ બૂમ મારી. બન્ને ચમક્યાં ! ઉતાવળે ઓ-રડીમાંથી બહાર ઝરૂખામાં આવી કાન્તે હાંક મારી-કોણ ? મી. નરસિંહભાઇ ?

જી સાહેબ ! હા.

બાપુ ! તમારૂં જ સ્મરણ થાય છે ને !

એમ કેમ સાહેબ ? મ્હોટી મહેરબાની.

ભાઇ ! ખરેખર ! એમ કહી કાન્ત નિસરણી ઉતરી છેક નીચે જઇ પહોંચ્યા, અને સવારે સાડાઆઠની ટ્રેઇનમાં જવાને ચોક્કસ ગોઠવણ કરી દીધી. નરસિંહ ચાલ્યો ગયો.

કાન્તે ઉપર આવી સવિસ્તર હકીકત લક્ષ્મીને નિવેદન કરી, તેને સંતોષિ. લક્ષ્મીને આનંદ થયો! આનંદમાં ને આનંદમાં ઢાંકા-ઢુમા કરી મોડી રાત જવાથી શય્યા બિછાવી પતિ-પત્ની પરમાત્મ ચિંતવન્ કરતાં નિદ્રાધીન થયાં. શ્રમિત્ આત્માઓને માટે રાત્રિ તે અલ્પ સમયનું ખરેખર! સ્વર્ગ છે. એ શાન્તિના પરમ સામ્રાજ્યમાં પામર જીવો તો પળવાર પણ શાન્તિ સુધાનો આસ્વાદ લઈ શકતા નથી. "આ સંસારમાં ભાગ્યયોગ શિવાય શું બને છે?"

ઍલારામે પ્રાતઃકાળના પાંચ વાગ્યાનો પતિ-પત્નીને પેગામ પહોંચાડયો. અર્ધ જાગૃત દંપતિ અન્યોન્ય "જય શ્રીકૃષ્ણ" એ પવિત્ર નામનું પ્રથમ સ્મરણ કરી શય્યાથી મુક્ત થયાં. લક્ષ્મીએ દીવો પ્રગટ કર્યો! દાતણપાણી કરી એક પછી એક નાહી-ધોઇ પોતપોતાના પ્રાતઃ ધર્મકાર્યમાં ગુંથાયાં. લક્ષ્મીએ નિયમાનુસાર સૂર્યપૂજા કરી! બાદ પતિનું પૂજન-અર્ચન કરી, ચર્ણોદક લીધું. થોડીવાર પછી કાન્ત પણ પોતાનું નૈતિક કાર્ય આટોપી રહ્યા કે, બહારથી કોઇએ બૂમ પાડી! સાહેબ! હશે કે?

બહાર ડોકીયું કરતાં લક્ષ્મીએ પૂછ્યું-કોણ નરસિંહભાઇ!

હાજી! કેમ તૈયાર થઇ ગયા છે ને?

હા! તમારીજ રાહ જોવાય છે ને?

ઠીક! ત્યારે, હું પણ આ શાક, દુધ ઘેર મૂકી, તાકીદે તૈયાર થઇને આવું છું.

જો જો વાર ના થાય! હાં કે ?

સારૂં! સારૂં! આ આવ્યો! એમ કહીને નરસિંહ ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

લક્ષ્મી પણ પાછી પર્ણકુટીમાં દાખલ થઈ. ત્યાં તો વળી પોસ્ટવાળાએ હાંક મારી–" એ સાહેબ! કાગળ લેજો." ધડબડ ધડબડ કરતાં, કાન્તે નીચે જઈ કાગળ લીધો; અને ઉપર જઇ કાગળ વાંચવા માંડયો. વચમાં લક્ષ્મી બોલી ઉઠી–કંપનીનો કાગળ છે ?

ના ના!

ત્યારે, કહોને કે કોનો છે?

(લક્ષ્મી પર કાગળ ફેંકતાં) લે! એ તો ગોરધન ભગતનો છે.

(લક્ષ્મીએ કાન્ત પર ફેંકયો) હું નહિ વાંચું, તમેજ કહો કે, શું લખે છે ?

કાન્તે કહ્યું–એ આજ સવારે અમદાવાદથી સાત વાગ્યાની ટ્રેઇનમાં બેસી ડાકોર તરફ જાય છે. માટે લખે છે કે, જો તમારે વિચાર હોય તો, નરક્ષેત્રથી સાડા આઠે ઉપડતી ટ્રેઇનમાં આવજો. એ વળી ટૂવા–ટાંકણુ જવાનું જણાવે છે.

લક્ષ્મીએ પૂછયું–ટૂવા–ટાંકણુ વળી શું છે ?

ત્યાં પણ કુદરતનું જોવાં જેવું કામ છે. ત્યાં ન્હાડા અને હુના પાણીના કુંડ છે. ઠી....ક! એ પણ લાભ થશે.

એને પણ સાથેજ લઇશું, કેમ? વળી ડાકોર જવાશે. "એક પંથ ને દો કાજ." કાન્તે પ્રત્યુત્તર આપ્યો.

વાતચિત કરતાં કરતાં લુગડાં વગેરે પહેરી તૈયાર થતામાં તો, ઘડીઆળમાં બરાબર આઠના ટકોરા થયા. સ્ત્રીઓના લવલવીઆ સ્વભાવ પ્રમાણે જુવો! આઠ તો વાગ્યા, ને ઘડીકમાં આવવાનું કહી નરસિંહ ના આવ્યો! જાવો! ત્યારે, તેમને ત્યાં થઇનેજ ગયા." જો જો! પાછા શરીર સાચવજો! છેવટે કાલ સાંજે તો ગમે તેમ કરી પાછા આવજો! લક્ષ્મીએ સ્ત્રી પ્રકૃતિ અનુસાર ઉદ્‌ગાર કાઢ્યા.

સારૂ ભાઇ! સારૂ. કહી લેવું કરવું હતું તે લઇને કાન્ત બહાર આવી નિસરણી ઉતરવા જાય છે, ત્યાં તો નરસિંહે ચાલો! ચાલો! ટાઇમ થઇ ગયો છે; કહેતાં આખી પોળ ગજાવી મૂકી. નિસરણીમાં રહે રહે, નયનદ્વારા પત્ની પાસે જવાની રજા માગી, કાન્ત "ગળતેશ્વરની યાત્રા કરવા ચાલ્યા.

**વાંચક! "ગળતેશ્વરની યાત્રા" કરવાની તમને પણ ઉત્કંઠા હોય તો, અમારી આગળજ થાવોને.**





## દશમ પરિચ્છેદ.

### કમાતી છોકરી કેમ વ્હાલી ના લાગે !

स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं ।
दैवो न जानाति कुतो मनुष्यः ॥

"રમણી ચરિત્ર અને પુરૂષનું ભાગ્ય પારખવાની પ્રચંડ શક્તિ દૈવની પાસે પણ નથી, તો પુરૂષ કોણ માત્ર !



ઉપરોક્ત હર્ષઘેલી મદોન્મત્ત મદનરાજના સપાટામાં સપડાયેલી પવિત્રી, પવિત્ર–કેળવાયેલા નિયમિત–ઉચિત વ્યવહાર પૂર્ણ, પ્રિતમ જેવા પતિનો ક્ષણમાત્રમાં તિરસ્કાર કરી, કામાંધ–વિષયાંધ તેના જ તુચ્છ ધ્યાન અને ગાનમાં મસ્ત બનેલી અભાગીનિ આર્યકુળ ભૂષણ લલના વૃન્દમાં દૂષણરૂપ પવિત્રીએ પિયર પહોંચતાંજ, પ્રિતમ જેવા પામર પતિને ફસાવવાની પ્રપંચ જાળ પાથરવાનો આરંભ કર્યો.

જે દેશની પ્રજામાં નામ માત્રનાં લગ્ન થાય છે, જેઓમાં હૃદય લગ્ન વા તો સ્નેહ લગ્ન એ શું છે, તે સમજવાની બિલકુલ શકિત નથી; જેઓને તે સમજવાની

યત્કિંચિત્ અવકાશ નથી-ઉપેક્ષા નથી, તે દેશની પ્રજા પરમ સુખ--શાન્તિ ઐશ્વર્ય, અને સ્વરાજ્ય યા તો સ્વતંત્રતાની મહાન લાલસા રાખે તે કાળાન્તરે પણ પાર પડી શકે ખરી? જ્યાં જે વસ્તુની કિમ્મત છે, ત્યાંજ હોવાથી તે વસ્તુની ઉત્તમતા અને અગત્યતા અંકાશે. જેને જે વસ્તુની જરૂર છે. તેનેજ તે વસ્તુ સંતોષાનંદનો અનુભવ કરાવશે, અન્યને નહિ!

સ્વર્ગસ્થ રસિક કવિ દયારામની રસભરી વાણી! આહા! રસ ઝરતી વાણીના સુસ્વાદથી કોણ બહિર્મૂખ હશે' તૃષાતુર વાંચક' તને પણ જો કંઇક ઇચ્છા થાય, તો તું પણ કંઇક તૃષા તૃપ્તિનો પ્રયત્ન કરી લે! ઉત્તત વસ્તુની કિમ્મત અધિકારી શિવાય કોણ આંકી શકે? કવિશ્રી શું કહે છે?—

જે કોઇ પ્રેમિ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સકર ખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિન્ધુનું માંછલડું, જયમ મીઠા જળમાં મરે.—પ્રેમ.
સોમવલ્લી રસપાન શુદ્ધ, જે બ્રાહ્મણ હોય તે કરે,
બગળ વંશીને વમળ કરાવે, વેદ વાણી ઉચરે.—પ્રેમ.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ નવ સરે,
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચૂ ના ભરે.—પ્રેમ.
એમ કોટી સાધન વિણુ પ્રેમે, પુરૂષોત્તમ પૂંઠ ન ફરે,
દયા-પ્રિતમ શ્રીગોવરધનધર, પ્રેમ ભકિતએ વરે-પ્રેમ.

દયારામભાઇની કાવ્ય ચાતુર્યતાના નમુના રૂપ ઉક્ત, ઉચ્ચ સંકલના યુક્ત ઉત્તમ વિચારોથી ભરેલી કવિતાની જનમંડળ પર થતી અસર, એજ તેની ઉત્તમતાનો પુરાવો છે.

પ્રિતમ જેવા પતિની ગૃહલક્ષ્મી–જીવન સંગીનિ થવાના દુર્લભ્ય પદની પ્રાપ્તિ! એ માન પવિત્રી! અમે નિઃસંદેહ કહીએ છીએ કે, તારા નસિબમાં નાજ હોય. કયાંથી હોય? જ્યાં આગળ પુત્રીના કલ્યાણ વા મંગળનો લેશ માત્ર વિચાર કરવાની અવકાશ નથી, ત્યાં ગૃહરાજ્ઞિ થવાનો પરમ ઉચ્ચ અધિકાર **એવી ક્ષુદ્ર રમણીઓ** કયાંથી પ્રાપ્ત કરે? **નર્કગામી–વિષય વાંચ્છિત કીટથી કસ્તુરીની સોગંધ કેમ સહી જાય?**

"વિદ્વાન છો જ્ઞાની ભલે, નાદાનને શું ભાન છે?
"ગુણવાન કે રૂપવાન છો, ના મૂલ્ય કે કંઇ માન છે.
"હેવાનપર ઇનસાન જો, કહે જાન આ કુરબાન છે,
"શું બેસમજ સમજે કદી, પ્રીતિ સુધારસ પાન છે?"

પવિત્રી! નાદાન પવિત્રી! તને શું કહેવું? **ધીકઃ ત્હારા જ્ઞાનને! ધીકઃ ત્હારા દેવદર્શનના દાંભિક નિયમને.**

"**પતિચર્ણ** ત્યાગી નિયમ **દર્શન દેવનાં** મ્હોટાં લીધાં,
"**પતિશર્ણ** ત્યાગી **અધમ** વનિતા વૃન્દના ભેગાં ભળ્યાં;
"**પતિસેવ** ત્યાગી **નિચ** ભગવા **વેષધારી** ને ભજ્યા!
"**પતિદેવ** ત્યાગી ધીકઃ કુલટા! નર્ક આભૂષણ રંજ્યાં."

પવિત્રી ! પવિત્રી ! ત્હેં પાથરવાની શરૂ કરેલી પ્રપંચ જાળમાં, પ્રિતમ જેવા પામર પંખીને સપડાવવાનો તું ભલેને પ્રયત્ન કરી લે ! ખેર ! આ સ્વાર્થ-દાંભિક-અજ્ઞાન દુનિયામાંનો એક એ ત્હારા કાવા દાવા નહિ સમજી શકે, પરંતુ વિશ્વવ્યાપિ તે મહાન સત્તાધીશની આંખો, પ્રત્યેક આત્માઓનાં અઘટિત કર્મોની બારિકાઇથી તપાસ રાખવામાં, સંપૂર્ણ અદેખી છે; તેની વા તો સમયની અદેખી આંખમાં તું નિશ્ચય સમજજે કે, રતિભાર પણ સમાશે નહિ. કંઇ નહિ ! કરી લે !

"અપયશ તણી પરવા નહિ ? તો, ચ્હાય તે કર તું ભલે,
"યદી મર્ણની દરકાર નહિ ? તો, ચ્હાય તે કર તું ભલે,
"જગનાથનો ભય મૂર્ખ નહિ ? તો, ચ્હાય તે કર તું ભલે,
"પણ સમજ કે હરિ હાથ બાજી, ચ્હાય તે કરશે તને."

પ્રિય ! પાઠક ! હવે આ શરૂ થતો સીન, તું વગર ચશ્મે, અને વગર દૂરબીને જોઇ શકીશ ! ઘણા લાંબા સમયની વાત છતાં, તું અત્યારે તે સારી રીતે, માતા-પુત્રી વચ્ચે થતો સંવાદ સાંભળી શકીશ ! દૂર રહ્યા છતાં, દ્રષ્ટિ ફેંકીને જો ! જરીક શાન્તિથી ઉશ્કેરાયા શિવાય સાભળ કે, પ્રિતમને ફસાવવાના શા, શા, પ્લૉટ ગોઠવાય છે !

ગાંસડા પોટલા સહીત ઘરમાં પ્રવેશ કરતી પવિત્રીને જોતાંજ, મદનગૌરીએ રાજી થતાં ઉદ્દગાર કાઢયાઃ—બેટા ! ઠીક થયું કે, તું આવી. મ્હેં તો તારા સાસરે માણસ હમણાંજ તેડવા મોકલ્યું છે ને ?

**પવિત્રી**—કેમ, બા ! શું કરવું છે ? ક્યાં જવાનું છે ? હું તો થાકીને આવી છું. નિરાતે મ્હારી બઇ જરીક જંપવાએ દઇશ કે નહિ? આપણાથી અત્યારે કંઇ થાય તેમ નથી. સમજી ?

**મદન**—બાપુ ! સારૂ. ત્હારૂં ફાવ્યું તું કરજે પણ, જરીક મ્હારૂં એ સાંભળીશ કે, પછી તું ત્હારે ત્હારૂંજ ભરડયા કરીશ ?

**પવિત્રી**—મરચને ? ત્યારે કહી નાંખ્યું વચ્ચેથી, એ-ટલે પત્યું, તુંએ જીવ લેવા બેઠી છે ને ?

**મદન**—સાંભળ ! આપણા રતિકાન્ત શેઠને ત્યાંથી, આજે તેમના બાપાજીની સંવત્સરી છે તે, રાંધવાનું કહી ગયા છે. કેમ ! જઇશને ?

માના મ્હોંમાંથી ઉપરના ઉદ્ગાર નિકળતા સાંભળી, અંતરમાં ખુશી થતી પવિત્રીએ ઉપરથી ડૉળ કરી જરી ખાંડ ફાકી ! જો ! જજે ત્હારે જવું હોય તો; હું તો કંઈ નથી જવાની !

**મદન**-બાપુ ! પૂછને ત્હારા બાપુને ! હું તો ક્યહાર-નીએ ટળી હોત ! પણ રતિકાન્તે તો ફરી એના ચાકર પેલા મોતી જોડે કહેવરાવ્યું કે, પવિત્રીને રસોઇ કરતાં સારી આવડે છે, માટે તેનેજ મોકલજો. બોલ ! પછી ?

“ ખેંચ–પકડ મૂઝે જોર આતા હે. ” એ કહેવત પ્ર-માણે પવિત્રીએ કહ્યું-બાપુ ! ત્યારે તું જ જજેને ? મ્હને

વળી ક્યાં ધકકેલે છે? સાસરેથી મજુરી કરીને પિયર આવ્યાં, ત્યાં તું વળી "બેસવા જતાં પાટ ખસેડે છે!"

**મદન**—જા! બા! જા! શું કામ નકામી આમ આડાઇ કરે છે? હું તો કચ્હારની એ ગઇ હોત પણ, ફરી ચાકર આવીને પૂછી ગયો કે, "પવિત્રી સાસરેથી આવી કે, નહિ? આવે એટલે તરત મોકલજો!"

**પવિત્રી**—તું ત્હારે, તારે જવું પડે એટલે કાઢને ભ્હાનાં? (મનમાં મકલાતી) હું તો, એમ કંઇ જઉં તેમ નથી. જાણ્યું!

**મદન**—મ્હારી ડાહી દીકરી નહિ? મ્હને શું કામ નકામી ચિડાવે છે? આખર જવાની તો ખરીજ! દાળ વિણુતી બ્હેરી ડોસી, નીચું જોઇને દાળ વિણવા લાગી; ત્યાં પવિત્રી બોલી ઉઠી-બા! બા! જો! જઉં તો ખરી પણુ, હું કહુ તેમ કરીશ? ખરૂં કહેજે?

**મદન**—પણ એવું છે શું? પણ, જઇશ તો ખરીને?

**પવિત્રી**--હા! બાપા! હા!

**મદન**—ત્યારે કહે જા! નક્કી કરીશ. પાછી જો જે તું તો હરામખોર છે!

પવિત્રીએ પ્રિતમનું પુરાણ ઉકેલવા માંડ્યુ:—એ! બા! મ્હારૂ સાળુ મ્હેને તો, એં...., જે હોય તે અડાવે. મ્હારા જેઠનો પેલો...., તે પણુ મ્હારા સામે જોઇને આંખો કાઢે! નથી ને કશું કહીયે તોયે, ના કોઇ સાંભળે કે,

કોઇ સામું જુવે ! હું તો થાકી હવે એ સાસરાથી, ત્હારે કરવું હોય તેમ કરજે, નહિતો હું હવે તને આજથી સાફ કહી દઉ છુ કે, કુવો–હવાડો કરીશ ! નહિ તો છેવટે કશું નહિ ચાલે તો ગળે ફાંસો ખાઇને એ જીવ ખોઇશ ! પછી તું જાણે ? બળ્યું એ પાંજરામાં પૂરાઇ રહીને મૂંગે મ્હોડે ખાવું ! વળી જેઠાણી તો કેવાં મ્હેણાં–ટૂણાં મારે ! ત્હારી મા ! હાવી ! ત્હારી બ્હેનો એવી ! ત્હારો બાપ ! એવો ' ત્હારા ભાઈ ! એવા ! મ્હારૂં સાળુ રોજ વ્હાણું વ્હાય ને રોજ એ તે કેમ ખમાય મ્હારી મા !

કચ્હારના મૌન્ય ધારી મહાત્મા ! પવિત્રીના પિતા પ્રમોદરાય પારેખે દિકરીની દયાજનક વાણી સાંભળી, પૂજાગૃહમાંથી જાણે અત્યારેજ ના લઢતા હોય, તેવી રીતે કરાંઝીને મ્હોટી પોક પાડી–ઓની જેઠાંણી ! કોણુ એ મ્હારી છોકરીને ક્હેનાર ? મ્હોટી ઠોકુશાહની દિકરી નહિ તો ' જો ! વળી. ખબરદાર ' નથી જવું સાસરે ! ક્યાં મ્હારા ઘરમાં ધાંન ખૂટી ગયું છે ? "આવશે તેડવા, એની ગાંડને સાતવાર ગમશે તો." ના કહ્યા છતાં તે દિવસે નાશી જતું હતું તે ગયાં સાસરે !

પવિત્રીનો ન્હાનો ભાઇ, મ્હેડેથી નીચે આવતો કે, વચ્ચે બોલી ઉઠયો–કાકા તે દહાડે કોણુ જાંણે શું એ થઇ આવ્યું તે, અડધી રાતે મ્હોટા ભાઇને બ્હેને સાસરે કહેવા મોકલ્યો !

અલ્યા ! સુરેન્દ્ર ! ક્યાં ગયો એ ત્હારો મ્હોટો ભાઇ ? મદનગૌરીને ઘાંટો પાડતાં—એ ! લી ! એ ! ક્યાં ગયો પેલો ગજેન્દ્ર ? એને લુચ્ચાને નોકરી ના કરવી અને જ્યાં હોય ત્યાં રખડતા ફરવું, જાણે મ્હોટા લક્ષ્મીની માફક બિલાડીના બચ્ચાની માફક બગલમાં ચૉપડાનું બચકું ઘાલીને ! સાળાં છોકરાંએ "પાઇની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ ! આને એટલે કહેજો એને કે, જઇને પવિત્રીના સસરાને કહી આવે કે, ફુરસદે, ઘડી આવીને મ્હને મળી જાય ! જે બે શબ્દો મ્હને આવડે એ હું પણ હળવે રહીને એને કહું તો ખરો ? "રોજરોજ છોકરી સાસરેથી રોતી રોતી ઘેર આવે એ શું ?"

બેસોને હવે છાનામાના ! તમે એ નકામું માથું ફોડ્યા કરો છો ? બઇરાંની વાતમાં જ્યારે ને ત્યારે, આ વચ્ચે ગાથું માર્યું જ છે તો ! એ શું વળી ? હોય એ તો ! "છોકરીવાળા તે મૂછોના આંકડા ઉંચા રાખીને ફરે, એ કેટલા દહાડા ? ધન્ય ! દિવસ ! કે, આજ મદનગૌરીના મ્હોંથી મીઠી વાણી સાંભળી !

"અરે શું ? પેલો જંગલી ! (વર) જ્યારે ને ત્યારે, બા ! મ્હારા કાકાને એ તો બાયલો એ તો રોતલા ! જેમ આવડે તેમ મૂવો લવ્યા કરે !" પવિત્રીએ પિતાનું ખેંચતાં ઉલટું પોત ઉઘાડું કર્યું !

સારૂ ! બા ! સારૂ ! અમે તો બાયલા ! અમે તો

**રોઇબા! મેરચ હરામખોર! ભણ્યા! એ તો ભણ્યા તમે!** પ્રમોદરાયનો પિત્તો ઉછળી ગયો!

હોય! એ તો, જમાઇ હોય તે ફાવે એમ કહે! (મદનગૌરીએ હોઠમાં હસતાં સમય સાધી ટપ્પો માર્યો.)

હરહમેશ જ્યારે જ્યારે પવિત્રી તેના સાસરેથી આમ રીસાઇને આવતી ત્યારે, ઉપર મુજબજ તેની....મા તેને સલાહ આપતી–ફોસલાવતી–પટાવતી અને તેની હા! માં! હા! ભેળવી દઇ થાબડ–થીબડ કરતી! વિસરેલી વાત યાદ કરાવતાં, પવિત્રીના સામું જોઇ, મદનગૌરી બોલી–હાય! હાય! છોકરીને જંપીને બેસવાએ ના દિધી! ચિન્તામાં ને ચિંન્તામાં છોકરી બિચારી અડધી થઇ ગઇ! શરીરમાં લોહીજ કયાં છે? **એકલો હાડકાંનો માળો!**

મદનગૌરીના મહામૂલ્ય ઉદ્‌ગાર પવિત્રીના પરમ લાભમાં ભળ્યા! પોતાની ધારેલી ધારણામાં અવશ્ય વિજય મળશે એમ ધારી, વળી અધૂરૂં વ્યાખ્યાન પવિત્રીએ પુનઃ શરૂ કર્યું:–હેં...., બા! એક તરફ આખુ ઘર અને એક તરફ ગરીબ ગાય જેવી હું! કસાઇખાને! બસ! તું મહિલા મંડળમાં જાયજ કેમ? દેવ–દર્શન કરવા નાસેજ કેમ? આખો દહાડો આંખ પણ ઉંચી કર્યા શિવાય ગદ્ધા વૈતરૂ કરીએ, તોયે કંઈ જીવને ટાઢક છે? શું કરીએ? અઠવાડીયાથી તો, પેટ ભરીને ખાવાનું એ શેનું મળે? વધ્યું–ઘટયું જેટલું આપે એટલું નીચું મ્હોં રાખીને ખાવું;

નહિ તો પાછી પિસ્તાલ પડે! જોજે ને! હવે તો બે આનાનું અફીણ "લાવીને' સૂઈ રહીશ, પણ એ સાસરે તો નથીજ જવાની.

હદ ઉપરાંત વધારી વધારીને કહેવું-રજનું ગજ કરવું. એ તો, સ્ત્રીઓનો સ્વાભાવિક નિયમ છે. તેમાં પણ આ તો પવિત્રી! પછી પૂછવુંજ શું? આગળ કહેતાં કહેતાં તો પવિત્રીએ નારી ચરિત્રનું પાણી અજમાવવા માંડયું જાણે મદનગૌરીની મહોકાણના સમાચારજ ના મળ્યા હોય! એવી રીતે ડસકે ડસકાં ગરતી આંખમાંથી અશ્રુધારા વહેવરાવવા લાગી. રડતી છોકરી સામું પ્રેમાળ માત-પિતા કયાં સુધી જોઇ રહે? મદનગોરીએ પવિત્રીની પાસે જઇ તેને છાતી સરસી ચાંપીને કહ્યું-બ્હેન! ગાંડી થઇ? એમાં શું કામ ગભરાઇએ? હું એકલી સૌને ભારે પડું તેમ છું. તારા સામી આંગળી કરે તેની આંગળી ના કાપી નાખું? છાંની રહે બા! બળ્યુ! એ સાસરૂં છોડીને ના જરીકે ઠરીને ઠામે બેસવા દીધી! સાળુ રોજ ને રોજ આ તે કેમ ખમાય? "રાંડ તારો રોટલોને ઘડતાંજ ભાગ્યો." ઉઠ બા! ઉઠ. ના, ન્હાઈ હોય તો, ન્હાઇ લે! પછી પાછું રાંધવા જવાની વખત થશે, એટલે તેડવા આવશે. હેંડ! ઉઠ! ઉભી થા! ગભરાઇએ શું કામ! વારેવારે રોઇએ શું કામ? "રૂવે મારી બલા!" અમ્મા! તને.

અરે! બા! આજ તો સવારમાં ઉઠતાં વ્હેંતજ,

વેષ ભજવવા માંડયો હતો. કાલે શનિવાર હતો, તે જરીક સાંજરે હનમાનજીને તેલ ચઢાવવા, અને દર્શન કરવા મ્હારી પેલી બ્હેનપણી સુલોચનાની જોડે વિકટોરીયામાં બેસીને કેમ્પમાં ગઇ હતી ને, તેથી પેલી ની આંખમાં મરચા વેરાયાં હતાં, તે રાંડનુ ૦શતનુ મ્હારી આ લક મચેલાં તે છાલજ શેનો છોડે? રાંડનું ખાવા-પીવાનો તો ભાવજ પૂછવાનું ઉંઘી ગયું, પણ–" એ રાંડ! કયાં ગયાં હતાં? એ ના હોય અહીં ભટકવાનું! ફલાણે જવાનું ને ઢીંકણે જવાનું ને મૂંછડે જવાનું ને કોણ જાણે મ્હારી બઇ! કેટલું એ કહી નાખ્યું! પેલા બણુચકને કોણ જાણે કચ્હ રે ભરાવી રાખે છે કે, ખબરજ શેની પડે! " જેવું પોતે કરે; એવું દેખે. ". બળ્યું! એ ઘર. અને મૂવો! એ ત્હારો વર. મરી જઉં ત્હોયે હવે આ જન્મે હું ત્યાં જઉં, એ ના સમજીશ? કરજે ત્હારે કરવું હોય તમ! મ્હને જો વધારે કનડીશ તો હું મ્હારે કરીશ જોવા જેવું. પવિત્રીએ માત-પિતાને નેપાળાનો જ આપ્યો ને?

" ના જઇશ બાપા ના! ધીક્કાર પડયો એ બણુચકના મનખાને. મૂવો માવડીમોચો! ગૌરીએ છેવટનો ચુકાદો આપ્યો."

અરે! બણુચક કેમ છે? એ તો મ્હેંડો ઘો છે ઘો. માણસ મારીને સોંયમાં દાટે પણ કોઇને ખબર શેની પડે? એ તો હુંજ ખરી કે, એને " પાંદડે પાણી પીવરાવું"! બા!

ત્યારે, હું કહું તેમ કરીશ ? તો જ એ બણુચક પાંશરો નેતરની સોટી જેવો થાય !

**મદન**—કહે જોઇયે ?

**પવિત્રી**—જો ! મ્હને આજ કોઇ તેડવા કે ખોળવા આવે તો, ત્હારે ઉલટા એમના જ ગળે ટાંટીયા ભરાવી રોકકળ કરી મૂકવી. કે, હાય ! હાય ! મ્હારી છોડીનું તમારે ત્યાં ગઇ ત્યહારનું મ્હોં પણ કોણે દીઠું છે ? ને, જાઓ ! મ્હારાં ભાઇ ! ઉલટાં અહીં પૂછવા આવો છો ? બા ! ત્હારે જે આવે, તેને ઉધડાંજ લેવાં ! હાય ! હાય ! શોધો ! શોધો ! કુવો-હવાડો કરશો તો મ્હારા તો પૂરા લોગ મળશે ! એવુંજ સુણાવી દેવું. સમજીને ? એવી રીતે કર્યા શિવાય, એ કોઇ રીતે પાંશરાં થાય તેમ નથી. જરી વગર ભાડાની કોટડીમાં, ઘરમાંનું એકપણ જઇ આવશે ને ! એટલે પછી, જો ! તાલ !

આવી રીતે પુત્રીએ માતાને સદુપદેશ કર્યો ! "વૃદ્ધ છતાં જુવાનીની મીઠી વાતો અને કાવાદાવામાં કુશળ કુલટા માતાએ, પુત્રીના ઉપદેશને અંતઃકરણ પૂર્વક વધાવી લીધો વાચક ! આગળ જુવો ! કે અભાગીનિ નિર્દોષ સાસરિયાંની શુ સ્થિતિ કરે છે !

વાતચિત પૂરી થઇ ! શેઠને ત્યાંથી નોકર પવિત્રીને રાંધવા બોલાવવા આવ્યો ન્હાઇ-ધોઇ, તૈયાર થયેલી પવિત્રીએ એક ડગલું જવું હતું તેમાં તો, કેટલો ઠસ્સો

મારી લીધો, અને ચાલવા માંડયું. આગળ શેઠાણી ભ-ટાણી, અને પાછળ પેલો વૃદ્ધ નોકર મોતી! "ઘાંણીનો બળદ."

જેમ સાગરને ભેટવા સરિતા ત્વરિત વેગથી વહે જાય! પતિને ભેટવા સતી અનિંદ્ય જાય! તેટલીજ ઉતાવળથી-તેવીજ રીતે, તુચ્છ વિચારોની ક્ષુદ્ર લાલસાઓનો વિજય કરવાને માટે, પ્રીતિ અને પવિત્રતાની હરાજી કરનારી કુલાંગાર બ્રાહ્મણ તનયા રતિકાન્ત રંજનાર્થે રમક-ઝમક કરતી ચાલી ગઇ! વાહ! આ સમયે રતિકાન્ત પણ પવિ-ત્રીનો નયનદ્વારા સત્કાર કરવા, ગ્રિષ્મઋતુ ચાલતી હોવાથી, વાયુ સેવન કરવાને બ્હાને, માત્ર એક મલમલનું પહેરણ પહેર્યું છે, હાથમાં તરતનું આવેલું મુંબાઈ સમાચાર વા સાંજ વર્તમાન જેવું પેપર પણ દ્રષ્ટિએ પડે છે; એવા ભભક ભરેલા દેખાવમાં, ઝરૂખાસાં આરામ ચૅરપર પડયો ચઢયો, પેપર વાંચવાના નિમિત્તે પેપર ઉઘાડી પાનાં ફેર-વતો, પવિત્રી દર્શનની આકાંક્ષા એ પુનઃ પુનઃ પંથ તરફ દ્રષ્ટિપાત કરતો દ્રષ્ટે પડે છે. એકાએક મદોન્મત્ત યુવતિ સ્હામેથી સપાટાબંધ ચાલી આવતી દ્રષ્ટે પડી! પેપર ભારરૂપ નિષ્પ્રયોજન બન્યું! રતિકાન્ત અને પવિત્રી એ દ્રષ્ટિયોગ સાધ્યો! અન્યોન્યના હૃદય એક બીજાના અં-તરમાં અવિલંબે ઉતરી પડયા! પછી, પવિત્ર વા અપવિત્ર તે જણાવવાની ચાલુ પ્રસંગે કંઇજ અગત્યતા નથી. કારણ કે,

તે અમારા વાંચક વગર હરકતે સમજી શકે તેમ છે. ઉભયના હૃદયમાં અવિરત આનંદ વાધ્યો ! પવિત્રીએ ઘણા સમયથી ધારેલી વાંચ્છિત વસ્તુ આજ તે, અવશ્ય મેળવી શાકશે. રતિકાન્તની તેને સંપૂર્ણ ખાત્રી હતી કે, તે ત્હેને જીવન-ધન અગર ટુંકામાં કહીયે તો, સર્વસ્વ કરતાં પણુ વધારે વ્હાય છે ! તે પોતાને માટે સઘળું કુરબાન કરે તેમ છે ! પરન્તુ પામર પશુતુલ્ય જન પિશાચ પ્રાણીને ક્યાં ખબર રહે છે ! કયાં યાદ આવે છે ! કયાં સૂઝે છે ! કે, "સમયની કુટીલ ગતિરૂપી ઘંટીમાં જીવનરૂપી અપ્રાપ્ય અન્ન દળાતાં, આખર નામ-નિશાન કે, ઠામ-ઠેકાણું રહેતું નથી ! કરેલાં કુકૃત્યો અન્તે ભુત-પ્રેત-પિશાચ-રાક્ષસ, અગર વરૂ-સિંહ સમાન વિક્રાળ ફાડી ખાનાર જીવની માફક પ્રત્યક્ષ થશે ! એ કોણ સમજે છે ? સમજવા છતાં કોણ એવાં નિંદ્ય કર્મ કરવાં અચકયા છે ? અરે ! અચકાય છે"

પવિત્રીના આવ્યા પહેલાં રસોઇ તો ક્યહાંરનીએ ચાલુ થઇ ગઇ હતી, પરન્તુ માત્ર નિમિત્ત શોધી, રતિકાન્તે સ્વેચ્છા તૃપ્ત કરવાની દુષ્ટ લાલસાથી જ, રસોઇ કરવાનું બ્હાનું કાઢી તેને આજ બોલાવી છે ! રસોડામાં પેસતાં જ ઝડપથી કામ કરતા, પરસેવાથી તરબોળ થયેલા, રસોઇયા પર પવિત્રીની નજર પડી. કહો પવિત્રીના આનંદનો તે પછી પાર જ શેનો હોય ?

પવિત્રીને રાંધવા પીરસાવવા બાબત રતિકાન્તની આ

કંઇપણ જાણતી નહોતી! તેને ઘરમાં આવતી જોતાંજ શેઠાંણીએ દીર્ઘ નિશ્વાસ મૂકયો! રતિકાન્તના આવા અઘટિત–હેવાનિયત ભરેલા વર્તનથી તેની મા બિલકુલ અજાણ નહોતી, પણ કરે શું? "ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રૂવે." એ કહેવત પ્રમાણે, નીચી નજરે જે બને તે જોયા શિવાય તેને માટે હવે બીજો એકે સરળ–સૂલભ માર્ગ ન્હોતો. પવિત્રીનો પોતાના ઘરમાં પગ પેસારો! એ શેઠાંણીથી રજે જોયું જતું નથી, પણ કરે શું? "સ્રી જાત પુરૂષને પૈસે–ટકે, તેમજ શરીરે અનેક રીતે ચુસી નાંખી આખર વેગળો ફેંકી દે છે એ, તે સારી રીતે જાણે છે, છતાં "આંખ આડા કાન" કર્યા શિવાય છૂટકો?

નીચેથી શેઠાંણીના સાંભળતાં, ભાઈ! છો કે? બૂમ પાડતી બગલીએ ચૂં પ્રવેશ કર્યો! નિસરણીએ ચઢી અને જોતજોતામાં તો, છેક ઉપરના પગથિયે જઇને બેઠી!

"રમણીના હાવ–ભાવ અને કટાક્ષથી કેટલાએ મહાત્માઓ વિંધાઇ ગયા! કંઇક રૂષિ–મહર્ષિઓ–યોગીઓ તેમાં અંજાઇ ગયા! તો, એક ક્ષુદ્ર અઢ્ઢાપચીશીએ ચઢેલા, ચાલુ જમાનાના રતિકાન્ત જેવા શ્રીમંત સ્વતંત્ર યુવકનું શું ગજુ? આહાહાહા! કડાકા ભડાકા કરતી, શ્યામ વ્યોમ પટને ભેદી, અબાધિતપણે નિસરી જનારી, ઝબક ઝબક કરતી વિદ્યુલ્લતાના પ્રચંડ–પૃથ્વિને ચીરી નાંખે તેવા અગ્નિ વર્ષાવતા ચમત્કારની માફક પવિત્રીએ રતિકાન્તના હૃદયા

કાશમાં વિભૂત સ્વરૂપે કંઇક જુદું જ તોફાન મચાવી મૂક્યું !

"રતિકાન્ત એકી ટસે તેના સામે જોઇજ રહ્યો છે ! અત્યારે એ નયનનો અણુસારો કરવા જેટલી પણ શક્તિ એનામાં નથી ! તે ટેબલને અઢેલીને ઉભોજ રહ્યો છે! પરન્તુ પવિત્રીએ તો, પારધી સ્વરૂપે, કટાક્ષ રૂપી કુલ્હારીથી રતિકાન્તના સુકોમળ હૃદય-વૃક્ષ પર જે ઘાવ કરવા માંડ્યા છે, તે આલેખવાની શક્તિ નથી આ લેખકમાં ! વા અમારા ધારવા મુજબ કોઇ કવિમાં ! "

શાન્તિનો ભંગ કરતાં, રગેરગમાં પ્રસરેલા મદન રંગમાં રંગાએલી, કામ જંગની જોત જોતામાં જમાવટ કરવામાં કુશળ પવિત્રીએ કહ્યું :—

કેમ ! ભૂલીજ ગયા કે શું ?

(સ્મિત હાસ્ય કરતાં) વળી એ શું ?

એ તો એ...........

પણ, એનું કંઇ નામ-ઠામ-ઠેકાણું હશે કે

જી ! જરીક સંભાળો ને ?

અમે તો જરી જાડી બુદ્ધિના ખરા ને ?

મ્હને તો એમજ લાગે છે. હોં ?

આહા ! ત્યારે તેથીજ કહું છું કે, જરીક યાદ તો દેવરાવો?

(કટાક્ષ સહિત) એ..ઠીક ! (હાવભાવ યુક્ત) વાહરે !

મ્હારા સમ ! મ્હને તો તેનું કંઇ ભાન નથી.

નાહાન બાળક ખરા ને!

હા! હા! હવે કંઇ બાકી? ના! ના! કહો તો શું એ?

હાલ કંઇ મગજનું ઠેકાણું નથી એમ ધારી, શાન્તિથી હરખાતી પવિત્રીએ લ્હેકાતાં લ્હેકાતાં, હરખાતાં હરખાતાં પ્રત્યુત્તર વાળ્યો—એ....તો....એ દિવસનું પોલકું! ને....એરીંગ!

ઓહો! ત્યારે એમજ કહો ને? એ તો તૈયાર છે. એને માટે તો આજ આ બધી પ્રપંચ જાળ પાથરવી પડી છે. બસ? તે તો તમને હમણાંજ બતાવું છું.

વાહરે! બતાવું છું! એવાં તો પોલકાં મ્હેં બહુજ જોયાં છે—ફાડી નાખ્યાં છે. સમજ્યા!

અરે! હું તો કહું છું કે, અત્યારે જુવો! જમીને જાવો ત્યારે દક્ષણામાં લઈ જજો.

એકાએક રતિકાન્ત અને પવિત્રીની પ્રેમકથામાં ભંગ કરતાં, ઘર બ્હારથી ભંગીએ મ્હોંઢેથી બૂમ મારી—રતિકાન્ત શેઠ! એ....શેઠ સાહેબ? ત્યાં તો શેઠ ચમક્યા! આગળ પવિત્રી અને પાછળ શેઠ! એમ બેઉ જણ નીચે ઉતરી પડ્યાં. શેઠે ભંગીને બેઆની આપી વિદાય કર્યો. પવિત્રીએ હાલને માટે તો રસોડામાં જઈ ઘડીભર રસોઇયાને મદદ કરવાનું ઉચિત ધાર્યું!

ત્યારે! બા! મ્હારી તબિયતનું આજ કંઇ ઠેકાણું નથી; મ્હારે સ્મશાન ગયા શિવાય નહિ ચાલે? તમે રોવાકુટવા જાવો છો, એટલે શો વાંધો છે? રતિકાન્તે નમ્રતા-

પૂર્વક મૃદુ વચનથી માતાને ખુશી કરવાની ઉપેક્ષાએ ઉદ્‌ગાર કાઢ્યા !

કુલાંગાર પુત્રથી કંટાળેલી માતાને તેના કૃત્રિમ-પ્રેમયુક્ત શબ્દોથી કંઈજ અસર થઈ નહિ; તેણે જવાબ ના આપ્યો, પરન્તુ પાછો વધારે માથું ફોડાવશે એમ ધારી પ્રસંગસૂચકતા વાપરી, જેવી ત્હારી મરજી ! એવો થાકીને જવાબ વાળ્યો. પુત્રના કાવા-દાવાથી, તેના કુકૃત્યોથી, તેની અધમ ભાવનાથી, અરે ! તેણે આજ કરવા ધારેલા પ્રયોગથી માતા કંઈ માહિતગાર નથી એમ તો નહિ જ, પણ હરિ ! હરિ ! હરિ ! અત્યારે તેને માટે જોવા ! અને પોતાની ખાનદાની પર પતિનુ સ્મરણ કરી રોવા ! શિવાય બીજો એકે રસ્તો નથી. શ્રીમંત છતાં સંસાર-વ્યવહારના કાર્યમાં સંપૂર્ણ કુશળ શેઠાંણી, ઘરમાં તેના ગયા પછી શું થશે ! એ વિચારને બાજુપર મૂકી, બિચારી મૂગે મ્હોડે શ્યામ વસનથી સજ્જ થઇ, મર્ણ સુદ્ધમાં ચાલી ગઇ.”

પતિના મરી ગયા પછી, ઉચ્છૃંખલ પુત્રના હાથમાં બધો કાયભાર સોંપવાથી, હાલ અંદરખાનેથી સાધારણ સ્થિતિ હોવા છતાં, ઉપરથી પોતાનું ભૂતકાળનું ગૌરવ અને માન કંઈક સાચવી રહી છે. મુખ્યત્વે રતિકાન્તનાં અનીતિમય કૃત્યોથી જ ગૃહમંદિરમાંથી લક્ષ્મીદેવીએ વિદાયગિરી લીધી છે, એ તે ખરી ખાત્રી માને છે. અને હજુ પણ ભવિષ્યમાં શું થશે ? એના એજ વિચારથી પ્રતિદિન

સોસાઇ જાય છે. હૃદયમાં સળગતી ચિન્તા તે કોઇથી જોવાઇ છે ? રતિકાન્ત અત્યારે પોતાની અને નિર્દોષ ન્હાનાભાઇની અડધી ઉપરાંત મિલ્કત ઉડાવી દઇ ખાલી થઇ ગયા છતાં ઑલ રાઇટ બની ફરતો ફરે છે. વાંચક ! જુવો ! કે રતિકાન્ત આજ પવિત્રીની મહાન્ આશા કયે રસ્તે પરિપૂર્ણ કરે છે ? **પણ આ, તે શું ? " જોઇતું હતું અને પિયરીયાં મળ્યાં !" દુઃખી માતા ઘડીભરને માટે ઘરમાંથી અદ્રશ્ય થઇ ! રતિકાન્તને મન તો જાણે મહારાજ્યની પ્રાપ્તિ થઇ ! અને પવિત્રીને મન પરમાનંદમય મુક્તિપદની સીઢી હાથ આવી !**

" "વાહ ! વાહ ! સમયરાજ ! સૌ કોઇને તું અનેક રીતે ! આહા ! ભિન્ન ભિન્ન પ્રકારે ઘડીભર સુખી કરે છે ? ક્ષુદ્ર પામર મનુષ્યો ત્હારી મોહમયી માયાજાળમાં અસંખ્ય વખત સપડાયા છતાં, પુનઃ ત્હારા સર્વભક્ષિ મ્હોમાં વગર મ્હોતે આવીને. પડે છે ! એ શું ? ત્હારા નિરંતર અજબ ચમત્કાર જોતી આંખ પણ, હૃદય મન ને પવિત્ર ... સતકર્મ કરવાની શુભ પ્રેરણા કરે છે. તને તો શરૂવાતથીજ અમારા શાશ્વતા નમન છે !"

શેઠાણી તો ગઇ ! રતિકાન્તનો રમક ઝમક કરતો લોચન પ્રહાર થતાંજ પવિત્રી ઝડપ લઇને રસોડામાંથી ઉઠીને બહાર આવી. ભલો બિચારા રસોઇયો તો ચમક્યો ! પવિત્રી જે ભાવથી, જે દિશા તરફ ગઇ, તે પોતે સમજી

ગયો. “ વિચાર વમળમાં ગોથાં ખાતાં અજ્ઞાન ગણાતા જ્ઞાની—નિર્ધન રસોઇયાએ પણ, એ ઉભય કામાંધ જન પશુ તરફ દયાની દ્રષ્ટિ ફેંકી ! નિશ્વાસ મૂકી! બધું પોતેજ કરવાનું છે, એમ ધારી પોતાના કામમાં વ્યથિત હૃદયે પ્રવૃત થવાનું પરમ ઇષ્ટ ધાર્યું ” બીજી બાજુ જનેતાના જવાનીજ રાહ જોતો રતિકાન્ત હવે શું કામ નીચે ઉભો રહે ? **આગળ રતિકાન્ત અને પાછળ પવિત્રી !**

“ પવિત્રી ! ભાગ્યહીન પવિત્રી ! નિર્ભાગી પ્રિતમ તરફ આવાજ સ્નેહ ભાવથી જોયું હોત તો, પ્રિતમને સ્વર્ગ સુખની શું ગરજ ? ઉભયનાં ગુણ—ગાન થવામાં શું બાકી રહેત ? ’ પરન્તુ અમે જાણીએ છીએ કે :—

“ यद् भाव्रि तद् भविष्याति । ”

ભવ્ય દિવાનખાનામાંનાં પાત્રોનો ભવ્ય ચિતાર ચિતરવાનું સામર્થ્ય, અને તે માન પ્રાપ્ત કરવાની અમને લેશ માત્ર પરવા નથી. એ સારા કરતાં અમારૂં નઠારૂંજ અમને મુબારક હો ! એજ પરમાત્મા પ્રત્યે અમારી દીન ભાવે યાચના છે. પરન્તુ એમ કહી છેકજ વાંચક વીરનો રંગ—રસ ભંગ કરવાની અમારી ઇચ્છા નથી; એટલું તો ખરૂંજ કે માત્ર છૂટકો નથી એમ ધારી, સંક્ષેપમાં ઉક્ત ચિતાકર્ષક ચિતાર ફરજી કરવાની કંઇક જરૂર છે.

પલંગપર બિરાજનારી સાધ્વી સુન્દરિ પડી પડી કયાં સટે છે. ત્યાં તો, બટાંણી, શેઠાંણી પદ ધારણ કરી, રૂમઝુમ-

ઓને રૂબાબમાં પલંગપર જઇને પડયાં ! લક્ષ્યાસક્ત વૃત્તિની લગામ છૂટી મૂકી દીધી, ત્યાં એકએકથી ચઢે તેવી ચીજો નયન સમ્મૂખ ખડી થવા લાગી. પછી કહો ' કે, શું બાકી ? હરિ ! હરિ ! હવે લખ્યા શિવાય છૂટકો જ નથી એમ મારી દુઃખી હૃદયે, વાંચક હૃદયને પણ ચીરી નાંખે એવું દ્રષ્ય નિર્દય થઇ અમારે નિરૂપાયે એમની સમક્ષ રૂજુ કરવું પડે છે.' માટે શરૂવાતથી **ક્ષમા ભિક્ષાની** યાચના કરી લઇએ છીએ.

રતિકાન્ત બિચારો ખુરશીપર લપાઇને બેઠો છે. ત્યાં પવિત્રીએ ચાલાકીથી વાત ઉપાડી. "જ્યાં આગળ વાણી એ. તીખી તલવાર, અને નયનના અણુસારા એ બાણનો માર." ત્યાં પછી શું બાકી ?

ઉભયના વદનપર સ્મિતહાસ્ય ફરકવા લાગ્યું. અપૂર્વ દ્રષ્ટિયોગ થતાંજ નયન વિદ્યુત શક્તિદ્વારા પવિત્રીએ રતિકાન્તને આકર્યો ! હર્ષિત હૃદયે રતિકાન્ત હરિણાક્ષી તરફ ધસ્યો ! પવિત્રી સાંનિધ્ય પર્યંક નજીક જતાંજ, દેહાન્ત દંડની શિક્ષા પણ જેને માટે કંઇજ નથી એવી, કૃત્રિમ-નિચ-સ્વાર્થિ પ્રેમાધીન આર્યકૂળ દૂષણ લલના, કુલટા રમણી ભૂજદંડ વિસ્તારી ભેટી પડી ! અન્યોન્ય પાપ પંકમાં રગદોળાયાં ! અનીતિ નર્ક કુણ્ડમાં ઉછાળા મારી અથડાયાં ! પળવારના પ્રચંડ પાપાગ્નિમાં પડેલા પાપાત્માઓનાં મુખ અણુમાત્રમાં શ્યામ-નિસ્તેજ બની ગયાં.

"અગ્નિમાં તે કદી શિતળતા સમાણી છે? ઝહરમાં તે કદી અમૃતની મીઠાશ જાણી છે? નર્કમાં તે કદી સ્વર્ગની સાહ્યબી સંભળાણી છે. તદનુસાર બ્રહ્મચર્યના ખંડનની અન્તે પ્રચંડ તેજની પ્રતીતિ તે કંઇ જણાણી છે? કદાચ બને પણ આ તો, ચાલુ જમાનાની મર્કટ જેવી પ્રજાની જુવાની, પછી તો પૂછવુંજ શું?"

"વાહ! વીર ભારતની, વીર પ્રજા! વાહ! પૂજ્ય ભારતનાં પવિત્ર સંતાનો! વાહ! વાહ! દિવ્ય ભારતની ભવ્ય આશાનાં પ્રચંડ તેજોમય કિરણો! વાહ! ભારત! પ્રિય! ભારત! ત્હારી આવી હૃદય ભેદક સ્થિતિ કોને દયા ઉપજાવે છે? પવિત્ર ભારતના ગરવા ગર્ભમાંથી અપવિત્ર આત્માઓનો ઉદ્ભવ! માતા! ત્હારો વિશ્વ વિખ્યાત મહિમા, ત્હારી કૂખે પાકેલા રતિકાન્ત–પવિત્રી જેવા ક્ષુદ્ર આત્માઓના જન્મથી અવશ્યમેવ ઝાંખો થશે. દેવી! શતધા નમન સહ હવે તો એજ અભ્યર્થના! પ્રાર્થના!

"જનની જણે તો ભક્તજણ, કાં દાતા કાં શૂર,
શૂરવીર પુત્રો જણ ભલે, નહિ તો રહેજે વાંઝણી."

વાંચક! કહેશો કે, રસોઇ કરવાને બ્હાને રસિયાને રીઝાવવા મોકલનાર માતાને—

"કમાતી છોકરી કેમ વ્હાલી ના લાગે?" ધન્ય! પ્રભુ!





## એકાદશ પરિચ્છેદ.

### ભળનેશ્વરની યાત્રા
### અને
### લક્ષ્મી-કાન્તની વિદાય.

सत्यं माता पिता ज्ञानं, धर्मो भ्राता दया सखी ।
शान्ति पत्नी क्षमा पुत्रो, षडेते मम बांधवाः ॥

પિતા જ્ઞાન ને, સત્ય છે માત મ્હારી,
સતી શાન્તિ નારી, દયા બ્હેન સારી;
ખરો ધર્મ ભાઈ, ક્ષમા પુત્ર પ્યારો,
ભલાં એ છ બંધુ, તણો સાથ મ્હારો.

આજ પુણ્ય તિથિ પુનમનો દિવસ છે. શ્રી રણછોડરાયજી મહારાજનાં દર્શનાર્થે આવેલા, દેશપરદેશના અસંખ્ય માણસોથી આજ ડાકોરનગરી પૂર્ણ પ્રકાશિત થઈ રહી છે. વર્તમાન સમયમાં કલહયુગનું અપૂર્વ મહાત્મ્ય અમે ડાકોર, રેવાંજી વગેરે તીર્થ સ્થળે.મા

વધતા પ્રમાણમાં વાધેલું પ્રત્યક્ષ જોઇયે છીએ. યાત્રાને બ્હાને થતા અનાચારથી અમારા ધારવા મુજબ ભાગ્યે જ કોઇ હરહમેશના પુનમિયામાંનો એક પણ અજ્ઞાત હશે!
"ભક્તિ કૃષ્ણે ભરત ભૂમિમાં સ્થાપિ છે ભામીનિમાં."

ઉક્ત વાક્યનું એ સ્થળે દિગ્દર્શન બહુજ સહેલાઇથી થાય છે. પવિત્ર પુણ્યભૂમિમાં પાપાચરણ! અમૃત સરિતામાં ઝહરનો પ્રવાહ! ભાવિક ભેકતોમાં કામ ભાવના! ભલે એમ હો! પરંતુ અમારૂં મન એ વાકયોને સતકાર તું નથી. તદન અસંભવિત! કદી ના બને!

પાપ પંકમાં આળોટતું ખર સ્વરૂપ મન તો રાખને સર્વાંગે કસ્તુરીનું લેપન જ સમજે; પરન્તુ અંતરાત્માના અબાધિત પૂરાવા તો એજ સાબિત કરી આપે છે કે સુન્દર સૌગંધ યુક્ત ગુલાબમાં કંટક? શિતળ ચંદ્રમાં બિરહોત્પાદક વિદ્યુત શક્તિ? અહરનિશ હરિનામ સ્મરણ કરતી જીભડીને વારંવાર હરિ સ્મરણ કરતાં પળેપળે અપવિત્ર અસ્થિનો સ્પર્શ? તો, દ્રોપદીને વ્હાર કરનાર શ્યામ સુન્દર સમ્મૂખ કેટલાક ભાવિક-ભકતોદ્વારા દુરાચરણી, દેવદર્શનને બ્હાને ચારે બાજુ ડોળા ફેરવતી વારાંગનાઓનાં ઓછાવત્તા પ્રમાણમાં વસ્ત્રહરણ થાય, તે, સમયની સત્તાને આધારે અમારે એ બળાત્કારે પણ સ્વિકાર્યા શિવાય છૂટકો નથી. "પુરૂષ વર્ગ કરતાં સ્ત્રીવર્ગ, શ્રીકૃષ્ણ ભગવાને મહાબાહૂ અર્જુનને કહી સમજાવેલો ભક્તિયોગ સારી રીતે જાણે

છે. એ આ સ્થળે અમારાથી કહ્યા શિવાય રહી શકાશે નહિ. અબળા કહેવાતી, ભક્તિયોગમાં પ્રબળ સત્તા ધરાવતી, ભક્તાણીઓને મંદિરના પૂજારીઓ દ્વારા પણ દર્શનનો લાભ સહેલાઇથી મળે છે. તેમનો સારી રીતે સત્કાર થાય છે. શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનને ગોપિવૃન્દ વિશેષ પ્રિય હતું, એ જ કારણથી અમારા ધારવા મુજબ રંગીલા રણછોડરાયજી મહાપ્રભુજી હાલના વૃન્દાવન તુલ્ય ડાકોર ક્ષેત્રમાં, દ્વાપર યુગની દિવ્યલીલા બૂદ્ધાવતારધારી અમી દ્રષ્ટિએ નિહાળી રહ્યા છે.

"પૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ભગવાનનો અપૂર્વ મહિમા સમજવાને યથાશક્તિ પ્રયત્ન કરવો, તેને વ્યર્થ પરિશ્રમ સમજનારા! પોતાની જાતને કૃષ્ણ સ્વરૂપ માની બેઠેલા! ભક્ત વૃન્દને સમયે સમયે તરહ તરહની લીલાનાં દર્શન કરાવતા વિશ્વોદ્ધારક વિશ્વવંદ્ય પરમાત્માના નામને કલંકિત્ કરનારા! ભક્તિવાન ભામાઓના શિયળ ધર્મની કૃષ્ણ સ્વરૂપે ઍબ ઉઘાડી કરનારા! કેટલાક નામ ધારી સાધુ! યા ગોસાંઇ! તેમણે કોઇ સમયે કોઇપણ ભકતને કૃષ્ણ એટલે શું? એ સમજાવવાને સદ્ગુરૂ સ્વરૂપે યદ્કિંચિત્ ઉપદેશ કર્યો છે?"

અખંડ બ્રહ્મચારી-ધર્મ સંસ્થાપક, અધર્મનું નિકંદન કરનાર ત્રૈલોક્ય પૂજીત શ્રી. કૃષ્ણએ કરેલી રાસક્રીડા અને, ગોપિત-વના સિદ્ધાન્ત બોધક ભકતોને કોણે સમજાવ્યા

છે ! અનેક ભક્તમાંથી સમજવાને યથા શક્તિ કોણે પ્રયત્ન આદર્યો છે ? પરમાત્માનું પરમ ભાગ્ય કે, સૌએ પાંચ ટકા પણ નિકળી આવે ! ત્યારે બીજું શું કહીએ '

"મનોવૃત્તિ ગોપિ ગણી, સદાનંદ હરિનાથ,
અંતર રાસ રમો સદા, ત્યજી સ્થુલનો સાથ."

સુજ્ઞ ! વાંચક ! નરક્ષેત્રથી સાડા આઠની ટ્રેનમાં બેસી, ડાકોર સ્થળ આવતાં સુધી ઉપર મુજબજ નિન્દા કહો વા સ્તુતિ કહો એ ચાલુજ હતું રા. કાન્તને એ બાબતનો મૂળથીજ શોખ હતો હાલના કેટલાક અંધ શ્રદ્ધાળુ બગભગતો તરફ તેમને અંતઃકરણથી તિરસ્કાર હતો. અમદાવાદથી સાથે આવેલ, વણિક પુનમિયો રા. કાન્તનો મિત્ર ગોરધન ભગત પણ સાથેજ હતો. નરક્ષેત્રથી નરસિંહ નામના એક સ્નેહિને રા. કાન્તે સાથે લીધો છે, એ તો વાચક સારીરીતે જાણે છે. નરક્ષેત્ર સરવિસપર આવ્યા પછી, વખતો વખત ડાકોર આવતાં રા. કાન્તને જે કંઇ જોવા—જાણવાનું અરે ! નિરીક્ષણ કરવાનું મળતુ ત્હેનુંજ આજ તેમણે સ્પષ્ટિકરણ કર્યું છે; એટલે એકજ ડબ્બામાં બેઠેલા આસપાસના ભાવિક ભક્તોને કોઇને કંઇપણ બોલવાનું કારણજ નહોતું. સમસ્ત ભક્ત વર્ગ માટે તે કંઇ ઉપરોક્ત સર્વ આક્ષેપો હોઇ શકે ? નથીજ !

બરાબર સાડાદસ થતાં ડાકોરનાથના દિવ્ય નગરમાં આવી પહોચ્યા. ભક્ત જનોના, "રણછોડરાયજી મહારાજની

જય.” ના ગગન ભેદી પોકારો કાનને પવિત્ર કરવા લાગ્યા. મનુષ્ય જીવનમાં યાત્રાનો આનંદ એ પણ એક અકથનીય આનંદ યુક્ત લ્હાવ છે; એ સારી રીતે સમજતા શ. કાન્ત પોતાના બે મિત્રો સહિત સ્ટેશન પરથી ગાડી કરાવી, બારોબાર ઉમીયાશંકરભાઈ નામના નવા જમાનાના નવીન રંગમાં રંગાયેલા ગોરને ત્યાં ચાલ્યા ગયા. ગોરને ત્યાં જતાંજ, ગોરે આદર સતકાર કર્યો, અને આરામ લેવાને માટે પાસેનો એક સુશોભિત સ્વતંત્ર હૉલ સોંપી દીધો. ગોમતીમાં સ્નાન-દર્શન કરી ફરીને પાછા ફરતાં સુધીમાં રસોઈ કરાવવાની નરસિંહ એના ઉમીયાશંકર કાકાને સૂચના આપી દીધી.

ઉમીયાશંકર ગોરની પુત્રી ઉર્મિલાએ પાકભોવનમાંથી પ્રશ્ન કર્યો-બાપા ! રસોઇ કેટલા માણસની કરવાની છે? શું કરવાનું છે? લાડુ બે શાક-દાળ-ભાત વગેરે લગભગ ચાર પાંચ માણસની રસોઇ કરજો ! નરસિંહે ઉર્મિલાના પ્રશ્નનો ઉત્તર આપ્યો; અને ત્રણે મિત્રો લગભગ ત્રણ-ચારનો સુમાર થતાં ગોમતી ઉપર સ્નાન કરવા ગયા. એક પછી એક સર્વેએ સ્નાન કરી લીધું, બાદ મંદિરમાં ગયા, અને એક સ્થળે બેસી વાતચિત કરવા લાગ્યા; કારણ હજુ દર્શન થવાને લગભગ પા એક કલાકની વાર હતી. ગોરધન ભગત અને નરસિંહ એક બીજા છુટથી વાત કરતા હતા; જતા આવતા યાત્રાળુની નિન્દા અને ઠઠ્ઠા મશ્કરી કરતા, પરન્તુ

કાન્તને તે બિલકુલ રૂચિકર નહોતું. તે તો બિચારો જે કંઈ જોતો, તે બાબત માત્ર મન સાથે વિચારજ કર્યા કરતો; અને કોઇક એવો વિચાર આવતાં અચાનક નિશ્વાસ પણ નાંખતો.

દર્શનની તૈયારીઓ થઇ, સ્ત્રી વર્ગને સ્વતંત્ર ભાગમાં દાખલ કરવામાં આવ્યો હિંમ્મતવાળી સ્ત્રીઓને પુરૂષ વર્ગની સાથે ભિડાભીડમાં અથડાવામાં કોઇપણ પ્રકારનો બાધ નહોતો. બેઘડી જોવા જેવોજ દેખાવ થઇ રહ્યો! પડે તેના કકડા! ગોરધનભગત અને નરસિંહ ધક્કા મારતા અને હડસેલાં ખાતા છેક જાળીવાળા કઠેરા સુધી જઈ પહોંચ્યા. કાન્તથી તેમ થઈ શકયું નહિ; તે તો દૂર રહે રહે પવિત્ર ભાવથી પરમાત્માના દર્શન કરતો રહ્યો. મૂર્તિ તરફ ધારી ધારીને જોવા લાગ્યો. શુદ્ધ હ્રદયે મનમાંને મનમાં સ્તુતિ કરવા લાગ્યો :-

જય જય વૃજદૂલહ દુલ્હારે જસુદાકે સુત,
માધવ મૂકુંદ મદ મોહન, વિહારી;
બંસીધર શ્રીધર ગોપાલ બનમાલ ધર,
રાધાવર ગોપવર ગિરિવર ધારી;
આનંદ અખંડ રાસ મંડલ વિલાસ ભુવ-
મંડલ કે આખંડલ દેવ હિતકારી;
વૃન્દાવન ચંદ નંદ નંદન ગોવિંદ શ્યામ,
સુન્દર કુંવર કુંજ. મંદિર વિહારી—ર. પિં.

કૃષ્ણ દર્શનામૃતનું પાન કરી, કાન્ત એક ઠેકાણે

જઇને ઉભો રહ્યો. બાદ ગોરધનભગત અને નરસિંહ પણ આવી પહોંચ્યા. અરસપરસ ભિન્ન ભિન્ન વાતો કરતા ગોરને ત્યાં ગયા. થોડા સમય પછી ગોરે જમવા બેસવાનો સમય થયાની સૂચના આપી. ત્રણે મિત્રો સાથે જમવા બેઠા. રસોઈનાં વખાણ કરતાં મનમાં એક બીજાના સામે જોઇ હસતા જમી ઉઠીને ઉભા થયા.

લગભગ સાતેક વાગ્યાનો સમય થયો હશે. તાકીદે પાછા વળવાનુ હોવાથી, આઠ વાગ્યાની ડાકોરથી ઉપડતી ટ્રેઇનમાં જઇ હંગાડી સ્ટેશને ઉતરવાનો વિચાર પહેલેથીજ કરેલો હતો. લુગડાં વગેરે પહેરીને તૈયાર થતામાં તો ગોરે આવીને ખર્ચ થવાનું બિલ લાવીને નરસિંહના હાથમાં મૂકી દીધું, આથી કાન્તના મનને તો મ્હોટું આશ્ચર્ય લાગ્યું. જો કે કાન્તે તો શરૂવાતથીજ ગોરને ખર્ચનો અડસટ્ટો કાઢી બે રૂપિયા આપવાની વ્યવસ્થા કરી હતી, પણ ગોરની ઉપર મુજબની તિરસ્કાર યુક્ત વૃત્તિથી તેને કંઇક લાગી આવ્યું. ગોરના રજુ કરેલા બિલ ઉપરાંત તેને ચાર આના એટલે, પૂરો સવા રૂપિયો આપવાની કાન્તે નરસિંહને સૂચના કરી. ગોરના ટુંકા તકદીરમાંથી બાર આના ઉતર્યા.
"લોભીઆ હોય ત્યાં ધુતારા ભુખે મરે?"

ગોર મહારાજને નમન કરી ઘરની બહાર નિકળતાં દક્ષણા લેવાના ઉમંગમાં ને ઉમંગમાં રસોડામાંથી બહાર આવતી કે ઉર્મિલા બોલી—ભાઇ! જશો કે? તેને પણ બે

આના આપી, ત્રણે જણ ખુશી થતા બજારમાંથી ગાડી ભાડે કરી સ્ટેશનપર ચાલ્યા ગયા. ટ્રેઇન તૈયારજ હતી. ડુંગાડીની ટિકિટ કરાવી ત્રણે જણ ત્વરાથી ગાડીમાં બેસી ગયા. કલહયુગના વૈમાનનું તો કહેવુંજ શું ! સિસોટી મારતાની સાથે ગાડી ઉપડી. દસ મિનિટમાં તો ગાડી ઠાસરે આવી પહોચી. ત્યાં વળી મિનિટ ઉભી રહી. પાછી ઉપડી કે, ઝપાટાબંધ ડુંગાડીનું સ્ટેશન આવીને ઉભુ રહ્યું. ત્રિપુટી ઉતરી પડી. સ્ટેશન માસ્તર અને નરસિંહને કંઇક સાધારણ સ્નેહ હતો. નરસિંહ તરતજ સ્ટેશન માસ્તરને મળ્યો; તેને મળીને સર્વ વાત જણાવી દીધી. ચંદ્રની રળિયામણી રાત્રિ હોવાથી, કોઇ ભોમિયો મળે તો તે વખતે ને તે વખતેજ ગળતેશ્વર જવાને ઇચ્છા જણાવી.

સ્ટેશન માસ્તરે કંપાઉન્ડમાં રહેનારા એક બે કુલીને બોલાવી વાત કરી, પણ રાતનો સમય હોવાથી, બહુજ સમજાવ્યા છતાં જો કે, હા તો કહી પણ, ફકત દોઢ ગાઉ જેટલે સાથે આવવાને માટે બાર આના વળાઉ માગવા લાગ્યા. જો કે, નરસિંહ અને ગોરધનભગતનો તો સંપૂર્ણ વિચાર હતો કે બાર આના તો બાર પણ, અત્યારે જઇને સવારનો પહોર થતામાં પાછા તો ફરી શકાય; પણ કાન્ત વગર વિચાર્યુ, રાતને સમયે એવું અનુચિત સાહસ કરે તેવો નહોતો. મહીસાગરનાં ઉંડાં-ભયંકર કોતરોમાં થઇને એક અપરિચિત જંગલી માણસ સાથે જવું, જો તેને

ઠીક લાગ્યું નહિ. તેણે તરતજ સ્ટેશન માસ્તરને પ્રશ્ન કર્યો—સાહેબ ! બધું જવા દઇ, આ ગામના કોઇ પ્રતિષ્ઠિત બ્રાહ્મણનું નામ જણાવશો ?

માસ્તરે વિચાર કરીને જવાબ આપ્યો—હા ! કાળીભાઇ નામના એક બ્રહ્મણ છે, પણ તે બિચારાને ત્યાં ઘરની બૈરી મંદવાડના ખાટલામાં છે.

કાન્તે ધીમે રહીને નરસિંહ તેમજ ગોરધનને પાસે બોલાવી કહ્યું—ભલા માણુસ ! રાત્રે અથડા ટીચાતા અજાણ્યા માણુસની સાથે જવું, વળી બાર આના ફેંકી દેવા, એ કોણે કહ્યું ? " દામ કરે કામ અને બીબી કરે સલામ." અત્યારે કાળીભાઇને ઘેર જઇ તેની પાસે બેસી નિરાંતે વાતચિત કરીને આસ્તેથી કહીશું કે—બાપજી ! સવારના પહોરમાં " ગળતેશ્વર મહાદેવ અમારી સાથે રૂદ્રી કરવા આપને પધારવાનું છે. બ્રાહ્મણને બિચારાને બે પૈસા મળશે, અને વગર વળાઉએ સવાર થતાં મહારાજ સાથે ચાલવા માંડીશું. મારા ભાઇ રાત્રે નિરાંતે ઘરની માફક ગોદડીમાં મ્હોં ઘાલીને ઉંઘવાનું તો મળશે ?

એ પણ ઠીક ! મહાદેવને ચઢાવવાનું સાતશેર દુધ લેવાનું છે, તે પણ મહારાજ બિચારા ગમે તેમ કરીને લાવી આવશે. બે આના વધારે આપીશું તો બ્રાહ્મણના ઘરમાં જશે. ગોરધન ભગત સમજી ગયો.

મ્હારી સાળી વાત તો ખરી. " ઘી ઢળ્યું તો કહે

કે ભાઇ ખિચડીમાં.'' કાન્તજી ! વસ્તુસંકલના તો આ-બાદ ગોઠવી. વાહ ! ત્યારે કહું માસ્તરને કે, કાળીભાઇનું ઘર બતાવવા કોઇને મોકલે ? નરસિંહ પણ ચેતી ગયો.

હા, હા ! અજાણ્યા તે જણાય કે ? લેશે બે પૈસા પછી ! કાન્તે સમજાવ્યું.

સ્ટેશન માસ્તરને કહેતાંજ તેણે એક માણસને મોકલ્યો. માણસ સાથે જતાં ઝડપ દઇને કાળીભાઇ ગોરનું ઘર આવીને ઉભું રહ્યું.

એ....કાળુભા ! આ તમારે ત્યાં હેઠીયા આવ્યા સે હેઠીયા ! કહેતો કે, ઘર આગળ મૂકી, બે પૈસા લેતો કે શામલો રાજી થતો જાય નાઠો. ઉભોજ શું કામ રહે ?"

તકદીરને ધન્યવાદ દેતા, પરમાત્માનો આભાર માનતા મુસાફરોને ઘરમાંથી બ્હાર આવી કાળુભાએ પ્રેમપૂર્વક એ....પધારો ! પધારો ! કહી ખાટલો પાથરી આવ્યો-સત્કાર કર્યો. એટલામાં વળી કાળુભાની દીકરી ઘરમાંથી આવતી કે, જળકળશ મૂકીને ચાલતી થઇ. અજાણ્યાને આત્મિયવત્ સત્કારનાર હવે એ આર્ય કુટુંબો ક્યાં છે !

જળપાન કરી ત્રણે મિત્રો મનમાં હરખાતા માનો કે, ઠંડા આઇસક્રીમ બની ગયા, નરસિંહ અને ગોરધન તો રા. કાન્તે રચેલી યુક્તિ-પ્રયુક્તિથી ચકિત થતાં તેનાં અન્યોન્ય વખાણ કરવા લાગ્યા.

વિચાર વમળમાં ગોથાં ખાતાં, કાળીભાઇ ગોરે હાથ

જોડીને કહ્યું-ભાઇઓ ! આપે તો મ્હને કોઇ વખત જોયો હશે, આપણી ગમે ત્યાં મુલાકાત થઇ હશે, પણ અત્યારે હું આપને ઓળખી શકતો નથી. માફ કરજો ! જરીક કહેશો કે, આપ ત્રણે ભાઇઓએ અત્યારે કયાંથી આવી મ્હારૂ ઘર પાવન કર્યું ?"

નરસિંહ—કાળીભાઇ કાકા ! તમે ઉમરેઠમાં મહાશંકર ગોરને તો ઓળખોને? ઘણા લાંબા સમયની વાત !

કાળીભાઇ—ઓહો ! સારી રીતે એતો અમારા બાલ્ય સ્નેહી ! અમદાવાદમાં અમે સાથે ભણતા હતા. શું આપ એમના....ચિરંજીવી થાવો કે ?

•નરસિંહ—ના, જી ! એ અમારા નિકટના સબંધી છે.

વાતચિત કર્યા પછી કાળીભાઇએ પૂછ્યું-ત્યારે, આપને આવવાનું પ્રયોજન? વાહ ! ભાઇ ! અમ જેવાને ત્યાં આપનાં પગલાં !

નરસિંહ—જુવો ! કાળીભાઈ કાકા ! આ મ્હારી સાથે ચશ્માવાળા જે ભાઇ છે ને ! સુખી જીવ છે ! પાછા સારા વિદ્વાન છે. જાણે કે, તેમને " ગળતેશ્વર મહાદેવ " જઇ સાત શેર દુધ ચઢાવવાનું છે, અને સારી રીતે રૂદ્રી કરાવવાની છે. ગામના ઘણા ખરા બ્રાહ્મણોનાં નામ સ્ટેશન માસ્તરે દીધાં, પણ કોણ જાણે તમારો અને અમારો રૂણાનુબંધ કે, આટલી મોડી રાતે તમારે ત્યાં આવી, અમારે આપને તસ્દી આપવી પડી !

રૂદ્રીનું નામ સાંભળતાંજ, કાળીભાઇના વહુની ચાકરી કરી કરીને કંટાળેલા ટાંટીયામાં કંઇક જોર આવ્યું કે, હેંડને "માંખી મારવા કરતાં ચાર આનાની ઝાંખી થશે." જે ચાર છ આના મળ્યા, અરે ! ઘડી કાઢયા તે ખરા.

કાળીભાઇ—( નરસિંહના સામે જોઇને ) ભાઇ ! આપનું નામ ?

નરસિંહ—જી ! મ્હારૂં નામ નરસિંહ છે.

કાળીભાઇ—ઠીક ! ત્યારે નરસિંહભાઇ ! હું ધારૂં છું. બાધા-માનતા હશે નહિ વારૂ ? સ્થાન બહુજ અલૌકીક છે, અદ્ભુત ચમત્કારિક જગ્યા છે, પુરાતન છે. વર્ષમાં એક વખત તો ત્યાં મોટો મેળો ભરાય છે. ગામ ગામના શેઠીઆઓ, અરે ધનાઢ્ય ! પુરૂષો આવે છે. ઘણા ભાવિક સજ્જનોએ દેવળને નવેસરથી કરવાનું ધાર્યું છે, પણ એ બધું એ શંકર બાપાના હુકમ શિવાય કયાંથી બને ! આ ચસ્માવાળા ભાઇનુ નામ ?

નરસિંહ—એમનું નામ કાન્ત છે.

કાળીભાઇ—એમ કે, વાહ ! કાન્તિભાઇ ! જોયા જેવું ચમત્કારિક સ્થાન છે. શંકર બાપો રીઝે તો ચાળીસ પચાસ વર્ષની ઉમ્મરે પહોંચેલાને સંતાન આપે છે; પુત્ર આપે છે. ઘણા લોકો સુખી થઇ ગયા. કોણુ જાણે વર્ષમાં કેટલીએ સ્ત્રીઓ બાળકો લઇને બાધાઓ પૂરી કરવા-પગે લગાડવા આવતી હશે ! કેટલા વાંઝિયાને ઘેર પારણાં બંધાઇ ગયાં પારણાં !

કાન્ત—જી ! હા ! સત્ય છે. મ્હેં પણ મહાદેવની ઘણી ખ્યાતી સાંભળેલી છે. એજ ઉમાકાન્તની પૂર્ણ કૃપાથી, મ્હને પણ તેમનાં દર્શન કરવાનો શુભ યોગ પ્રાપ્ત થયો છે. નરસિંહભાઈનાં બ્હેનેજ આ બાબત ઘરમાં વાત કરી હતી વાહ ! શો ચમતકાર ?

કાળીભાઇ—વાહ ! જી ! વાહ !

ભગત—નરસિંહ એમના ઘરમાં મંદવાડ છે. માટે હવે એમને નકામી તસ્દી આપવી એ ઠીક ના કહેવાય. કાળીભાઇ ! આપ હવે નચિન્તે સૂઇ જાઓ ! સવાર થયે, અમો તમને બ્હાર સૂઇ રહે રહે બૂમ પાડીશું. જરી સવારમાં દસશેર દુધનો બંદોબસ્ત વેળાસર થઇ જાયને એટલે પછી કંઇ વાંધો જ ના મળે.

નરસિંહ—એમાં તો, કાળીભાઇ કાકાને કંઇ કહેવું પડે એમ નથી.

કાળીભાઇ—તમે તમારે પથારી પાથરી આપું એટલે નિરાંતે સૂઇ જાઓ ને ! સવાર થતામાં તો, દુધ શું ? જે કહેશો તે લાવીને જોતજોતામાં ઇશ્વરકૃપાથી હાજર કરીશ. પછી ?

કાન્ત—જી ! કંઇ વાંધો નહિ.

કાળીભાઇએ પાડોશી આડોશીને ત્યાંથી ખાટલા માગી લાવી, ત્રણેને જુદા જુદા ખાટલામાં પથારી પાથરી આપી. બ્હાર પાણીનો લોટો વગેરે મૂકી, રજા લઇ ઘરમાં જઇ બિચારા બારણું વાસીને સૂઇ રહ્યા.

ગોરધન ભગત બિચારો અમદાવાદથી ડાકોર અને ડાકોરથી ટૂવા-ટાંકણ જવાનો દ્રઢ નિશ્ચય કરીને આવ્યો હતો, પણ ગળતેશ્વર જવાની ગડમથલમાં એણે એ બાબત વાતજ છંછેડવાનું ઠીક ના ધાર્યું! કંઇપણ ઉદ્દગાર કાઢ્યા નહિ. વાહ! ભલાભાઇ! આખર સમયોચિત્ વાર્તાલાપ કરતાં, પરમાત્માનો આભાર માનતાં, સ્વજન હીન પ્રદેશમાં શાન્તિપૂર્વક ત્રણે મિત્રોએ નિદ્રાધીન થવાને ઇષ્ટ ધાર્યું.

પ્રાતઃકાળ થયો. જયાં ત્યાંથી ઝાંઝરના થતા કર્ણપ્રિય ઝમકારની માફક છાશના વ્હલોણાંના અવાજ કાનમાં અથડાવા લાગ્યા. ભેંશો બેં બેં કરીને બૂમો પાડવા લાગી. શું કહીએ? પડોશમાંની એક યુવતિને તો, દુધ દોહતાં દોહતાં ભેંશે ટાંટીયા ઉલાળતાં ઉલાળી મૂકી! અરે! રામ રામ! ખેડુતો હળ લઇને ખેતરમાં જીવન-ધન સ્વરૂપ બળદ સહિત જતા જણાવા લાગ્યા. રહ્યો એકલો હવે આકાશમાં પેલો ચંદ્ર! અને એનો સાથી શુક્ર! વાહ! જોતજોતામાં શાન્ત સફેદ પ્રકાશ વધતાની સાથે એઓ ઉભયને પણ ઉભી પૂંછડીએ નાસવાનો સમય આવ્યો! એજ અસ્તોદય! વાહ! ધન્ય! પ્રભુ!

કાળીબાઈ તો કચ્કડારનાએ, ઉઠીને દુધ લેવા ગયા હતા. તેમણે આવીને હાંક મારી-ભાઇ! નરસિંહભાઇ! ઉઠો, ઉઠો. કાન્તિભાઇ! એટલામાં તો ત્રણે જણ જાગી ઉઠયા, જુવે છે તો, મ્હોટા બોધણા સહિત ઉચકનાર માણસ સાથે

કાળીભાઇ ઉભા છે. કાળીભાઇના કહ્યા વગર કાન્તે ઉઠીને તરતજ ઓસીકેથી કોટ કાઢી, ખીસ્સામાં હાથ નાંખી પાકીટ કાઢ્યું. પાકીટ ઉઘાડી પૈસા કાઢતાં કહ્યું-કેમ મ્હોટા ! કેટલા પૈસા આપવાના છે ?

કાળીભાઇ—બાપા ! જુવોને જાણે, એક આના શેરના ભાવે, સેંશનું જાતે નજર આગળ દોવરાવીને દસ શેર દુધ લાવ્યો છું. દસ આનાજ થયાને ?

કાન્ત—હા, જી ! જે થાય તે, એનો હવે શો સવાલ છે ? કહી કાન્તે દસ આના ગણીને કાળીભાઇના હાથમાં મૂકયા. દસ આના આપી કાળીભાઇએ આવનાર માણસને વિદાય કર્યો.

ઘરમાં જઇ દાતણ પાણીના લોટા ભરી લાવીને કાળીભાઇએ હેંડો હવે ઉતાવળ કરો ! કહીને ત્રણે જણના આગળ મૂકયા. ત્રણે જણે ઝડપથી દાતણ કરી લીધું. કારણ વાર થઇ તો પછી તાપમાં ચાલતાં મુશ્કેલ પડે, ઠંડે પહોરે ચાલ્યા તો જવાય ! લુગડાં પહેરી આંખ મીચીને ઉઘાડતામાં તો ત્રણે ટપોટપ તૈયાર થઇ ગયા. કાળીભાઇ પણ માથે ચકરડી પાઘડી, શરીરપર બંડી ચઢાવી, કમ્મરે ખેસ ખેંચી બાંધી, તથા ખભે હજુરિયો નાંખી, એક હાથમાં પોથી અને પીઠપર ન્હાંનીશી પોટલી લઇ, ભાઇ ! ચાલો. કહેતા કે ઘરની બ્હાર નિકળી સઉની આગળ થયા. કાળીભાઇનો કલ્પનાયુક્ત દેખાવ જોતા ત્રણે મિત્રો આનંદિત

થતા તેમની પાછળ પાછળ ચાલવા માંડયા. આગળ મહા-રાજ અને પાછળ મિત્રો !

અનેક પ્રકારની રસ્તો કપાવાને બ્હાને વાતો કરતા ગળતેશ્વરના યાત્રાળુઓ ઠંડો પહોર હોવાથી ઉતાવળા ચાલ્યા જાય છે. જોવા લાયક—પુરાતન પ્રસિદ્ધ ભૂમિ આવતાં કાળીભાઇએ બાબત કંઇક પિછાન કરાવતા જાય છે. હા ! જી ! કા ! કરતા, નદી—નાળાં અને કોતરોમાંથી પસાર થતા પથિકો, પંથ કાપતાં પરમાત્માના વિશ્વ સંગ્રહસ્થાન-માંના અપૂર્વ નમુના જોતાં ઇશ્વરી કૃતિને અભિનંદે છે. મુખદ્વારા સહજ ઉદ્‌ગાર નિકળી જાય છે કે, ધન્ય ! પ્રભુ !

ઘડી બે ઘડી થતામાંતો, મહાદેવના શિખરપર ફરકતી ધર્મધ્વજા પ્રત્યક્ષ થવા લાગી. હૃદયમાં અપૂર્વ ભક્તિભાવ જાગૃત થતાં "હર હર મહાદેવ!" ના શબ્દથી ચારે જણે વનપ્રદેશ ગજાવી મૂકયો. જેના હૃદયમાં ભક્તિ જાગૃતિ થાય છે, તેજ તેના આનંદની મીઠી મઝા માણી શકે છે. ક્ષુદ્ર પશુવત્ આત્માઓમાં ભકિત મહિમા સમજવાની શું તાકાદ ? ત્હેનાં શું નસિબ ? શિખર જણાયું, દેવળ—ધર્મ-શાળા વગેરે પ્રત્યક્ષ થયું; જોત જોતામાં તો, મહાદેવના મનોહર પ્રદેશમાં આવીને યાત્રાળુઓ ઉપસ્થિત થયા. ચારે બાજુ દ્રષ્ટિ ફેંકતાં માત્ર પાણી અને પત્થર શિવાય કંઇ-પણ જણાતું નથી. આહા ! એ કેવો હૃદય આહ્‌લાદક દ્રષ્ય !

ગળતેશ્વર કયાં આવ્યા, અને તેનો કેવો મહિમા તે

તો વાંચક વર્ગને જણાયું હશે. મહાદેવનું દેવાલય બહુ જ પુરાતન છે. બાંધકામ તદ્દન પત્થરનું છે. મંદિર પાસે એક સુવિશાળ ધર્મશાળા છે. અવારનવાર બાધા, આખડી, માનતા, યા તો દર્શનાર્થે આવેલા ભાવિક ભકતો વા મુસાફરો ત્યાં સહેલાઇથી રહેવાની ઇચ્છા હોય તો, બે ચાર દિવસ ખુશીથી રહી શકે તેમ છે. જગ્યા મનોહર, રમણીય અને પૂર્ણ આનંદજનક છે. સૃષ્ટિ સૌન્દર્યની અલૌકિક રચનાનું આ પણ એક દ્રષ્ય ખરેખર નયન રંજક છે. પરમાત્માની પ્રભુતાનો કંઇક ખ્યાલ ત્યાં સહજ ઉપસ્થિત થાય છે. મહીસાગરનો વિશાળ પટ અને તેમાં વહન કરતું અગાધ જળ; ઉંડાં ભયંકર હીંસક પશુઓથી પરીપૂર્ણ કાંતર, પત્થરની મ્હોટી પ્રચંડ શીલાઓને ભેદી સરિતા વા મહીસાગરના ભિન્નભિન્ન દીશાઓમાંથી આવતા ખળખળ નાદ કરતા વહેતા પ્રવાહ અતુલ કર્યું પ્રિય લાગે છે. શ્વેત ગોળમટોળ પત્થરો, સેમ્પલ તરીકે જાણે કોઇ પ્રવિણ શિલ્પ શાસ્ત્રીએ પૉલીશ કરીને ના મૂક્યા હોય, તેવા ઢેર ઢેર દ્રષ્ટિગોચર થાય છે. દેવસ્થાનમાં રાખવા લાયક તેમજ ભાંગ રગડવાના કામમાં પણ ઉપયોગી થઇ પડે તેવા કાળા ભમર જેવા સુન્દર લીસા પત્થરો જોતાં સહજ કંઇ નહિ તો છેવટે બે ચાર પણ ઘેર લઇ જવાનો હૃદયમાં ભાવ ઉત્પન્ન થાય છે.

કુદરતની અજબ કૃતિનો વિચાર કરતો કાન્ત મિત્રે

સહિત સાગર સ્નાન કરવાને માટે ચાલ્યો, શિવાલયથી થોડેક છેટે જઈ ત્રણે મિત્રો એક પ્રચંડ શિલાપર બેઠા. વચ્ચે ટીખળી નરસિંહે વળી એક નવાઈ જેવી વાત ઉપાડી કાન્તજી ! આ સ્થળે એ પણ એક ચમત્કાર જોવાનો છે કે, અહીં ગમે તેનું ચામડું બાળીને મ્હોટેથી પોક પાડીએ તો તમે જોઇને થાકો તેટલા મગરો આવીને જોત જોતામાં જમે થઇ જાય ! કેમ છે વિચાર ?

કાન્ત—ભાઇ ! કોને વિચાર ના હોય ? પણ અહીં એવું ચામડું કયાંથી મળે ? હું માનું છું કે, કદાચ એમ હશે, પણ એનું કારણ ? પોક પાડવાથી અરે ! ચામડું બાળવાથી મગર આવે એ નવાઈ જેવું તો ખરૂં.

નરસિંહ—એમાં નવાઇ જેવું તો કંઈ જ નથી મહીસાગરની આસપાસના પ્રદેશના ગાંમડાંના માણસો મહીસાગરને કાંઠે મડદાં બાળવા આવે છે, અને એ બળતા મડદાની ગંધથી મગર એ તરફ આકર્ષાય છે. મરનારના સગાંવ્હાલાં પોક પાડે તે તો સ્વાભાવિક છે ? વિશેષમાં કેટલીક વખત તો મડદુ બળ્યું ના બળ્યું, અરે ! વગર બાળે મહીસાગરમાં ધકેલવામાં આવે છે. મૂળ વાત એટલી જ કે, ચામડાની ગંધ અને માણસની પોકથી, માણસ બળે છે એમ ધારીને જ મગર પૂર વેગમાં ઉછાળા મારતા મારતા, જે દિશા તરફથી ગંધ આવતી હોય ત્યાં જાય છે.

વાહ ! તમારા કહેવાપરથી કંઇક શ્રદ્ધા બેસે છે. કાન્તે

અંતરની વાત આગળ કરી. થોડા બોલા પરંતુ અટકચાળા ગોરધન ભગતથી ઉપર મુજબનું વૃતાંન્ત સાંભળી ચૂપચાપ બેસી રહેવાયું નહિ. તે એકદમ બોલી ઉઠયો—ભઇ ! ગમે તેમ કરો, પણ આપણો તો એ બધી બિના પ્રત્યક્ષ જોવાનો બિચાર છે. નરસિંહને તો એટલુંજ જોઇતું હતું. જો કે કાન્ત તેથી વિરૂદ્ધ તો નહોતા, તેમને પણ ઇચ્છા તો થઇ કે, સાળું ગમે તેમં પણ જોવું તો જોઇયે કે, કેમ થાય છે ! પણ એટલુંજ કે, ચામડું કયાંથી લાવવું ! નરસિંહે ગોરધનનો દ્રઢ બિચાર સાંભળવાથી તેને કહ્યું—ત્હારાં ચટા-પટ ( દક્ષણી જોડા ) આવી રહ્યાં છે, ભાઇ ! લાવ—જો, બાળવા દેતો હોય તો ચમત્કાર બતાવું; પછી જો કે નર-સિંહભાઇએ તે તોપ મારી કે, તમાસો બતાવ્યો ?

સ્વતંત્ર મિજાજના શોખિન જીવડા ગોરધન ભગત કયાં ના કહે એમ હતું ! ઝડપ લઇને પગમાં ભરાવેલું પગરખું કાઢી આપ્યું. નરસિંહ અને ગોરધનને ઘડી બે ઘડી એ અગ્નિહોત્ર કરવાનો નિયમ હતો, તેથી દિવાસળી કંઇ દૂર લેવા જવી પડે તેમ નહોતું; ફટ લઇને નરસિંહે ઓ-ટીમાંથી દિવાસળીની પેટી કાઢી દિવાસળી સળગાવી બે ભાઇબંધોએ બીડી પુંકવા માંડી; અને સાથે દિવા-સળીઓનો મારો મૂકતાં, એક ચટાપટ તો ચેતાવ્યું ! પાંચ દસ મિનિટ થતામાં તો એક પગરખું બળી રહેવા આવ્યું ત્યાં ગોરધન ભગતે બીજું કાડયુંજ છે ને ! એની પણ

એજ દશા થઇ. હસતાં હસતાં, કાન્તને પૂછતાં નરસિંહે જોરથી એ.......કરી મ્હોટેથી પોક પાડવી શરૂ કરી. ચાર પાંચ મિનિટમાં મ્હોટા મ્હોટા ચાર પાંચ મગરનું યૂથ એ તરફ આવતું જણાયું. "ચામડું બળી રહ્યું પણ પોક તો ચાલુજ રહી." નરસિંહની પોક મૂકીને રડવાની જોવા જેવી રીતે તો, ગોરધન અને કાન્તને પેટ પકડીને હસાવવામાં બિલકુલ ખામી ના રાખી. મહાદેવમાં રૂદ્રી કરતા મહારાજ પણ પોકનો હૃદય ભેદક અવાજ સાંભળીને શિવાલયમાંથી બહાર આવી ચારે તરફ ડાફેરાં મારવા લાગ્યા; ત્યાં તો કાન્તે હાથના ઇસારાથી કહો, વા વાયરલેસ ટેલીગ્રાફનો પ્રયોગ કરીને કાળીભાઈ ગોરને દહેરામાં ઘાલી દીધા. રોતો નરસિંહ છાનો રહ્યો; કાન્ત અને ગોરધન ભગતના મનમાં તો મ્હોટો અચંબો ઉત્પન્ન થયો. મગરો ઉકત ત્રણે મૂર્તિઓથી પચીસેક વામ દૂર હશે. તેમના ઉછાળા અને દેખાવથી કાચા પોચા માણસનું તો કાળજું જ ઉથલી જાય. વાહ ! આ પણ માનવ જીવનમાંની મુખ્ય જાણવા અને જોવા જેવી બાબત ! દ્રશ્ય જોઇ વિસ્મિત થયેલા કાન્તે આનંદિત હૃદયે ઉદ્દગાર કાઢયા. ગમ્મત થઈ રહી ! નિરાશ થઇને આવેલા મગરો નિસાસા નાખી નાશી ગયા. ત્રણે મિત્રોએ સ્નાન કરી લીધું; અને લોટીમાં મહાદેવજીને ચઢાવવાનું પવિત્ર જળ લઇ શિવાલયમાં ગયા, વાંદરની હગાર વિણતા અને મનમાં ને મનમાં કંઇ ગણુગણુ કરતા મહારાજના માત્ર હોઠ

ફરકતા હતા. જળધારીમાં મહારાજે દુધ નાંખી દીધું હતું. "હરિઃ ૐ" કરતા કાન્ત અને નરસિંહ ભોંયરામાં ઉતર્યા-જળ ચઢાવ્યું અને દંડવત્ કર્યા. દુધની ધવલ ધારા શિવલિંગ પર પડી રહી છે; એટલામાં તો કાળીભાઇ ગોર આવ્યા:—કેમ ' યજમાનરાજ! કહેતા કે ઉભા ઉભા વાતો કરવા લાગ્યા. પધારોને બાપુ ! કહી કાન્તની આંખના અણુસારાથી નરસિંહે પોતાની ગાંઠ તળેથી પોટલો કાઢીને ગોરને આપ્યો. ગંભીરતાથી ગોર પણ ના કહીશું તો પોતિયું પલળશે એમ ધારી, વગર આનાકાનીએ વિરાજી ગયા. કાન્ત જે સમયથી ભોંયરામાં દર્શન કરવા ઉતર્યો છે, ત્યારથીજ કંઇક ઉંડા વિચારમાં પડયો છે. તેણે નમ્રતાથી પૂછયું—ગુરૂદેવ '

કાળીભાઇએ કહ્યું—કેમ ભાઇ !

કન્તે કહેવાનું શરૂ કર્યું—મ્હને ઘેરથી એવી સૂચના મળેલી કે, ગળતી નદીનું એક ઝરણ શિવલિંગ (કલ્યાણ દાયક ચિહ્ન.) ને સ્નાન કરાવતું હર હમેશ વહે જાય છે. એ સાંભળી મ્હને નવાઇ જેવુંજ લાગ્યું હતું; અને ખાસ કરીને આવવાનું કારણ તો, મુખ્યત્વે આ કલહયુગમાં એ અદ્ભુત ચમત્કારિક કૌતુક જોવાને માટેજ. હું ક્યહારનો એ બાબત આડાં અવળાં ગળતીમાં ફાંફાં મારૂં છું. પણ મ્હને તો મ્હારૂં બ્હાલું કંઈ જણાતું નથી. શુ એ વાત સત્ય હશે ?

જી ! હા ! શકા કરવાનું કંઇ કારણ નથી. એ વાત સત્ય છે ગળતી નદી આ સ્થળે (આંગળી કરીને બતાવતાં)

મહાદેવજીને સ્નાન કરાવીને પસાર થતી હતી, તેથીજ આ મહાદેવનું નામ ‘ ગળતેશ્વર મહાદેવ ” રાખેલું. સમજ્યા ને ? પરન્તુ એવું સંભળાય છે કે, કોઈ એક મૂર્ખ પૂજારીના સમયથીજ તેની અજ્ઞાનતાના પરિણામે આજ આપણે એ દૈવી દ્રશ્ય જોઇ શકતા નથી. એમ સંભળાય છે કે, તેણે કોઇ કારણસર પ્રવાહ આવવાના પ્રદેશોને સિમેન્ટથી પૂરી નાંખેલો છે, એકલા તમે નહિ, પણ તમારી માફક ઘણા ભાવિક, દર્શનાર્થે આવેલા ભક્તોને આથી કંઇક નિરાશ થવાને કારણ મળે છે તેથી બીજું તો શું, પણ જરી શ્રદ્ધા તો ઓછી થાયજને ?

ના ! બાપજી ! ના ! એવું તો કંઈ નહિ, પણ જાણોજ છો ને કે, ઘણા ખરા તો એ ચમત્કાર જોવા સારૂજ આવે; અને તેથી વળી પૂરી શ્રદ્ધા બેસે. ગોરધન વાણિયાએ વળી વચમાં વટાવ કાઢયો !

નરસિંહે પૂરવણી કરવા માંડી-બાપજી ! વાતતો ખરીજ છે ને ? બાકી હાલના વખતમાં તો જાણોજ છો ને કે, મહાદેવનાં દર્શન કરવા ટાંટિયા તોડીને આવા નિર્જન પ્રદેશમાં આવવું એ તો અશક્યજ ને ? વસ્તીમાં ક્યાં મહાદેવની ખોટ છે ?

“ કાળીદાસ ! એક વાત તો જાણવા જેવી છે. શ્રી શંકરાવતાર ભગવાન શંકરાચાર્યે અનેક પાખંડ મત મતાંતરોનું ખંડન કરીને, એવું એક ન્હાનામાં ન્હાનું

ગામ આર્યાવર્તમાં બાકી મૂકયું છે કે, જેમાં શંકરનું દેવળ ના હોય ? મ્હારૂ વ્હાલું સૌ ઘરના ગામડામાં જઈએ ત્યાં પણ કંઈ ના હોય તો છેવટે ન્હાની દેરી પણ હોય ! જંગલમાંથી પસાર થતાં ગામ જણાયા પહેલાં નિશાની તો એજ માલમ પડે છે કે, શિવાલયની ફરફર કરતી ધર્મ ધ્વજા જણાય ! ઘર વગેરે તો પછી. આપે શંકર દિગ્વિજય તો વાંચ્યો હશે ! વાહ ! અલ્પાયુષ્યમાં કેવી રીતે દિગ્વિજય કરી સનાતન ધર્મનો પાયો પુનઃ કેવો મજબુત ચણી દીધો કે, હજારો વર્ષ થયાં, કોક કોક ઠેકાણે લૂણો લાગ્યો છે, પણ કાંકરી ખરે છે ? નમન છે એવા ઈશ્વરાવતાર સનાતન સ્વધર્મ સંરક્ષક મહદ્પુરૂષને !" ખરેખર આથીઃ—

यदा यदाहि धर्मस्य ग्लानिर्भव निभावत ।
अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

ઉકત ભગવદ્ વાકય સત્ય ઠરે છે. "ધર્મનું સ્થાપન કરવાને માટે તેમજ અધર્મિઓનો ઉચ્છેદ કરવાને માટે પરમ મંગલ ત્રિમુંતિ પૃથ્વિપર અવતાર ધારણ કરે છે." એ સર્વાંશે સત્ય છે.

મહારાજની રૂદ્રી પૂરી થઈ. વાતો પણ આવી રહી. બરાબર સાડાદસ અગિયારનો સમય થયો હશે. સર્વ ભોળાનાથને પૂર્ણ ભકિત ભાવથી દંડવત્ કરી શિવાલયમાંથી ધર્મશાળામાં ગયા. લુગડાં વગેરે પહેરી કરી તૈયાર થઈ ગયા. નૃસિંહની સૂચના મુજબ રા. કાન્તે કાળીભાઇને આડ

આના આપી પ્રણામ કર્યાં. આશિષ આપતાં કાળીભાઇ ગોરે દક્ષણા ગૃહણ કરી. ખુશી થતાં અંતિમ નગહૃહિતાપદિ શ્રી શંકરનાં દર્શન કરી. પરમ મંગલ પ્રદેશમાંથી પવિત્ર ભાવે ચાર જણે ચાલવા માંડયું. રસ્તામાં અનેક પ્રકારની વાતો થઈ. વચ્ચે વીરભૂમિ આવતાં વીરવંર મહારાણા પ્રતાપનાં ઘડીભર યશોગાન ગવાયાં. કાન્તે હંગાડી સ્ટેશન આવતાં સુધી મહાવીર ટેકધારી પ્રતાપસિંહનું જીવન ચરિત્ર સંભળાવતાં સર્વના હૃદયમાં આનંદ આનંદ જાગૃત કરી મૂકયો. સર્વના મુખમાથી એકજ સમયે ઉદ્ગાર નિકળી ગયા. ધન્ય ! ભારત વીરભૂષણ મહારાણા પ્રતાપ !

બરાબર દોઢ વાગ્યાની તૈયારી થઇને, હંગાડી સ્ટેશને આવી પહોંચ્યા. નમસ્કાર કરતા ગોરમહારાજ ઘેર ગયા; અને મિત્રો સ્ટેશનપર એક બ્રેન્ચપર વિરામ લેવા બેઠા. આરામ લીધો ના લીધો એટલામાં ધમધમ કરતી ગાડી આવતી જણાવા લાગી. નરસિંહ જઇને હુંગાડીથી નરક્ષેત્રની ટિકિટ કરાવી આવ્યો. ત્રણે જણ ગાડીમા બેઠા. ગાર્ડે સિસોટી મારી અને ધ્વજા બતાવી, સિસોટીનો સિસોટીથી જ પ્રત્યુત્તર વાળતાં, ગાડી હાંકનારે વિલાયતી પાડાની લગામ ખેંચીને ઉપરથી એક એવી ચાબૂક મારી કે, પછી પૂછવુંજ શું ? એ તે કંઇ આપણી ડમણિ કે પેલું રગશિયું ગાડુ દેખ્યુ ? એ તો એક પછી એક સ્ટેશન પર સ્ટેશન આવવા માંડયાં. આણંદ આવતાં ઉતરવું પડયું, અને ત્યાંથી

વળી બીજી ગાડીમાં બેઠા. આણંદથી ઉપડેલી ગાડી બરાબર સાયંકાળના છ સાડા છએ નરક્ષેત્ર આવીને થાક ખાવા લાગી. હાંકનાર ઍન્જીનને પાણી પીવરાવવા લઈ ગયો, ત્યાંસુધી ગાડી ઉભી રહી. આ તરફ ત્રિમૂર્તિ ટિકિટ કલેકટરને ટિકિટ બતાવી, સ્ટેશનપરથી ગાડી કરાવી ઘેર ગઈ.

ઘર આવી પહોંચ્યું. ગાડી ખાંચા આગળ ઉભી રહી. લક્ષ્મી વરસાદની માફક વ્હાલમની વાટ જોઈ રહી છે કાન્તને ગાડીમાંથી ઉતરતા દેખી, તેને અત્યંત આનંદ થયો. નયનમિલન થયું ! લક્ષ્મીએ પાણીનો લોટો ભરી લાવીને આગળથી મૂકી દીધો. એટલામાં ત્રણે મિત્રો નિસરણી ચઢતા ઉપર આવી પહોંચ્યા. લક્ષ્મીએ મુસાફરીના સમાચાર પૂછયાં; કાન્તે ઘર બાબતના વર્તમાન સાંભળ્યા. મહાદેવની માનેલી માનતા કાન્ત જાતે જઇને પૂરી કરી આવ્યાથી, લક્ષ્મીનો જીવ હવે હેઠો બેઠો. “કાન્તની ગૃહદેવી મહાદેવના મહારૂણથી મુક્ત થઇ !”

નરસિંહ પાણી પી કરી ઘડીક થાક ખાઇને કાન્તની પાસેથી રજા લઇ, મોડેથી આવવાનું કહી, પોતાને ઘેર ગયો. લક્ષ્મીના કહેવાથી, કાન્તે ગોરધનભગતને પોસ્ટકાર્ડ લેવા મોકલ્યો; અને પતિ–પત્ની અમદાવાદ જવાના વિચારમાં ગુંથાયાં. કાન્તના આવતા પહેલાં, લક્ષ્મીએ ફક્ત જોઇતી ચીજો બહાર રાખી, બધી ચીજો સંભાળીને સારી રીતે પેક કરી દીધી હતી; કારણ જતી વખતે પાછી ગડબડ ના કરવી પડે.

ગોરધનભગત પોસ્ટ કાર્ડ લઇને આવી પહોંચ્યો. લક્ષ્મીની સૂચના મુજબ કાન્તે તેમના પિતાને પોતાના આવવાના સમાચાર કાગળમાં જણાવી દીધા, અને કાગળ ગજવામાં નાંખ્યો. લક્ષ્મી દેવતા પાડવા લાગી; કારણ શોમપ્રદોશ હોવાથી આજે એકવાર ફક્ત સાંજે જ ભોજન કરવાનો નિયમ હતો. કામકાજ કરતાં એકાએક કંઇક સાંભળી આવવાથી લક્ષ્મીએ કહ્યું–તમારો સામાવાળિયો પેલો ઉસ્તાદખાં તમારા અમદાવાદ જવાના સમાચાર તેણે જાંણ્યા હશે ને, તેથી સવારમાં લગભગ આઠ નવ વાગે તમને મળવા આવ્યો હતો. કોણ જાણે એવું તે શું કામ હશે વારૂ! પાછો મૂઓ કહી ગયો છે કે, જો, જો! ત્હેને મળ્યા શિવાય જાય નહિ! માટે જઇ આવો તો ખરા કે, શું કહે છે? આપણે માગીએ છીએ તે રૂપિયા પણ લેના આવજો હો! માગજો! માગજો! મ્હારી સાળી એવી તે શરમ હોય! કેમ ગોરધનભાઇ!

ભાઇસાહેબથી મંગાય એ તો આશા જ ના રાખશો. ભાઇ! ચાલોને જઇયે તો ખરા! ગોરધનભાઇ ચાલતી ગાડીમાં ચઢી બેઠા.

રા. કાન્ત અને ગોરધને સમજીને ચાલતી પકડી. લક્ષ્મી રસોઇ કરવાની ખટપટમાં પડી. રસ્તામાં ભાઇબંધ દોસ્તદારને મળતાં, જવાના સમાચાર કહેતા એક બીજાને સલામ કરતા ઉસ્તાદખાંને ત્યાં જઇ પહોંચ્યા. કોણ જાણે રોજના કરતાં આજ કંઈ ઑરજ દેખાવ રા. કાન્તની

દ્રષ્ટિએ પડયો ઉસ્તાદખાં રા. કાન્તને જોતાં જ સલામ કરતો આવો! ભાઇ સાહેબ! કહેતો ખુરશીપરથી ઉભો થઇ આદર આપવા લાગ્યો. નરક્ષેત્ર આવ્યા પછી, ઉસ્તાદખાંના મુખથી જે ઉદ્ગાર રા. કાન્તે શ્રવણ કર્યા હતા, તેનાથી આજ કંઇ તદન જૂદાજ ભાવ અને ભક્તિ તેને જણાઇ આવી. ઉસ્તાદખાંએ, બહાર આવી તેની રમુજી છોકરીને ભગવાનજીની હોટેલપર જઈ બે બ્રાહ્મણિયા કપ અને ત્રણ પાન લાવવાનું કહેવા મોકલી. ત્રણે જણ મૌન્યજ હતા. ચાર પાંચ મિનિટમાં તો પિત્તળના પ્યાલામાં ચ્હા લાવી ભગવાનજી ટેબલપર મૂકીને ચાલતો થયો. પૂર્ણ વિનયથી ઉસ્તાદખાંએ વાત ઉપાડી—સાહેબ! કાલે જ જવાનો ઇરાદો રાખ્યો છે કે શું?

કાન્ત—હા!

ઉસ્તાદ—ઘેરથી કોઇએ કંઇ સમાચાર કહ્યા હતા કે?

કાન્ત—તેથીજ આવવાનું બન્યું.

ઉસ્તાદ—ત્યારે, સેવક કદાચ આપને ત્યાં ના આવ્યા હોત તો, આપ તો મળ્યા શિવાય જ ચાલ્યા જાત. કેમ ખરૂ મહેરબાન?

કાન્ત—શું તમને એમ લાગે છે? હજુ તમને પરિચય થયો નહિ!

ઉપરનું વાક્ય સાંભળતાં ઉસ્તાદખાં ગળગળો થઇ ગયો. તેણે જવાબ આપ્યો—હવે ગઇ ગુજરી ભૂલી જાઓ! એજ માગણી! આપનો મ્હને પૂર્ણ પરિચય થયો છે.

કાન્ત—વાહ ! શું ભૂલવાનું છે ? બે ફીકર રહો !

ઉસ્તાદ—આપને સતાવવામાં મ્હેં ક્યાં કચાશ રાખી છે ! આપના જેવો નેક અને સાફ દીલનો ઇનસાન મ્હેં મ્હારી જીંદગીમાં એક પણ જોયો નથી. સાહેબ ! બધું ભૂલી જજો.

કાન્ત—ભાઇ ! ભૂલીજ ગયો છું. મ્હેં શું કર્યું છે ? મ્હેં જે કંઇ કર્યું છે, તે એક જણે બીજાને માટે જે કંઇ કરવાનું છે તેના કરતાં કંઇપણ વધારે કર્યું નથી. આટલા સમયે પણ તમને જે પશ્ચાત્તાપ થાય છે, તેથી મ્હને પૂર્ણ આનંદ થાય છે. સાંભળો :—

"પાપ પછી પાપી કરે જો કદી પશ્ચાત્તાપ,
ઇશ્વર કે ગુરૂ આવીને ઉદ્ધારી લે આપ."

ઉસ્તાદ—વાહ ! સાહેબ ! વાહ ! આજ દીન સુધી આપની સાથે દગાબાજી રમ્યો છું, તેનો બદલો આપે કેવી રીતે વાળી આપ્યો એ-જ્યારે મ્હને સાંભળે છે, ત્યારે મ્હારા કરેલાં નીચ કામો તરફ મ્હને બહુજ તિરસ્કાર છૂટે છે, એજ મ્હને નીચું જોવરાવે છે. (ગોરધન ભગત તરફ નજર ફેરવી) ભાઇ ! આપનું નામ !

ગોરધન—જી ! મ્હારૂં નામ ગોરધન છે.

ઉસ્તાદ—ગોરધનભાઇ ! મ્હેં જ્યારે એમને નરસિં-ગ્રમાંથી નોકરી છોડાવી, ત્યારે તેમણે તેના બદલામાં મ્હને તેમની પોતાનીજ જગ્યા અપાવી. જુવો ! મેનેજર મ્હારા ઉપરના ગઇકાલના ઑર્ડરમાં શું લખે છે ?

ગોરધન ભગતે પત્ર લઇને વાંચવા માંડયો.

મી. ઉસ્તાદખાં ! અમદાવાદ તા. ૩૦-૬-૧૫

મી. કાન્તે પોતાની રાજી ખુશીથી રાજીનામું આપ્યું છે તમે પહેલાં તમારા વતનમાંજ નોકર રહેવાને અરજી કરેલી, તેના જવાબમાં જણાવવાનું કે, મી. કાન્તના તા. ૧૮-૬ ૧૫ ના કાગળમાં તમારે માટે ખાસ ભલામણ હોવાથી, તેમના વિશ્વાસ પર અમો તમોને તેમની જગાપર રાખી લઇએ છીએ. તા. ૧-૭ ૧૫ રે તેમનો અમારી સાથેનો સબંધ છૂટો થાય છે. લી. તમારા વિશ્વાસુ

ડરટરચંદ મેનેજર.

, ગોરધને કાગળ વાંચી સોંપી દીધો ભલા છો ! એમાં શું થયું ! જે કરે છે તે માણસનું તકદીરજ કરે છે. સમજ્યા ? ભાઇ ! ગોરધનભાઇ ! ચ્હાને ઇનસાફ આપી દ્યો.

હા ! જી ! હા ! હું તો ભૂલીજ ગયો ઉસ્તાદખાંએ કહ્યું.

બે મિત્રોએ ચ્હા પી લીધો. ઉસ્તાદખાંએ સલામ સાથે બન્નેને પાન આપ્યાં. સમજો કે, આજ "સ્નેહ સબંધની શરૂવાત"

જમવાનો સમય થયો હશે. કેમ ભાઇ ! જઇશું હવે ! ઉભા થવાનો ઇસારો કરી કાન્તે ગોરધનને કહ્યુ. જી ચાલો. કહેતો કે ગોરધન ઝટ દઇને ખુરશી પરથી ઉભો થયો.

ગોરધન અને કાન્તે શેકહેન્ડ કરી ચાલવા માંડયું. તે વખતે નીચા નમી ઉસ્તાદખાંએ રૂ. ૫, રા. કાન્તના કા. ામાં

મૂકયા. અપરાધોની આજીજી સાથે ક્ષમા યાચી, સ્ટેશન પર હાજર રહેવાને કબૂલ્યું. સાહેબજી કહેતાં ત્રણે જુદા પડયા વચ્ચે પોસ્ટ આવતાં કાગળ પણ લૅટર બૉક્ષમાં નાંખી દીધો. ઉસ્તાદખાંના હૃદયના થયેલા પરિવર્તનથી, કાન્ત ખૂશ થતાં, અત્યારે તેની પવિત્ર પ્રત્યક્ષ અનુભવેલી લાગણીને માટે તેને ધન્યવાદ આપતાં, તેનાં રાક્ષસી કૃત્યોને ભૂલી જઇ આખે રસ્તે વખાંણ કરતા, બેઉ મિત્રો પાંચ દસ મિનિટમાં ઘેર પહોંચી ગયા. સગાં-સંબંધી મળવા આવ્યાં હતાં, તેમને પણ જવાનો અચૂક સમય સૂચવી દીધો. સર્વ સ્ટેશનપર આવવાનું કહી ચાલ્યાં ગયાં. આખા દિવસના ભખ્યા ડાંસ જેવા કાન્તે વગર પૂછે અબોટિયું પહેરી લીધું, અને જમવા બેઠા. ગોદધનભગત પણ એક જગાપર ગોઠવેલા પાટલાપર બેસી ગયો. લક્ષ્મીએ બન્ને ભાઇબંધોની થાળી પીરસી દીધી. ઉભય મિત્રોએ આરોગવા માંડયું. હસા-મશ્કરી કરતાં જોતજોતામાં કાન્ત જમીને ઉભા થયા. એટલામાં ગોરધને પણ હાથ ધોઇને, થાળી વાડકી અજવાળી અબોટ કરી લીધો. પાન સોપારી ખાતા નિરાંતે કાન્ત અને ગોરધન ઝરૂખામાં ખુરસીઓ નાંખી પેટે હાથ ફેરવતા વાતો કરવા લાગ્યા. લક્ષ્મી પણ જોતજોતામાં જમી પરવારીને બહાર આવીને બેઠી. નરસિંહ પણ આવી પહોંચ્યો. વાતોમાં ને વાતોમાં નવ વાગ્યા. દુર્દૈવે વચમાં વળી, એક નવું ધતિંગ ઉભું કર્યું—ત્યારે....

આ નરસિંહભાઈ પણ આવ્યા છે, લાવો ફક્ત બેડીંગ શિવાય વાસણ-કુસણ વગેરે બધું બાંધી દઈએ. એટલે એ પણ જાણે કે, એક કામ પત્યું.

કાન્ત—કેમ ! કાલ સવારે તો રાંધવું પડશે ?

લક્ષ્મી—કાલ તો, વિષ્નુપ્રસાદવૈદ્યને ત્યાં જમવા ગયા શિવાય ચાલે તેમ નથી સૌ દહાડાનો સબંધ એક ઘડીમાં નજીવી બાબતમાં તોડી નાંખવો એ સારૂં કહેવાય? આજ તો એમનાં વહુ બપોરે આવીને ઝૂડી માફક વળગ્યાં હતાં. છોકરીના સમ ખવરાવીને ગયાં છે. કહો નરસિંહભાઇ ! પછી ના કહેવાય ?

નરસિંહ—તમારે કયાં બારેઘડીએ એને ત્યાં જવું છે ?

કાન્ત—વાહરે, વાહ ! નરસિંહભાઇ ! તમે પણ ચાલતી ગાડીમાંજ ચઢી જતાં શિખ્યા છો કે શું ?

લક્ષ્મીએ ઉઠોને હવે કહી ચાલવા માંડ્યું. પાછળ કાન્ત પણ ખુરસી પરથી ઉઠીને ગયા; એટલે પછી ગોરધન ભગત અને નરસિંહજી પણ હાથમાં પોતિયું ઝાલીને દંપતીની પાછળ જાય, એ કંઇ નવાઇ જેવું નથી. બધું પેક થઈ ગયું. પહેરવાનાં કપડાં અને બેડીગ શિવાય કશુંએ છૂટું ના મળે. વાંણિયા મૂછ ઉંચી ચઢાવતા ગોરધન ભગતે માથુ ધૂણાવતાં પોતાને હાથેજ માન ખાટયું-કેમ, ભાભી હવે કંઇ હુકમ ?

બસ ભાઇ ! હવે સવારમાં બેડીંગ બાંધી દેવાશે. ઠીક

મહેનત કરી. વાહ ! લક્ષ્મીએ ગોરધનભાઇને ગૅાળ ગૅાળ કરી નાંખ્યા.

બાપુ ! હવે કંઇ પથારી થાય તો તો ઠીક પડે; જરીક પડે પડે વાતો સારી થશે. ચાલી ચાલીને હુંસ નિકળી ગઇ છે; તમને શી ખબર ? લક્ષ્મીને કાન્તે કહ્યું.

પતિ ઇચ્છાને આધીન પ્રતિમાએ બે દોસ્તદારોની પથારી ઝરૂખામાં કરી દીધી કાન્ત અને ગોરધન પથારીમાં પડયા. નરસિંહને પણ થાક લાગેલો હોવાથી તે પણ સવારમાં આવવાનું કહી ઘેર ગયો. બે મિત્રો પણ એટલીજ રાહ જોઈ રહ્યા હતા. નરસિંહ ગયો કે બેઉ ઘીમાં માંખ પડે તેમ જોત જોતામાં લસલસાટ ઉંઘી ગયા. લક્ષ્મી પણ પાણી પીવાના લોટા બહાર મૂકી ઓરડીનું બારણું વાસી નિરાંતે ઘેર જવાના આનંદમાંને આનંદમાં ઉંઘી ગઇ.

દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ એ તો સૃષ્ટિના આદી સમયથી ચાલ્યુંજ આવે છે. ભરભાંખરૂ થતામાં તો, લક્ષ્મી સ્વપ્નમાંથી ઝબકીને જાગી ઉઠી. પ્રભાત થયું જાણી, પ્રમાદ ત્યાગી, પોતે પોતાની મેળે દાતણપાણી કરી શીતળ જળે સ્નાન કરી લીધું. પાડોશીને ત્યાંથી માગી આણેલું અડધિયું પાણીથી ભરીજ રાખ્યું હતું. એટલામાં વળી કાન્ત અને ગોરધન બન્ને ઉઠીને એક પછી એક ઝાડે ઝપટે જઇ આવ્યા; અને દાતણપાણી કરી તેમણે પણ સ્નાન કરી લીધું. ગોરધન ભગત પાસેના ગોસાંઇજી

મહારાજના મંદિરમાં મગળાનાં દર્શન કરવા ગયો. એટલામાં તો કાન્તે સંધ્યા પાઠ પૂજા વગેરે ઉતાવળે ઉતાવળે કરી લીધું, ત્યાં તો વિષ્નુપ્રસાદ વૈદ્ય આવ્યાજ છે ને કાન્તે સતકાર કર્યો—આવો વૈદ્યરાજજી !

આવ્યા તો ખરાજ તો ! જુવો ! કાલતો કહી ગયા છે, તોયે મ્હેં કીધું એ તો ભાઈ સાહેબ છે; પાછા આવે કે ના આવે, માટે આ મ્હારે જાતે ફરી ધકકો ખાવો પડયો. કેટલા વાગ્યાની ગાડીએ જવાનો વિચાર રાખ્યો છે?

કાન્તે પ્રત્યુત્તર વાળ્યો—દોઢ વાગે જે ગાડી ઉપડે છે તેમાં, માટે સાહેબ ! જરી ઉતાવળ કરાવજો કંઇ વાંધો નહિ !' કહી, કાન્તે પોતાને ત્યાં જમવાનું આમંત્રણ સ્વીકાર્યું એથી વૈદ્ય ખુશી થતા ઘેર ગયા, અને તાકીદે રસોઇ કરવાને સૂચના આપી. વાંચકને જણાવવાની જરૂર છે કે, વૈદ્યના ભાગમાંજ રા. કાન્તે નરક્ષેત્રમાં દુકાન રાખી હતી. સાત, આઠ મહીના ભેગા બેઠા—ઉઠયા, તે સ્નેહ સંબધ એકદમ જતી વખતે તોડી નાંખી અમદાવાદી શા માટે ઠરવું ?

ગોરધન દર્શન કરીને આવે તે પહેલાં તો રા. કાન્તે બેડીંગ બાંધી દીધું. પારકાની માગી આણેલી ચીજો આભાર સાથે પાછી જેની હતી તેને સોંપી દીધી. નરસિંહ અને ગોરધન ડોલતા ડોલતા આવ્યા. નરસિંહે પોતાને અગત્યનું કામ હોવાથી સ્ટેશન પર ચોકકસ મળવાનું વચન આપી, રજા લીધી. કાન્તે ખુશી થતાં તેમ કરવાને હા

પાડી. નરસિંહ ચાલ્યો ગયો. લગભગ નવ સાડાનવનો અમલ થયો હશે. લક્ષ્મીએ પિયરનાં સગાંવ્હાલાંને મળવા જવા માટે પતિ પાસે રજા માગી. કાન્તે ખુશીથી જવાની આજ્ઞા આપી. થોડીવાર પછી કાન્ત પણ ગોરધનને લઇને ભાઇબંધ દોસ્તદારની મુલાકાત લેવા ગયા.

અગિયાર થતામાં તો બે ભાઇબંધો પાછા ઘર આગળ આવી પહોંચ્યા; હવે માત્ર તેઓ લક્ષ્મીનીજ રાહ જોતા રહ્યા. લક્ષ્મી આવતાંજ ઘર ઉઘાડયા શિવાય બારોબાર ત્રણે જણ વૈદ્યને ત્યાં જમવા ગયાં. વૈદ્યને ત્યાં જતાં, રસોઇ તૈયાર જ હતી, સર્વેએ તાકીદે જમી લીધું. લક્ષ્મીએ વૈદ્યની ન્હાની છોકરીના હાથમાં ચાર આના મૂકયા. પ્રણામ કરતાં ભાઇબંધો અને વૈદ્ય પત્ની—લક્ષ્મી વગેરે સૌ હોશિયાર રહેજો ! આવજો ! ના પોકાર વચ્ચે જૂદાં પડયાં.

સગાંવ્હાલાં ભાઇબંધ દોસ્તદાર ઘર આગળ આવીને રાહ જોતાં બેડાં હતાં. ત્રણે જણ ઘેર આવી પહોંચ્યાં. લક્ષ્મીએ ઓરડીનું તાળું ઉઘાડયું; ગોરધન અને આવનાર હિતસ્વિઓએ સામાન લેવરાવવા માંડયો. પડોશમાંનો એક માણસ કાન્તના કહેવાથી ગાડી કરી આવ્યો. સૌ સરસામાન ગાડીમાં મૂકી દીધો. ઓરડીનું ભાડું ચઢતું રાખી, ઓરડીને પોતાનું તાળુ મારી દીધું. પડોશમાંનાં કેટલાંક માણુસની કિંમ્મત સમજનારે જતી વખતે દિવ્યદંપતીને સ્નેહ પૂર્વક ક્ષેમકુશળ કહ્યા; થોડે છેટે સુધી વળાવવા

આવ્યાં. પતિ-પત્નીએ સર્વને અંતઃકરણ પૂર્વક આભાર માન્યો. માત્ર કાન્તના મનમાં એટલુંજ લાગી આવ્યું કે, પોતે જવાનો છે, એવું શરૂવાતથી જાણતો તેનો મિત્ર અને મિત્ર પત્ની થયેલા કલહને જૂદા પડતી વખતે પણ જીગરમાં પૂરી રાખી, કોણ જાણે કયાં ચાલ્યાં ગયાં હશે! અસ્તુ! પાંચ પચીસ સ્વજન સહિત ઉભય પતિ-પત્ની થોડા સમયમાં સ્ટેશને પહોંચી ગયાં રા. કાન્ત અને ટિકિટ કલેકટરને સારો સ્નેહભાવ હોવાથી સાથે આવનાર સર્વને ટિકિટ કલેકટરે પ્લેટફૉર્મ પર જવા દીધાં.

ગાડી આવવાને લગભગ પા એક કલાકની વાર હશે. મી. ઉસ્તાદખાં તેના બીજા કેટલાક દોસ્તદારો સહિત ટાઇમસર આવી પહોંચ્યો. બીજા પણ સ્નેહીઓ એક પછી એક આવતા ગયા. ગોરધનભગતને પૈસા આપી, કાન્તે ટિકિટ કરવા મોકલ્યો. ઉસ્તાદખાં રા. કાન્તનો હાથ ઝાલી આનંદમિશ્ર દિલગિર હૃદયે તેમને એક જગાએ લઇ જઇ કંઇ કહેવા લાગ્યો; એટલામાં ગાડી આવી પહોંચી. કાન્ત ચાલતા થયા, તેની સાથે ઉસ્તાદખાં વગેરેએ પણ તેમની સાથે ચાલવા માંડયું.

ગોરધન નરસિંહ વગેરે સ્નેહીઓએ ટ્રંક-બેડીંગ-પોટલાં વગેરે સામાન ગાડી આવતાની સાથે જોતજોતામાં એક ડબામાં મૂકયો. આ મંડળમાં સૌ. લક્ષ્મી અને પુરૂષ વર્ગમાં રા. કાન્ત તદન જુદાંજ પડતાં હતાં. એ સમયે

નહિ ધારેલો બનાવ રા. કાન્તની દ્રષ્ટિએ પડયો. મી. ઉસ્તાદખાંએ એક માણસના હાથમાંની છાબડીમાંથી એક મોટો હાર અને છડી કાઢી, અને ફોજદાર સાહેબના હાથમા આપી. ઉસ્તાદખાં હાથ જોડીને ઉભાજ રહ્યા. ફોજદારે નમન સાથે રા કાન્તની કોટમાં પુષ્પમાળા પહેરાવી દીધી. સ્નેહી મંડળે તાળીઓના અવાજ સાથે યથોચિત માન આપ્યું. રા. કાન્તે આભાર પ્રદર્શિત કરતાં પ્રથમ ફોજદાર અને પછી મી ઉસ્તાદખાં સાથે શેકહેન્ડ કરી, અન્ય સર્વ સ્નેહી મંડળને પરમ પ્રેમપૂર્વક પ્રણવદન કર્યા. એટલામા ગાર્ડે ધ્વજા બનાવી તરતજ સિટી મારી, ઉસ્તાદખાંએ બારણું ઉઘાડી બેસાડતાં આવજો! પધારજો! કાગળ લખજો! બોલ્યું ચાલ્યું માફ કરજો! વગેરે સમયોચિત ઉદ્‌ગાર કાઢયા. સાહેબજી! ભાઇ! વગેરે શબ્દથી પ્રત્યુત્તર વાળતાં વાળતાં "લક્ષ્મી-કાન્ત" ગાડીમાં બેઠા. ગાડી ઉપડી, દૂર ગઈ ત્યાં સુધી, સ્નેહી જનો દ્રષ્ટિ ફેંકતાંજ રહ્યા! ગાડી અદ્રષ્ય થઇ! સર્વ ચાલ્યાં ગયાં. ઉજ્જ્વળ યુગલ પાછું માત-પિતાની અમી વર્ષાવતી શીતળ છાયા નીચે વિહાર કરવા પહોંચી ગયું!!

વાંચક! હવે જરી કંઈ થાક ખાશો કે?





## દ્વાદશ પરિચ્છેદ.

### પાપકુમ્ભની પૂર્ણાહુતિ.

वरं न राज्यं न कुराज्य राज्यं ।
वरं न मित्रं न कुमित्र मित्रं ॥
वरं न शिष्यो न कुशिष्य शिष्यो ।
वरं न दारा न कुदार दारा ॥ चा. नी.

દુષ્ટ રાય રાજ્યથી, ભલું ન રાજ્ય હોય તે,
મિત્ર દુષ્ટથી ભલું, ન હોય મિત્ર તોય તે;
દુષ્ટ શિષ્યથી ન શિષ્ય હોય તે ભલું વળી,
નારી કર્કશાથી તો, ન નારી હોય તે ભલી.

પ્રીત કર્યા પછી નવ ગજના કરીને પાંશરા રસ્તો માપવો ? બહેતર છે કે, એમ કરી પ્રીતિના નામને વગોવવા કરતાં શરૂવાતથીજ લટકતી સલામ ભરવી !

શું કરવું ? એ તો એમને એમ સંસારમાં ચાલ્યું આવે છે—આવ્યું છે; સદા સર્વદા સંબંધીનાં મન એક સરખાં

એકજ સમયે સાચવવાં એ કેમ બને ? માનો કે ના માનો પણ ખરી ખુબી તો ખરેખર ત્યાંજ સમાયેલી છે.

વાંચક ! મનમાં એમ ના સમજતા કે, આપણે પ્રિતમને ભૂલી ગયા છીએ. થોડા સમય પછી આજ આપણે તેની પ્રથમ મુલાકાત લેવાની છે. જોઇયે તો ખરા કે, પવિત્રીએ પ્રિતમ પર ગુજારેલા સિતમનું શું પરિણામ આવ્યું ! પવિત્રીના ટળવા પછી પ્રિતમના ઘરમાં પરમાનંદ પ્રસરી રહ્યો છે ! આપણે ક્યાં નથી જાણતા કે, પવિત્રી એ પ્રિતમને ત્યાં, "સૉ મણ જારમાં એક અંગારો હતો ?" પવિત્રી ઘરમાંથી વિદાય થઇ તેનું પરિણામ પ્રિતમને માટે યશસ્વી નિવડયું, તેને વિદ્યાભ્યાસ કરવાને સારો યોગ મળ્યો, અને તેનાજ પરિણામે પ્રિતમરાયે B. A. ની ડિગ્રિ મેળવી છે. આપણે પણ તેને માટે પ્રિતમને અંતઃકરણના ઉંડા ભાગમાંથી અભિવંદન આપીએ છીએ. શ્યામ વર્ણો સુશોભિત ઝભ્ભો લેવાને થોડા દિવસ પછી તેને મોહમયી નગરીની મુલાકાતે જવું પડશે. ઠીક ! એ પણ આનંદની વાત; પરન્તુ વાચક વર્ગ પણ ઘણા સમયથી વિચાર વમળમા ગોથાં ખાતો હશે, અને અમને પણ સમયે વળી એટલું સારૂ થયું કે, સાંભળી આવ્યું. બીજુ તો કંઇ નહિ, પણ પવિત્રી જે દિવસે પોતાનો અતુલ પ્રતાપ બતાવીને પિયર ગઇ તે દિવસે બરાબર સવારના સાડા દસે પ્રિતમને પત્ર કોનો મળ્યો ! કોનો પત્ર હશે

વારૂ! ક્યાંથી આવ્યો હશે તેમાં વળી કંઇ જાણવાનું હશે કે કેમ! આ એક અપૂર્વ શંકા છે.

"પાપનો ભરાયેલો ઘડો કઇ પળે ફૂટ દઇને ફુટશે તે કંઇ કહી શકાતું નથી; પરન્તુ એટલું તો ખરૂંજ કે, એ તો નિશ્ચયજ છે કે, કોઇ કાળે તે ફુટયા શિવાય રહે-તોજ નથી. ગૃહ પાધરા હોય છે ત્યાં સુધી વગર પરિશ્રમે, વગર વિચાર્યા ફેંકેલા પાસા સવળા થાય છે; યદી એજ ગૃહદશા ફરતાં પૂર્ણ ચાલાકીથી કરેલાં કુકૃત્યો પળવારમાં ઉઘાડાં પડી જાય છે! સો ટચનું સોનુ પણ ભાગ્ય બળે કથીર સમજાતાં ભાર રૂપ ગણી ફેંકી દેવાય છે! અરે! શેઠ! સાહેબ! કહેતાં જેઓની જીભના કુચા થઇ જતા હતા, પગનાં વગર પૂછે પગરખા ઉપાડી આગળ ધરતા, તે સેવકોના પગનાં પગરખાંના પ્રહારથી શેઠ—સાહેબના શિર પર ટાલ પડે છે! કહો! સમય શું નથી કરતો? મિત-ગના વાચનાલયમાંથી પુંજો વાળતી સુન્દરની દ્રષ્ટિ સામેના ઉઘાડા કબાટ પર પડી! એક ખુણા પર પડેલી ખાનગી કાગળની થોકડી પર હાથ નાંખતા, પવિત્રીના ગયા પછી જે કાગળ તે દિવસે સાડાદસે આવ્યો હતો, તેજ કાગળ તેના હાથમાં આવ્યો. ટેબલ પર મૂકી, ખુરશી પર બેસીને સુન્દરે અથથી ઇતિસુધી કાગળ બે ચાર વાર વાંચી જોયો. એ તો બિચારી છકજ થઈ ગઇ! એ એની સાથે કાગળ વાંચીને વાળી ફરી કવરમાં હતો તેમ બીડી, કમળાં

બાટમાં મૂકું જ છું ને, એમ ધારી પુંજો વાળવા મચી ગઇ ! કવર કબાટમાં મૂકવાનું ભૂલી જ ગઇ ! વિચારમાં ને વિચારમાં હાથમાં સાવરણી સહિત થેકડા ભરતી—" રાવણ સીતાને લઇ ગયો નાસી–રઘુપતિ રામ હૃદેમાં રહેજોરે ! ગાતી ગાતી ચાલતી થઇ ! ધન્ય ! પ્રભુ ! ત્હેં શું ધાર્યું છે !

બહાર ગયેલો પ્રિતમ ઘરમા આવતો કે, જેવો પોતાના વાંચનાલયમા જાય છે, ત્યાં તો ટેબલપરના કવર પર તેની દ્રષ્ટિ પડી. પ્રિતમે કવરમાંથી કાગળ કાઢયો, અને વિમાસણમાં પડયો કે ભૂલથી કદાચ કબાટ આજ ઉઘાડું રહી ગયું હશે તેની જ આ રામાયણ થઇ. હરિ ! હરિ ! કરતાં પ્રિતમે કવર અને ટેબલપર પડેલાં નકામી ચોપડીઓનાં થોથાં સંભાળપૂર્વક કબાટમાં મૂકી દીધાં. ઘણે દિવસે કવર હાથમાં આવવાથી વિસરેલી વાત અને તે દિવસે થએલું નાટક પ્રિતમની નજર સામે પુનઃ જાંણે નો ભજવાતું હોય તેમ થયું. કોણ જાણે વળી પાછું કંઇ શું સાંભળી આવ્યું કે, ધીરે રહીને મૂકી દીધેલું કવર બહાર કાઢયું, અને ખુરશીપર બેસી સમજો કે, વાચકના સદ્‌ભાગ્યેજ કાગળ કાઢી વાંચવો શરૂ કર્યો:—

તા. ૧૩-૩-૧૩.

સૌ, પવિત્રી !

મ્હારી સૂચના મુજબ મ્હારે માટે રૂપિયા ૭૫) નું પોલકું અને રૂપિયા ૫૭) નાં એરીંગ જે મ્હારી ફ્રેન્ડમાં

મંગાવેલ તે, યોગ મળેલો છતાં કહેવાનું ભૂલી ગયેલો, તો તે પડી રહ્યાં છે. તેને માટે આ કાગળ લખવાની જરૂર પડી છે. બંદોબસ્ત એવો કર્યો છે કે, ત્હારે મ્હારે ત્યાં રસોઈ કરવાનું બ્હાનું કાઢી, કાગળ મળતાં તાબડતોબ ચાલ્યા આવવું. મોતી નોકર ત્હારી માના કહેવાથી, ત્હારા સાસરે તેડવા આવશે. રસોઈનું તો થઈ પડશે ! કહે જોઈએ કંઇ પ્લૅાટ ગોઠવ્યા શિવાય તને કેવી રીતે મળીને ત્હારી મંગાવેલી ચીજો તને અપાય ? કાગળ મળતાં, જો જે વાર ના થાય !

રતિકાન્તની પ્રેમાશિષ.

'દાઝયા ઉપર ડહામ' ! પહેલી વખત પત્ર વાંચતાં પ્રિતમની શું સ્થિતિ થઇ હશે, તે વિચાર વાંચકે જ કરી લેવો. તેમાં વળી તે દિવસે પવિત્રીએ શરૂવાતથી જ લોહી ઉકાળો કર્યો હતો. પ્રિતમને તે દિવસ તો જીંદગીમાં એક સુવર્ણમય અક્ષરે હૃદયમાં કોતરી રાખવા જેવો હતો. અધુરામાંપૂરૂં પત્ર આવ્યા પછી કાગળમાં જણાવેલી સૂચના મુજબ મોતી નોકર પણ પાછળ જ આવ્યો હતો ને ! પત્રમાંની બિના પ્રિતમને અક્ષરસહ સત્ય લાગી. એ સમયે જો પ્રિતમના હૃદયને ચીરીને જોયું હોય તોજ માલમ પડે કે, તેના હૃદયમાં અત્યારે કેવો પ્રચંડ અગ્નિ સળગી રહ્યા છે !

અંતરની આવી સ્થિતિ છતાં પણ પત્ર વૃત્તાંન્ત ઘરના કોઈ માણુસને જાણવા દીધા નહિં. વિચાર હિંડોળે ઝૂલતાં જ ઉપરથી જાણે કંઈ છેજ નહિ એમ જણાવતાં પ્રિતમનો અં-

વસાત્મા અદ્રશ્ય રીતે નીચેની કડીઓને એક પછી એક યાદ કરે છે. પરમાત્માની શક્તિ તેમજ કૃતિનો ખ્યાલ કરતા જુવો ! અંતરવૃત્તિ કેવા કીમતી ઉદ્‌ગાર બ્હાર કાઢી રહીછે:-

"મન તું વૃથા વિચારો કરે, હોય જે ધાર્યું બિશ્વામ્ભરે (૨)
"આપ ચિંતવ્યું અદ્રરથી રળે. અચિંત્યું આગળઆવીમળે. મ.
"રામચંદ્ર મહારાજ અવધ રાજ્યાસન પર પગ ધરે,
"હરિ ઇચ્છાએ નરહરિ સરખા તજી રાજ્ય વન ફરે.-હોય.
"સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગ માયામાં પડે,
"કનક કુરંગે ચર્મને વશ થઇ રાવણ કાંધે ચડે.-હોય.
"જેનાથી નર નાગ તુચ્છ યમરાજ સરિખા ઠરે,
"એવો લંક અધિશ શીશદશ તુચ્છ કીશથી મરે."-હોય.

કોણ જાણે શો વિચાર આવતાં તેણે એકદમ સ્નાન સંધ્યા કરી લીધાં, અને જમવાનો સમય થયેલો હોવાથી જમવા બેસી ગયો. ભાભી સમજી ગઇ કે, કહો ના કહો પણ જે પચીસ ઘાંટા પાડવા છતાં જમવા ના આવે તે વગર બોલાવે ઉતાવળા ઉતાવળા દીયરજી જમવા આવીને બેઠા માટે કંઇ છે ખરૂં. મૂંગે મ્હોંએ ભાભીએ દેવને નૈવેદ્ય ધરાવી, એજ પ્રસાદી પ્રિતમ આગળ રજુ કરી. પ્રિતમ શું કામ પૂછવાની વાટ જુવે ! અડધું જમ્યો નહિ હોય એટલામાં તો તેના મ્હોટાભાઇ, પૂર્વ પરિચિત પાર્વતિશંકર આવી તે પણ સ્હાંમેના પાટલાપર બેસી ગયા. તેમનું પણ ભાણું ધીરૂભાઇને આગળ આવતાં, તેમણે પણ એટલી છોડી

બ્રહ્માર્પણ કરીને પેટની પૂજા આરંભી. જમતાં જમત વચ્ચે પાર્વતિશંકરે સહજ પ્રશ્ન કર્યો–કેમ ભાઇ! આ આટલી બધી ઉતાવળ કેમ? એ તો જેમ થવાનું હ એમ થશે. સમજ્યાને! એ તો હમણે સુન્દર જઇને બ ખબર કાઢી આવશે. જમ નિરાતે! સુન્દરના વગર ગ પ્રિતમને તો કમ્પારનીએ ખબર નાગી ગઇ હતી કે, ચ અરાઢ મહિનાની ઑલાદ કયાં ગઇ છે; અરે! શું કરવા ગ છે! એટલે હવે એ બાબત તેને પબ્લીકમા પોતાની થ આબરૂ થવાનો ભય ઓછો છે, એમ એણે માની લીધું મ્હોટાભાઇના સ્નેહયુક્ત ઉદ્ગારનો પ્રત્યુત્તર વાળતાં પ્રિતમે કહ્યું-મ્હોટાભાઇ! સુન્દરને મોકલવાની કંઇ જરૂર નથી. એ તો હું મ્હારી ફોડી લઇશ. સમજ્યાને? મ્હારે ઉતાવળ કરવાનું એજ કારણ છે. હું હમણે જ જમીને કાન્તાને ત્ય જાઉછું, તે ગમે ત્યાથી, ગમે તે રીતે સત્ય શું છે તે શો-ધીને એક ક્ષણમાં જણાવશે. માત્ર એકલા એનેજ જણાવ-વાની જરૂર છે. તમે સર્વ બેફિકર રહો! એમ કહી શાન્તિ વચન કહી હાથ ધોઇને પ્રિતમ ઉભો થયો. પાર્વતિશંકરે કહ્યું–ઠીક! ત્યારે કોઇને કંઇ જવા આવવાની જરૂર નથી. એ તો પ્રિતમજ એની મેળે બધું કરી લેશે. હા! હા! કહેતો પ્રિતમ પોતાને મેઢ ચાલતો થયો. પાર્વતિશંકર જમીને ઉઠયા નહોતા એટલામાં તો પોતે લુંગડાં પહેરી તૈયાર થઇ, પાણી પીને-મ્હોટાભાઇ! જાઉં છું, કહી દક્ષણી જોડા પ-

ફેરતો કે ચાલતો થયો. પાર્વતિશંકરે તેમની પત્ની તરફ નજર કરતાં—આજ કંઈ ભાઈનું ચક્કર ખસ્યું લાગે છે; ગમે ત્યાંથી સમાચાર મેળવ્યા શિવાય નહિ રહે!

એ કયાં કાચી બુટ્ટી છે ? એ વળી માણસ મારીને ભોંયમાં દાટે તોય માંનો છો કે, જરીકે કોઇને ખબર પડવા દે. એ તો એજ એને લગારે પૂરો પડે. ના હોય એ મહીં-કાંગલાનું કામ ! તમારા કરતાં ઉસ્તાદ છે. સમજ્યાને ? સમજુ વહુ બોલ્યાં.

સારૂને ? અમારા કરતાં ઉસ્તાદ છે, એમાં મ્હને શું નુકશાન છે ? બધું એ મળશે પણ મૂર્ખ ! ભાઈ જેવો ભાઇ મળે એમ છે ? " ભાઇ તો જનેતાની મૂર્તિમંત પ્રત્યક્ષ પ્રતિમા છે." કોઇ દિવસ ઉંચે મ્હોંએ સ્વર કાઢયો છે ? પછી ભલે ગમે તેમ હોય ! "વાડ સાચવે વેલને અને વેલ શોભાવે વાડને." ધન્ય ! પાર્વતિશંકર !

હું કયાં એમ કહું છું કે, એ બીજાની માફક નાદાન છે ! કે આમન્યા નથી રાખતા; પણ એ તો એમ કે તમારા કરતાં ભાઇશાબ! જરી ચકોર તો ખરાજ ને? તમે તો ભડભડિયા ! સમજુ વહુએ સમજણનો પતિને પડછો બતાવ્યો.

પાર્વતિશંકર સમજુ વહુનાં સમયોચિત સમજણનાં વાકયો સાંભળતાં જમીને ઉભા થયા; અને હસતાં હસતાં ઠીક ! ભાઇ ! કહેતા ત્યાંથી ચાલતા થયા.

ઘેરથી નિકળ્યા પછી પ્રિતમ રસ્તો કાપતો કાપતો

ચાલ્યો જાય છે; સાથે વિચાર માળાના મણકા ફેરવતોજ જાય છે. તેણે મન સાથે વિચાર કર્યો, જો કદાચ સાસરે જઈને પૂછીયે તો વચ્ચે વળી કંઈક આડું અવળું વેતરઇ જશે, માટે સરળ રસ્તો તો એ છે કે, ઘરના સામું પણ જોયા શિવાય સીધા રા. કાન્તને ત્યાં ચાલ્યા જવું. ત્યાં ગયા પછી રા. કાન્તની સલાહ પ્રમાણે સઘળી ઘ્લાન ગોઠવાશે. એજ વિચારને અંતઃકરણમાં ચોકસ સ્થાન આપ્યું. વિચાર આવી રહ્યા ને સાસરાનું ઘર આવ્યું. સાસુ, સસરા, સાળાવેલી સાળી વગેરેનો શયતાની સમાજ ચોકમાં ભરાયો હતો. બારણે એક દીન ભરથરી હાથમાં તંબુરી લઈ, "ધીકઃ સુવા ધીકઃ તુજને, ધીકઃ કામ વિકારજી." ગાતો ગાતો મૂષ્ટિ અન્નની યાચના કરતો હતો. તેનું પરોપકારી હૃદય પરમ ઉપદેશ કરતું હતું. પણ તેના દયાજનક કીમતી ઉદ્ગાર તરફ કોણ લક્ષ આપે ! એજ અરસામાં મી. પ્રિતમરાય પણ સસરાના ગૃહને સ્મશાન તુલ્ય ગણી, તે તરફ દ્રષ્ટિ પણ કર્યા શિવાય ઉલ્લંઘીને આગળ ચાલ્યો ગયો. ભરથરીના સ્હામે તાકી તાકીને જોતા દયાળુ કુટુંબની કરડી આંખમાં જમ જેવો જમાઇ આવી ગયો. તેમણે અટકળ બાંધી લીધી કે, નિશ્ચય પેલા કાન્તને ત્યાંજ આવ્યો હશે. જમાઇની નિન્દામાં જમણવાર માનતા કુટુંબે તેના દોષનો કોષ ઉઘાડી ગણત્રિ કરવા માંડી. અસ્તુ !

આ તરફ કાન્તના બારણા આગળ આવી પ્રિતમરાયે

ક્યાંક મારી—એ ભાઇ હશે કે ? પાછલે પડાળે ઘોરતા કાન્તે કોઇની બૂમનો અવાજ સાંભળ્યો કે, ઉઠીને આગળ આવીને જોયું. આવો ! આવો સાહેબ ! કાન્તે સ્નેહીના સત્કારની પરમાવશ્યકતા ધારી નિસરણી ઉતરી નીચેથી ઉપર બોલાવવાનું ઉચિત ધાર્યું. કારણ કાન્તનો મત એવો હતો કે, "સ્નેહમાંજ સત્કારની આવશ્યકતા છે." એમ જાણી નિસરણી ચઢતા મેડે ગયા. કાન્તે કહ્યું—મારાં ધન્ય દિવસ ઉદાન થયાં ! હવે તો કામ વધ્યું નેં ! હજુ ઝભ્ભા (બૅચલર ઑફ આર્ટસની પરિક્ષા પાસ કરી તેનો) નથી મળ્યો ત્યાં-સુધી તો ઠીક છે. પછી તો આ સેવક સાંભળશેજ શેનો !

મી. પ્રિતમરાયે ઉપર આવીને બેઠા પછી, કાન્તનું લૅકચર સાંભળ્યા કર્યું. પછી બોલ્યા વિના બંધ નહિ રહે એમ ધારી તેણે ઉદ્ગાર કાઢ્યા—તમને તો બધા ચાળાજ સૂઝે છે. એમ નહિ કે, ભાઇ ! કેમ આવ્યો તે જરીક પૂછીયે તો ખરા ! આડુ અવળુ જોયા શિવાય પોતાનુંજ હાંમે જવું ! જુવો ! બીજી એ વાતો ચિતો પછી કરવાની, પણ હું તો એક ખાસ કામ સારૂ આવ્યો છું. સમજ્યા મહેરબાન ! તમે જાણો છો કે, હાથમાંથી સટકી જઉં એટલે થયું ! કર્યા વિના છુટકો ક્યાં છે ?

કાન્તે કહ્યુ—ભલાભાઇ ! પણ કહીશ કે, એમને એમજ જ્યારે તમારૂં કામ ના થાય ત્યારે કહેજોને ? તમે એ પેલા એના જેવુંજ કરો છો ને !

ઠીક ! ત્યારે ક્યાં જણાયા શિવાય રહે તેમ છે ?

લ્યો ! જુવો ! એમ કહીને કાન્તના હાથમાં ભલા દીલના ભાવિક પ્રિતમે ભાઇબંધ કાન્તના હાથમાં ઝડપ લઇને વગર વિચારે પેલો કાગળ મૂકી દીધો. કાગળ વાંચીને અફસોસ કરતાં કાન્તે ધીરજ આપતાં કહ્યુ—ઠીક ! પ્રિતમરાય ! તમારા મતસ્નેહના સ્મર્ણ ચિન્હ તરીકે હું આ કાગળનેજ ગણું છું. જુવો ! કે, મિત્રરૂણથી પરમાત્મા મ્હને કંઇ મુક્ત થવા દે છે ! ઇશ્વર કૃપાથી જોતજોતામા તમારી ભાવનાનો વિજય કરૂં છું. લ્યો ! વચન. ધન્ય ! મિત્ર પ્રેમ ! કાન્તે આગળ ચલાવ્યું—જરીકે ગભરાશો નહિ. મ્હારે પણ આજ ત્યાંજ જમવા જવાનું છે. રસોઈ કેટલા વાગે થશે, એ ત્હેને પૂછવા જવાથી જે હશે તે આપોઆપ જણાશે ! રાંધવા ગઇ હશે તો, રસોડામાંજ હશેને? તમે પણ મ્હારી સાથેજ આવજોને ! એમાં શુ ? ઉભા રહેજો ! પછી જુવો ! કે, કેવી વસ્તુસંકલના ગુંથાય છે. એમ કહી કાન્તે પહેરણ પહેરી માથે ટોપું ચઢાવી, પ્રિતમને લઇને પવિત્રીની તપાસ કરવા જવામાં ચિત્ત પ્રોચું. વચમાં પ્રિતમે કહ્યું—કાન્ત ! અલ્યા જો જે ! પછી ઑડનું ઑડ ના થઈ જાય ? માત્ર બારિકાઇથી તપાસ કરીને પાછા ફરવાનું છે. માત્ર..એટલુંજ કે, એ ત્યાં, અથવા એને ઘેર કે, પછી ગમે ત્યાં પણ છે કે કેમ ! માત્ર એજ જોવાનું છે. મુખ્યત્વે હાલ તો આપણે એટલાનીજ જરૂર છે.

હવે તમે તમારે જે થાય તે જોયા કરોને. જે હશે તે તરત જણાઇ જશે. તમે તમારે મ્હારી પાછળ પાછળ

આવ્યા આવજો ને ! કહી પ્રિતમના નિકળ્યા પછી ઘરને સાંકળ મારી કાન્તે પ્રિતમ સહિત ચાલવા માંડ્યું.

કાન્ત જતો કે રતિકાન્તના ઘરમાં પેઠો, પણ ત્યાં કોઇ મળે જ શેનું ! ફક્ત રસોઇયો અંદરના ભાગમાં હીશો ! હીશો ! કરતાં મૂઠીયાં ખાંડતો હતો. માત્ર એટલુંજ જણાયું. પ્રિતમ બહાર કમાડને અઢેલીને ઉભો રહ્યો. તેણે પણ સારી રીતે જોઇ લીધું કે, રસોઇ કરનાર ફક્ત રસોઇયો એકલોજ પાપી પેટના ખાડો પૂરવાને પરિશ્રમ કરી રહ્યો છે. કાન્તે અંદર જઇને સવિસ્તર બાતમી જે જે રસોઇયાએ પ્રત્યક્ષ આંખતળે કાઢી નાંખ્યું હતું, તે તેના મ્હોંએથી સાંભળી લીધી; અને બહાર નિકળતાંજ જ્યાં ચોકમાંથી ખડકીના બારણામાં પગ મૂકવા જાય છે, ત્યાં તો માળ પરથી મદનોપાસક રતિકાન્ત–પવિત્રી એક બીજાના ગળે હાથ ભેરવેલો છે એવી નૈતિક રીતે, કિંવા સારા શબ્દોમાં કહીએ તો મનપસંદ પોઝીશનમાં ' સાબે–મડમ " ની માફક નિસરણી ઉતરી નીચે આવતાં હતાં. ફક્ત બેજ પગથિયાં ઉતરવાનાં બાકી હશે, ત્યાં તો પવિત્રી અને પ્રિતમે અણધાર્યો અનુચિત દ્રષ્ટિયોગ સાધ્યો ! ઝરૂખામાં કાન્તે આંગળી કરીને પ્રિતમને ઉપરોક્ત આબાદ સાન બતાવ્યો. અસાધારણ ક્રોધોદ્ભવ થયા છતાં, પ્રિતમ અને કાન્ત શાન્ત પાષાણ પ્રતિમાની માફક સ્તબ્ધજ ઉભા રહ્યા. પ્રિતમથી ના એક શબ્દ ઉચરાયો ! યાં ના રતિકાન્ત-પવિત્રી એક ડગ આગળ ભરી શક્યાં !

જુવો ! જુવો ! વાંચક ! જેઓના મ્હોં પર શાહી ઢળી ગઈ છે, એવા વિષથી નર્કપથગામી હુશરમાઓ નીઃશુંજ જોઇ રહ્યા છે. તેમને શું ખબર કે, સર્વ શક્તિવાન પૂર્ણ પ્રવિણ અદ્ભુત ખેલાડી આનંદઘન પરમાત્મા કેવા કેવા પ્લૉટ ગોઠવી શકે છે ! જ્યાં પ્રિતમ, રતિકાન્ત–પવિત્રીના સ્હામે હાથ લંબાવીને ઉછળતો કે, સિંહ ગર્જના કરતાં, એ.......કહેતાં આગળ વધી બોલવા જાય છે, ત્યાં તો કમનસિબ શેઠાણી ( રતિકાન્તની મા ) આવી ચઢયાં. હૃદય ભેદક દ્રશ્ય જોતાં દુર્ભાગી માતા ધરણી પર ઢળી પડી! આંખમાંથી અંગાર વરસાવતો પ્રિતમ પૂર્વજોની પરમ પુનિત પ્રતિષ્ઠાને પ્રાણાંત જાળવી રાખવાની લીધેલી પ્રતિજ્ઞાને યાદ કરી. સમયે વૈરનો વસુલાત લેવાની ભિષ્મ પ્રતિજ્ઞા કરી પત્થર પર પગ પછાડતો ચાલતો થયો. આગળ પ્રિતમ અને પાછળ કાન્ત ! વાંચક ! પ્રિતમને ફસાવવાની પ્રપંચ જાળ પાથરતા જતાં આ તો પવિત્રી ચરિત્ર પત્યક્ષ થયું ! કહો ! કહો !–કોણ કહી શકે છે કેઃ—

**પાપકુમ્ભની પૂર્ણાહુતિ ક્યારે થશે ?**

"હું આ કરૂં મ્હેં આ કર્યું, એ માનવી મિથ્યા બકે,
"નવ ઇશની આજ્ઞા વિના, કદી પાન પણ હાલી શકે,
"ચંદ્ર તારા સૂર્યને ગૃહની ગતિ આધીન છે,
"તે ઇશની ન્યારી કળા, જ્યાં સર્વ પ્રાણી દીન છે."



## ત્રયોદશ પરિચ્છેદ.

### મંગળા-લક્ષ્મી.

સહચર સૂણો શિખામણ સારી,
 સદા કરો સંગત જોઈ વિચારી.-એ...
કુસંગ કાજળ કોટડી, કુસંગીનું મુખ શ્યામ,
દુર્જન કેરા સંગમાં, થાય નામ બદનામ;
 જડી જેને સોબત જગમાં નઠારી,
 ગયું તે તો આ ભવ પરભવ હારી.-એ...

લક્ષ્મી બ્હેન !

કાન્તના પરમ સ્નેહી મિત્ર સજ્જનરાયની સૂચનાથી લક્ષ્મી-કાન્તને નરક્ષેત્રથી આવે લગભગ મહિનો થવા આવ્યો, છતાં બેમાંથી એકપણ બિલકુલ મળવા સરખાં આવ્યાં નથી, તેથી ઠપકો દેવા આવેલી સજ્જનરાયની પત્ની મંગળાગૌરીએ બારણાની સાંકળ ખખડાવીને ઉપર મુજબ બુમ મારી.

પરિચિત જનોના પોકારતો તરતજ પરખાય છે. તે મુજબ પોતાના એકાન્ત વાસમાં બેઠેલી, નિરાંતે રૂમાલ ભરતી લક્ષ્મીએ સાદ સાંભળતાંજ વીણાના જેવા સુમધુર સ્વરે, એ....આવો ! કહી મ્હારીએ ડોકીયું કરી, હાસ્ય ભરિત વદને, વધારામાં નયનદ્વારા સતકાર પૂર્વક સહિયણીને આમંત્રણ કર્યું. મંગળાગૌરી મેડે ચઢી. ઘણે સમયે એક બીજાનો મેળાપ થવાથી ઉભય સહિયણીઓ ભેટી પડી. વાંચક ! મારૂ સાળુ પવિત્રીને તો શરમ આવે હો કે !

લક્ષ્મીએ હાથ પકડીને મંગળાને નીચે બેસાડી. બેસતાંજ મંગળા બોલી—બા ! તમે તો આવે મહિનો થયો, પણ શેનાં મ્હોંએ દેખાડો ? આ વળી એ કંઇથી વાત લાવ્યા ત્યારે જાણ્યું કે, તમે આવ્યાં છો. અમે તો ગરીબ માંણસ ! અમારે તમારા શિવાય ના ચાલે, તમારે તો અમારાં જેવાં ઘણાંય હશે ! હોય !

લાચારી બતાવતાં લક્ષ્મી બોલી—તમે તો બેઉ જણ એવાં ને એવાંજ રહ્યાં ! ઘડીકમાં નજીવી બાબતમાં એ ઓછું આવે એ શું ! હું તો એજ માથાફોડ કરૂછું કે, જાઓને ! મળી આવો તો ખરા ! કહેશે જો આવ્યાં છે પણ એમાંથી એક જણુથીએ મળવા અવાયું ! પણ એ તો જયારે ત્યારે જઇશું ! આજ જઇશું ! કાલ તો નક્કી જઇશું ! એમ કહ્યા કરે છે. આજ સવારમાં પણ મ્હેં કેટલું કીધું હતું. ત્યારે કહે કેઃ લે ! આજ સાંજરે વ્હેલો આઈને જરૂર જઇશ ! કહો ! પછી હું તે શું કરૂં ?

મંગળા—તમે તો કુમળી બા, તમારાથી ઉમરા બ‑હાર પગ મૂકાય ! કાંકરા ખુંચેને ? હોય બા ! હોય.

લક્ષ્મી—(સ્મિતહાસ્ય કરતાં, કંઈક અડપલું કરીને) હા ! કાંકરા ખુંચે ! હવે કંઇ ?

મંગળા—ત્યારે તો ઘરની બ્હાર પણ શેનાં નિકળો ?

લક્ષ્મી—ના છૂટકે ! એ પણ મ્હારે જવું હોય તો જઉં.

મંગળા—ત્યારે એમ કહોને ! એ તો ભલા માણસ છે. ઘણુંએ જા જા કરતા હશે પણ મરજી વિના કંઇ માળવે જવાય ! વારૂ બા ! વારૂ. થોડા દહાડા પછી અમારા જેવાના રહામે એ નહિ જોવાય !

લક્ષ્મી—જાવો ! જાવો ! એમ શું બોલો છો ? ભૂલી ગયાં, લ્યો માફ કરજો ! હવે છે કંઇ ?

મંગળા—એ ઠીક કર્યું ! આ જમાનામાં રહામાં બાકી એટલુંજ રહ્યું છે ને ?

લક્ષ્મી—કેમ ! એ શું ?

મંગળા—ખાન પાનમાં સ્હા ! દાનમાં થૅન્કયુ ! માનમાં સહેબજી ! ગાનમા ખુશામત ! ઍશાનમાં માફ ! વાહ ! વિદ્વાન પતિનાં સમજુ વહુ !

લક્ષ્મી–સમજુ વહુ તો પાર્વતિશંકરનાં! ઓળખ્યાં?

મંગળા—હા પણ લક્ષ્મી બ્હેન તમે તો એ જાણતાં હશો ?

લક્ષ્મી—શું ?

મંગળા—એ તો બા! મ્હેં તો સાંભળ્યું હતું કે..

લક્ષ્મી—કહોને અહીં કોણ મારી નાંખે છે! "પવિત્રી પ્રતાપ!"

મંગળા—હા બ્હેન! હા જોયુંને?

લક્ષ્મી—જોયું બા! જોયું. સાંભળ્યું છે?

મંગળા—વળી શું!

લક્ષ્મી—એ તો! "ઘર ઘર ભમી એકું જૂઠું જમે કુંવરીનો અવતાર."

મંગળા—ખરૂંજ છે તો! એમાં કવિ બિચારો શું ખોટું કહે છે?

લક્ષ્મી—પણ શ્રીમંત સહિપણીઓની શ્રીમંતાઇના સુધા સ્વાદ ચાખી, સ્વર્ગ સુખનો ઉપભોગ કેવી રીતે અનુભવાય? *રીયલ ના હોય તો ઇમિટેશન વિના પણ ચાલે? "સાદી સદ્‌ગુણ વિભૂષિત સ્ત્રી તે, શ્રીમંત સુધરેલી, પતિ અને પિતાના કુળને પોતે પ્રકટાવેલા પાપાગ્નિમાં સળગાવી, તેમના યશ-ગૌરવમાં આગ લગાડનારી ઉપરથી બગલી જેવી જણાતી બાળાઓના સંઘમાં ને શોભે?" 'કાગડીઓના ટોળામાં તે હંસણી શોભે?'

મંગળા—વાહ! ધન્ય! લક્ષ્મી! ત્હારા વિચાર તો ખરેખર જાણવા જેવા છે! પરગામ જઈ આવ્યા પછી કંઇક જ્ઞાનમાં આગળ વધી ખરી! સુધરેલીઓ તો આ-

---

* ખરૂં બનાવટી.

પણુને બોલાવતાં શરમાઇ જાય! લજવાઇ જાય! પાસે ઉભાં હોઇએ તો નિચોવાઇ જાય! કહેશે કે કોણ જાણે ક્યારે આ બલા તે અહીંથી ટળે!

લક્ષ્મી—ભલે! તેમનું એ સુખ તેમને અવિચળ રહો! એથી બ્હેન! આપણને શું નુકશાન છે? નકામી નિન્દા કરી આપણે શા સારૂ અન્યનું પાપ ધોવું જોઇયે? કરશે તેનેજ ભોગવવાનું છે! ચરશે તેનુંજ પેટ ભરાવાનું છે! મર્હુમ વિનય જનમંડળ ને શું સૂચવે છે? સાંભળો:-

જુવો સાર પુરાણા ચતૂર તપાસી કરશે તે ભરશે,
કાગળની નૈકા કરી મૂર્ખ નર ભવસાગર ક્યમ તરશે;
પાવકપર જ્યમ લાખ પિગળશે પડતાં પાપ પિગળશે.—કાગળ.
સાગરમાં ગાગર તરશે તો નહિ નહિ ઉદધિ કદી ભળશે,
નદીઓ ઉદધિને વરશે, રત્નાકર ગર્વ ન ધરશે;
'સુજન સતાવે દુરીજન દ્વેષે મિથ્યા તે મરશે.—કાગળ.
"જે વાવે તેવું ફળશે, પવને પરવત નહિ ચળશે,
"ખાડો ખોદે તે પડશે, શળ કરતાં શૂળી ચઢશે,
"લખ્યા લેખ વિધિ નવ ટળશે મૂર્ખ મથી મરશે"—કાગળ.

મંગળા—સમયે યાદ ભલું આવે છે! અહીં તો આજ વાંચ્યું ને કાલ ભૂલી જવાય!

લક્ષ્મી—એ વાત તો ખરીજ તો; અભણુ ખરાંને?

મંગળા—હ્યો! હ્યો! વળી એક વાત સાંભળી આવી બ્હેન્યું કહું કે ના કહું?

**લક્ષ્મી**—કેમ વળી, કહું કે ના કહું ? કહો જો-ઈયે ! મ્હારા સમ ના કહો તો.

**મંગળા**—જાણે કે, એક દહાડો જમવાનું હતું, ત્યાં જોગજોગે પવિત્રી મ્હારી સાથે જમવા બેઠી હતી....

**લક્ષ્મી**—કેમ ! બેઠી હતી કહીને અટકી જવાયું ? પવિત્રીનું મ્હોં આવતું હોય તો બ્હેન ખુશીથી રહેવા ઘો !

**મંગળા**—ના, ના ! બા ! મ્હને તો એણે કીધું હતું કે,–શું ! લક્ષ્મી બા તો "ઉપરકી અચ્છી ઔર ભિતરકી રામ જાણે" નરક્ષેત્રમાં રહે છે તે રૂમ (ઓરડી) જોઇ હોય તો મ્હારા જેવીને તો બા બે ઘડીએ ના ગમે ! મ્હારૂં સાઙુ બે રૂપિયા ભાડુ વધારે ના મળે ! ઠી....ક છે !

**લક્ષ્મી**—ઓહો ! એજ ને ! હાય બ્હેન ! હાય. એ-માંજ મઝા છે. સાદાઇ તેમજ સાત્વિક ભાવના દ્વારા સ્વ-ર્ગિય આનંદ અનુભવાય છે.

**મંગળા**—નહિ તો ગાંડાં નરાં ! તમને શું અડે એવું છે ! જવા દોને એ ગોરી ચામડીવાળી ગપેડીનું નામજ !

**લક્ષ્મી**—એ ઘણી વખત મ્હને કહે છે કે, બાપ-દાદાની મિલ્કત અને દોર દમામ પર મૂછોના વળ ચઢા-વીને મોજમજા કરવી એ ફક્ત હેવાનિયતનાં જ લક્ષણ છે. કારણ, કઇ વખતે માણસની સ્થિતિ પલટાશે એ કેમ કહી શકાય ? મ્હારાં પિયરીયાં અને સૌ કોઇ વખતો વખત મ્હને ટોકતાં કે, તમારે તે શું કામ પરગામ જવું જોઇયે ! પણ

એમની મરજી ચોક્કસ એટલે મ્હારા સસરાજી અને સાસું બધાં શું કરે ? વળી કહેશે કે નરક્ષેત્ર તે ક્યાં દૂર છે ! ચાલોને ! કહેશે કે માથે પડી શિખવશે તો ખરી. હું કોઇ દિવસ જરીક કંઈ કહું તો કહેશે કે, જો ! સાંભળ !

'હા ! પ્રેમની પરમ પર્ણકુટી રૂપાળી,
'પ્રાસાદ-પ્રેમહીન માનુષ હે પ્રજાળી;
"સજની વિના સુભગ મ્હેલ સ્મશાન જેવો,
"સ્નેહી વિના સજની ! માન સદૈવ તેવો."

**મંગળા**—ઠીક યાદ રાખ્યાં છે. બરાબર છે. ગરીબની પર્ણકુટીમાં શુદ્ધ સાત્વિક સ્નેહની જાહોજલાલી પ્રત્યક્ષ થાય છે ગરીબિમાંજ નિર્વિકારી પરમાનંદ સમાયેલો છે. ગરીબ ઇશ્વરનો જમણો હાથ છે-પ્યારાં છે !

**લક્ષ્મી**—એક દિવસ એમણેજ મ્હને પૂછ્યું હતું કે, મ્હને તો આવી ઓરડીમાં રહેવું પસંદ નથી, તને કેમ ગમે છે ? મ્હારો વિચાર તો એવો ખરો કે, જો વધારે સમય રહેવાનું થશે તો બદલીશું. વગેરે કેટલાક મ્હારા વિચાર તે દિવસે સાંભળ્યાને ! તે વિચાર પુષ્પની પ્રવિણ પંડિત વનમાળીએ વર્ષોનાં વર્ષો જાય તો પણ ના કરમાય એવી જે માળા ગુંથી છે તે ગાઇ બતાવું ? તે પુષ્પની સૌગંધ તો જુવો ! માળી ચતુરાઇ તો તપાસો !

**મંગળા**—વાહ ! લક્ષ્મી ! નરક્ષેત્ર જઇ, તમે તો કંઇ નવો અવતાર ધારણ કર્યો જણાય છે ને ! માથે પડી

શું શું શિખવે છે. એ તમારા આજના બોલવા પરથીજ મ્હને જણાઇ આવ્યું.

લક્ષ્મી—કંઇ નહિ ! એ તો બધું સમયજ શીખવે છે !

મંગળા—કેમ ! કુસુમમાળા ગાઈ બતાવું કહીને પાછા ભૂલી ગયાં કે શું ? બ્હેન ! સંભળાવો ને ?

લક્ષ્મી--ભૂલી નથી ગઇ. પહેલી લીટી મ્હારી વ્હાલી નાશી ગઇ છે તે જરીક સંભારું છું. તમારી સાથે વાત કરૂં છું પણ મ્હારો જીવ એ લીટી ખોળવામાં અટકે છે તો ! લ્યો ! ભાગ્યશાળી તો ખરાં ! સાંભળો હવે નિરાંતે ? ગરબાની ઢબમાં તો બહુજ સરસ રીતે ગાઈ શકાય છે હો !

!! કુસુમમાળા !!

પ્રીતિનું મૂલ જેણે જાંચ્યું....(૨) સમજ ખૂબ સાહેબી
ત્યાં સર્વ સંસારની (૨)

પતિગુરૂ પતિદેવ પતિતિર્થ ધામ છે,
પતિએ પરમાત્મ સતી મંગળ પ્રિય નામ છે—
નૌકા ભવસાગર સંસારની—પ્રીતિનું
સ્વર્ગ કે અપવર્ગ વ્હાલું વૈકુણ્ઠ આમ પર્ણકુટી
નાથ મ્હારા કૃષ્ણ વિરહયેલી હું ગોપિ
અલગ કીધી ઉપાધિ વ્યવહારની—પ્રીતિનું
પ્રતિપળ જળ—સ્થળ નિવાસ નાથનો નિહાળું
પૂરણ બ્રહ્મ નાથ, હું કુસુમ,—ચંદ્ર એ કૃપાળુ-
વિરાજે હૃદય મંદિરીયે મૂર્તિ મરચારના—પ્રીતિનું

મંગળા ઉપરનું કાવ્ય સાંભળવામાં તલ્લિન થઈ ગઇ હતી. માનો કે ત્હેમાં તેને અથાક રસ પડયો છે! તેના વદન કમળપર આનંદની અપૂર્વ છટા પ્રસરી રહી છે. પળે પળે તેની ડોક હાલે છે; પાછી બંધ થઇ જાય છે. વળી કંઇ હાથની આંગળીઓ વડે અજબ હાસ્યોત્પાદક એક્ટિંગ કરે છે. અધુરામાંપૂરૂં લક્ષ્મીની ગાવાની સુલલિત ઢબથી વળી કંઇ આનંદમાં ઉમેરણ થાય છે. " સંગિતનો શોખ નથી તેને તો ભર્તુહરિએ પણ પૂંછડા વિનાનાં પશુ કહ્યા છે." વાહ ! ત્રૈલોક્યપૂજીત નાદ બ્રહ્મ ! જગ જીવન નાદ બ્રહ્મ ! તને શતધા નમન છે.

કવિશ્રી દલપતરામભાઇએ કાવ્ય કોને કહી શકાય એ પરત્વે એક કુંડળિયો રચ્યો છે; તે પણ અવશ્ય જાણવા જેવો છે, જુવો ! કોનું નામ કવિતા ?

કંઠ હલાવે કોથળો કણ ભરતાં જે કાળ,
જન મનમાં જાણી લહે પહોંચ્યાં કણ પેટાળ;
પહોંચ્યા કણ પેટાળ કવિત તો ત્યારે કહીયે,
શ્રોતા જનનાં શીષ ડોલતાં દેખી લહીયે;
કહે કવિ દલપતરામ નામ કવિ કાવ્ય બનાવે,
હજાર શ્રોતા માંહ્ય કોઇ નવ કંઠ હલાવે.

મંગળાની સ્થિતિનું દ્રશ્ય પણ અમે વાંચક વર્ગ સમક્ષ રજુ કર્યું છે. લક્ષ્મીનું ગાન પૂર્ણ થતાં મંગળાના મુ-[illegible] વાહ ! વાહ ! ના સહર્ષ ઉદ્ગાર નિકળી ગયા !

મંગળા—હ્યો ત્યારે હું તો જઉં છું. ઘેર પાછું કોઇ છે નહિ કાન્તને સાંજરે મોકલજોને ! એટલે જમશે એ ત્યાં ને વળી નિરાંતે ઘણા દિવસથી મળ્યા નથી તે એઘડી વાતચિત્ થશે. એ તો બિચારા હમેશાં યાદ કરે છે, પણ કૉર્ટમાંથી પેલા ઘાંચીના બળદની માફક સાંજના સાડાસાતે છૂટે, એટલે ઘેર આવતાં આવતાં વળી સહેજ આઠ થાયજને ? પછી થાકયા પાકયા પાછા કહેશે કે કયાં વળી રખડવા જવું ! ભૂલે ચૂકે કંઇ આડું અવળું બોલ્યાં તો મફતના બે છણકા સાંભળવા પડે.

લક્ષ્મી—ના, ના ! આજ નક્કી સાંજરે ઘેરથી જમી પરવારીને તમારે ત્યાં આવશે. નકામા એમને ધકકો ખવરાવશો નહિ ! નરક્ષેત્રથી આવ્યા પછી કોણ જાણે કંઈ સ્વભાવજ બદલાઇ ગયો છે.

મંગળા—એ તો આજ તમે તમારે એમને મ્હારે ત્યાં મોકલજોને એટલે હું જરીક બે વાતો કહીશ સમજ્યાંને ? કહો ! ત્યારે, તમારે હવે પધારવું છે ? કે પછી બા ! નહિ ચલાય ?

લક્ષ્મી—જુવો ! હું તો નહિ આવું તો ચાલશે, પણ તમારે આવ્યા વિના છૂટકો નથી. સમજ્યાંને ? માટે હવે તો આવતાં રહેજો.

મંગળા—કેમ કંઇ ધાર્યું છે કે શું ?

લક્ષ્મી—હા ! એમજ છે. અમારા શાન્તિભાઈના

લગ્નની તૈયારીઓ ચાલે છે.

**મંગળા**—હા ! મ્હેં પણ કંઇક એવું કોઇને મ્હોંએ સાભળ્યું હતું ખરૂં. ઠીક થયું ! લ્યો ! તમે તો ત્યારે હવે માન્યવંતાં મ્હોટાં જેઠાણી થશો !

**લક્ષ્મી**—બ્હેન ! ઇશ્વરેચ્છા શિવાય શું બને છે ? તમને કહેવા તો આવીશ પણ કદાપિ ના અવાય તો જોજો ભૂલી ના જતાં ! શોમવારના દિવસે વંડીઓ મૂકવાની છે. હો ! જરૂર આવજો.

**મંગળા**—સારૂ ! સારૂ ! તમારે ધકકો ખાવાની કંઇ જરૂર નથી. હજુ આજે તો ગુરૂવારજ થયોને ?

**લક્ષ્મી**—પછી જોજો હોં !

**મંગળા**—હા હા ! સાચે ! આવીશ. લગ્ન ક્ય્હારનું નિર્ધાર્યું છે ?

**લક્ષ્મી**—ચૈત્ર વદમાં કહે કહે કરે છે. હજુ નક્કી નથી. હું તો ચોક્કસ નથી જાણતી.

**મંગળા**—ઠી....ક ! ત્યારે, લ્યો લ્હાવો અને લાવો દેરાણી ! મ્હારૂ સાળુ આવ્યાં એટલે સહજ કલાક બે કલાક થાયજ. પડોશી જાણે કે રાંડ ક્યાંયે ભટકવા ગઇ હશે. હવે તો જઇશ બા !

મંગળાએ ચાલવા માંડ્યું. લક્ષ્મીએ પાસેના ટેબલ પર પડેલી **શશીબાળાની** એક પ્રત મંગળાના હાથમાં મૂકી. મંગળાએ ખુશી થતાં પુસ્તક ઉઘાડ્યું ત્યાંતો—

'કર્તા તરફથી રા. સર્જન સન્મિત્રને સ્નેહપૂર્વક ભેટ.' વાંચતાં પૂર્ણ પ્રસન્ન થતી, આભાર દર્શાવતી પુસ્તક લઇને લક્ષ્મીની પરમ સ્નેહી સહિપણી સૌ. મંગળા જઉછું! આવજો! કહેતી કે, સ્નેહ મંદિરમાંથી વિદાય થઇ. વાંચક! આજની સહિપણીઓની તો વાતજ પડતી મૂકો! સહિપણીઓ તો 'મંગળા-લક્ષ્મી.'

"ચાહેના બદલો કદી, દઈ કુસુમ નીજ વાસ,"
"પ્રેમિને પ્રેમિ પૂજે, નહિ બદલાની આશ."





## ચતુર્દશ પરિચ્છેદ.

### પણ પવિત્રીને આ શું થયું ?

अध्वा जरा मनुष्याणां वाजिनां बंधनं जरा ।
अमैथुनं जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥

વૃદ્ધ તુર્ત થાય છે ઘણી મનુષ્ય ચાલતાં,
[1]વાજી વૃદ્ધ થાય છે જરૂર બાંધી રાખતાં;
થાય વ્હેલું વસ્ત્ર જીર્ણ સૂર્યનાજ તાપથી,
"નારી થાય વૃદ્ધ કામ ભોગના અભાવથી."

ચોમાસામાં દ્રષ્ટિગોચર થતાં જળપૂર્ણ જળાશયો ઉનાળામાં કેવાં જણાય છે ? રૂતુરાજ વસંતમાં દ્રષ્યમાન થતું કાનન દ્રષ્ય પાનખર રૂતુમાં કેવું લાગે છે ? સર્વાંગ ભૂષણાલંકૃત સૌભાગ્યવતી સ્ત્રી પતિના અવસાન બાદ કેવી દેખાય છે ? પૂણ્યશાળી પૂર્વજોએ અથાક પરિશ્રમ વેઠી સંગ્રહ કરેલી લક્ષ્મીનો—સંપત્તિનો હદથી જાદે વ્યય કર્યા પછી, દેવતાના છોકરા કોયલાઓનો કેવો

1 ઘોડો.

દેખાવ નયન સમક્ષ ખડો થાય છે ? શિયળ ધર્મનું સં-રક્ષણ નહિ કરતાં નિકંદન કરી આખર નાદાન બેસમજ એંઠી ચાટમાં મ્હોં ઘાલનારી, પતિને ત્યાગનારી એવી શંખિ-નીઓની અન્તે શું સ્થિતિ થાય છે ? બસ ! કંઇના પૂછો !

જે સમયથી પ્રિતમે પવિત્રીનું પ્રતાપી દ્રષ્ય જોયું છે, તે સમયથી પ્રિતમનું તો ગમે તેમ થાઓ પણ પવિ-ત્રીની શું સ્થિતિ થઇ ? હાલ એજ જાણવાની જરૂર છે. કારણ ? આપણે રાક્ષસી હૃદયના નથી; પરન્તુ માનુષી હૃદયના છીએ. આવો ! વાંચક વીર ! અમારી સાથેજ આ-વોને ! તમે પણ નજર તો કરો કે, વિશ્વસત્તાધિશ વિશ્વ-શ્વરની શક્તિમતિનો શો પ્રભાવ છે !

જે દિવસે પ્રિતમની નજર સમક્ષ પવિત્રીનું પોકળ પ્રત્યક્ષ થયું; માનો કે તેજ સમયથી પવિત્રીના હૃદયમાં કંઇક ગુપ્ત વ્યાધિ કહો વા ભુત ! પણ કંઇ મ્હારૂં વ્હાલું ભરાયું ખરૂં. દિવસે દિવસે તેતો સૂકાતીજ જાય છે, ક્યાં જરીકે ખવાય છે ? તો પછી ઘાંટો પાડીને બોલાયતો શેનુજ ? પોતે પ્રકટાવેલા પાપાગ્નિથી આજ પવિત્રી સંપૂર્ણ પસ્તાય છે. જુવો ! જુવો તો ખરા ! રા. કાન્તના રહ મું જોતાં પણ શરમાય છે. લ્હેરી લલનાનો લટકો ચટકી જતાં, આજ અજ્ઞાનતાને લીધે નીતિનો પંથ ભુલી જતાં ભટકી ભટકી આધડીએ પાછી ઠેરની ઠેર. આવેલી હવે લજવાય છે ! એ દિવસથી ઘરમાંથી બ્હાર નિકળવાનું પણ તેને ઠીક લાગતું નથી.

હાય ! હાય ! મ્હારૂં પોત પ્રકાશી ગયું ? સર્વ જાણી ગયાં ? દુનિયાં મ્હને શું કહેશે ? હવે મ્હારે શું કરવું ? શું મ્હોં લઇને ફરવું ? વિષ ખાવું કે, કુવો હવાડો પૂરવો ? ઉલટું તેથી તો ના જાણતાં હોય તે પણ જાણે ? ન્યાત-જાતમાં પણ વાત ઉઘાડી થયા વિના રહેશે ખરી ? દિન-નિશ આવા અનેક વિચારોએ પવિત્રીના હૃદયને ખળભળાવી મૂક્યું છે. માંનો કે એવા વિચાર રૂપી અનેક કીડાઓએ તેનું દિન્સિ કોમળ ગણાતું કાળજું કોરી કોરીને ખાવા માંડયું છે. આથી દિવસે દિવસે, અમે જે સ્થિતિનું વર્ણન કરીએ છીએ. અમે જે સ્થિતિમાં તેને બતાવી, તેવી સ્થિતિ તેની થઇ ગઇ છે. પથારીમાંથી કોઇના આશ્રય વગર ઉભા સુદ્ધાં થઇ શકાતું નથી. નાત જાતમાં, પોળ-પાડાનાં સૌ કોઇ કહેવા લાગ્યાં કે, તેને તો ભયંકર જીવ-લેણ ક્ષય થયો છે ! કોઇ કહે તેનાં સાસરિયાંએ તેને કંઇ કર્યું છે ! કોઇ કહે રસ્તામાંથી તેને ભુત પ્રેત વળગ્યું છે ! સૌ સૌને ફાવે તેમ સૌ કોઈ ધારણા બાંધે છે. અમે કહીએ છીએ કે, તેનું સત્ય નિમિત્ત જાણનાર તો આખી સૃષ્ટિમાં ફક્ત ત્રણજ જણ છે. કોણ ? એ તો એજ પૂર્વ પરિચિત કાન્ત–પ્રિતમ–પાઠક !

પ્રિતમની સૂચનાથી આજ રા. કાન્ત પવિત્રીની તબિ-યત જોવા આવેલ છે. સગાં-સંબંધી પાડા-પાડોશીનાં કેઇક આવે જાય છે; આવી સ્થિતિ છે. રા. કાન્તે બેઠા હતા

ત્યાંથી જરીક આગળ એટલે પવિત્રીની સહજ નજીકમાં જઇને બેસવાનું ઈષ્ટ ધાર્યું. અશક્ત પવિત્રીને તકિયે અઢેલીને બેસાડવામાં આવી હતી. પવિત્રીને જોતાંજ રા. કાન્તના હૃદયમાં દયા-ભાવ ઉપન્યો ! પણ શું કરે? તે તો પોતે સારી રીતે તેનું કારણ જાણે છે. રા. કાન્તે આસ્તેથી પ્રશ્ન કર્યો પવિત્રી ! કેમ છે ?

રા. કાન્તના મ્હોંમાંથી ઉદ્‌ગાર નિકળતાં પવિત્રીએ માથુ ધુણાવ્યું. સારૂ ! એવી ઇશારત કરી. કાન્તને દૂરથી જોતાંજ જે શરમાઇ ગઇ હતી, તે રા. કાન્તને નજીકમાં બેઠેલ જોઇને શું કરે ? એકાએક વિસરાયેલા વિચાર પવિત્રીના હૃદયમાં વિજળીની માફક પ્રસરી ગયા ! શરીર ગરમ ગરમ થઇ ગયું ! આંખો લાલચોળ થઇ ગઇ ! ઘણું દબાવી રાખવા છતાં પવિત્રીનું હૃદય ઉભરાઇ આવ્યું ! આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. પવિત્રીનાં માત-પિતા, ભાઇ-ભોજાઈ, સ્વજન વગેરે ઉક્ત દ્રશ્ય જોતાં ગાભરાં બની ગયાં; અને અકસ્માત માત્ર રા. કાન્તના પ્રશ્નથીજ અને તેના સ્હામે જોવાથીજ પવિત્રીની ઉપરોક્ત સ્થિતિ જોઇ સર્વ વિસ્મિત્ થયાં ! દરમિયાન્ સર્વની શંકાનું આડી રીતે સમાધાન કરતાં પવિત્રીને પોચા દીલના કાન્તે ધીરજ અને આશ્વાસન આપ્યું.

પવિત્રીને પૂરેપૂરી ખાત્રી હતી કે, હવે આ જન્મમાં સાસરાના ઘરનો ઉમરો જોવા વારો નહિજ આવે ! સાસરૂં

જોવાનો સમય આવશે તો, પ્રિતમ અર્ધાંગના તરીકે તેનો સ્વિકાર નહિજ કરે ! એજ કારણથી, કરેલાં કુકર્મોથી પસ્તાતી, પથારીમાં પડેલી અશક્ત પવિત્રી આંખમાંથી અશ્રુધારા વહેવરાવી રહી છે. એ બાબત રા. કાન્તને તો સારી રીતે સમજણ પડી ગઇ છે; અને તેનાજ જવાબમાં તેણે તેને ( પવિત્રીને ) ધીરજ અને આશ્વાસન આપ્યું છે.

પવિત્રીના પિતા પ્રમોદરાય પારેખે રા. કાન્તને પૂછ્યું કેમ ભાઇ ! એકદમ તેની આવી સ્થિતિ થઈ જવાનું પ્રયોજન?

હોય ! કાકા ! કંઇક વિચાર આવતાં, જાંણોજછોને ? એતો સહજ ઓછું આવેજને ? ભલી બિચારીને સાસરે કંઇ નિરાંત છે? કાન્તે ઉપર ચોંટીયો ઉત્તર આપ્યો.

સાસરેએ કંઇ નિરાંત છે ? કાન્તના એ ઉદ્દ્ગાર સાંભળતાં પવિત્રીને પોતાના દોષ પોતાની નજર આગળ તરતા જણાયા ! તેથી વળી તેના શોકમાં કંઇ ઓરજ વધારો થયો !

ભાઇ ! મ્હારા સમજવા પ્રમાણે તો એમના મનમાં એમજ આવી ગયું છે હોં ! કે, છોકરમત કરીને હું સાસરેથી નાશી આવી, તેથી હવે ફરીથી કોઇ મ્હને સાસરે પગ મૂકવા દે એમ નથી. અધુરામાંપૂરૂં આટલા આટલા ન્યાત-જાતના લોકો જોવા આવી ગયા, પણ એના સાસરેથી પેલી ન્હાંની છોકરી સુન્દરડી સરખી જોવા આવી છે! કે, હેંડ ભાઇ ! જોઈ આવીયે તો ખરાં કે, કેમ છે? વધારે તો એને એથી ઓછું આવવાનો સંભવ છે ! શું !

હજુ એ લોકોને ખબર નહિ પડી હોય? ગઇ કાલ રાત્રે તો સમન લાડવો સરખો આપી દીધો હતો! તને શું કહું? ત્હારી મા કયાં નથી જાંણુતી? પવિત્રીના પિતાએ રા. કાન્તને પોતાની ધારણા જણાવી દીધી. એટલામાં વળી પવિત્રીની માતા મદનગૌારી. બોલી ઉઠયાં મ્હારે તો જીવતી જીવતીએ ચાંલ્લો કરીને મ્હારે ઘેર રખડતી ફરશે એટલે બહુ થયું. મ્હારે કયાં સાત પાંચ વહી જાય છે? ઉલટી કસાઇવાડેથી ગાય છૂટી!

કાકી! એમ ના કહેવાય! અત્યારે એમ કહેવાનો સમય નથી. સમજ્યાં? એતો સંસારમાં એમનું એમ ચાલ્યું જાય છે. એતો ઇશ્વર કૃપાથી કાલ સવારે સારૂં થઇ જશે અને સાસરે જશે! પરમાત્માની કૃપાથી સારૂં થઇ જાય એટલે થયું. આપણે બીજું શું જોઇયે? એતો જુવો! છોકરાં નથી ગાતાં કેઃ—

" નહિ જેવીને તેવી રીતે કોઇની નભતી જોઇએ, "
" દશાના ઢંગ, રૂતુના રંગ, સરખા માની લઇએ. "

રા. કાન્તે મદન ડોશીને શાન્તિ વચન કહ્યાં.

ભાઇ! તું કહે છે એ સોળ આની! બરાબર છે! ત્હારી કાકીના કહેવા મુજબ પ્રિતમરાય અને ત્હારે કંઇક દોસ્તદારી છે, તો જરીક સમજાવજે એમને. સમજ્યોને? સાજી—હરતી ફરતી થશે એટલે એને સાસરે વિદાય કરીશું. જોને એની સ્થિતિ ત્હારાથી કયાં અજાણી છે? વચમાં

મદન ડોશી ડોળા ઘૂરકાવતાં, આંખમાંથી અગન વર્ષાવતાં બોલી-અરે ! એ બબુચક તે ક્યાં કોઇનું જરીકે માને એમ છે ? "એની લ્હાયમાં ને લ્હાવમાં મ્હારી છોકરાના મ્હાડની છોકરીની આ દશા થઇ દશા ! સમજ્યાને ? હવે મ્હારે જીવતે તો હું એને ત્યાં નહિજ જવા દઉં ! ઇશ્વરે ધાર્યું હશે એમ થશે !

ડોસીના ઉદ્ગાર સાંભળી, ઠેકાણે આવેલી પવિત્રીએ અશક્ત છતાં-છાની મેરય ! કરીને એક એવો તો છણુકો કર્યો અને આંખ કાઢી કે, મદનગોરી તો જાણે મ્હારી સાળી ઘીમાં માંખ પડી ! ચૂપ થઇ ગઈ!

ભાઇ ! એ છો ગમે એમ કહે પણ તું ત્હારે એમને સમજાવતો રહેજે ! સાંભળ્યું ને ! કંઇ કરતાં છોકરૂં સુખી થાય છે ?

કાન્તે કહ્યું-બહુ સારૂ. કાકા ! હું મ્હારૂં બનતું કરીશ ! એને કોઇ પણ પ્રકારે દુઃખ પડે એવો સમય નહિજ આવવા દઉં. ઇશ્વર કૃપાએ સૌ સારાં વાનાં થશે. એને એકવાર પથારીમાંથી બેઠી તો થવા દો !

"ઇશ્વરને બેઠો છે બાપા ! હરિને આશરે છે મ્હારા દીકરા ! પ્રમોદરાયે પવિત્રીના કપાળ પરથી માંખ ઉરાડતાં દયાજનક ઉદ્ગાર કાઢયા.

રા. કાન્તના ઉપર મુજબના ઉદ્ગારથી પવિત્રીના હૃદયમાં કંઇક આશાનો સંચાર થયો. ! શરીરમાં સાધારણ

નવીન ચેતના સ્ફુરી ! મૌન્ય ભાવે તેના સ્હામે જોઇ અંતઃકરણથી આભાર માનવા લાગી. કાન્તના ઉદ્‌ગારથી સર્વને સંતોષ થયો ! ઉદિત્ થતા આશા સૂર્યના પ્રથમ કીર્ણની વિજળીક શક્તિદ્વારા પવિત્રીના હૃદય–મન પર તો જૂદીજ અસર થઈ !

વાંચક ! હજી મુખ્ય વાત તો બાકી છે ! પવિત્રી જીવનનો પ્રલય કરનારૂં પ્રબળ કારણ કહેશો ? દિવસમાં મન ફાવે તેટલીવાર ભાવતાં ભોજન આરોગનાર સમયને માન આપી એકાંતર કરીને પણ ક્ષુધાની હોળી હોલવી શકે ! તદુપરાંત કદી વધારામાં લાગટ આઠેક દિવસના ઉપવાસના કડાકાજ ખેંચી કાઢે ! પણ પછી કહો કે, એ તે કયાં સુધી નભે ? કદાચ નભે તો પછી કહેશો કે, સાજુ શરીર કયા સુધી ટકે ?

પ્રિતમ તેમજ રા. કાન્તે પોકળ જાણ્યું, એકલા તેથીજ પવિત્રીની આ સ્થિતિ થઇ છે ? અમારી ધારણા મુજબ એ માન્યતા ભૂલ ભરેલી છે ! જાણે એ તો ખરૂંજ પણ, એમાં એટલું સવિશેષ કે, તે દિવસની રહે ખાઇ જવાથી તેનાથી બિલકૂલ બહાર સરખું નિકળી શકાતું નથી; કે રખેને કોઈ મ્હારી તરફ આંગળી કરશે ! મદનગૌરીના ના કહેવા છતાં હર હમેશ સાસરે જનારી, સાસરે ગયા છતા વળી મન ફાવે ત્યાં જઇ, ઍંઠા–જૂઠાનો વિચાર અળગો કરી, મન ભાવતાં ભોજન આરોગી આવનારી, વિચાર કરો કે, જે ઉપરની લોક લજ્જાની મજબૂત સાંકળથી બંધાઇ ગઇ ! જકડાઇ ગઇ ! તે કેટલો સમય "ભુખે" રહી શકે ?

"કામ બાણુ વાગ્યાં હોય તે જાણે."

નીતિનાં પુસ્તકો તો જનરલ ફ્રી લાયબ્રેરીઓમાં મફત વાંચવા મળે છે. વાંચ્યા વિના કંઇ ઘરમાં બેસી રહે તે કંઇ ખબર પડે કે:—

"આહાર છે પુરૂષથી બમણોજ સ્ત્રીને,
"મર્યાદ ચૌગણી રહી મનમાં વસીને;
"છે સાહસે ખટ્ગુણી ગુણીઓ વદે છે,
"અંગે અનંગ વળી આઠ ઘણો વસે છે." ચા—ની.

મુખ્યત્વે એજ મદન મહારાજ છડી સ્વારીએ ચઢી આવી પવિત્રીનો જીવન દિપક બૂઝાવવાને પ્રયત્ન કરી રહ્યો છે. "મહેશ્વરે બાળીને ભસ્મ કર્યાં છતાં, સૃષ્ટિને સતાવવામાં નંગ અનંગ આટલો બધો ફાવ્યો છે, એ કેવી નવાઇની વાત?"

ધીક: અનંગ! ધીક: ત્હારા ઢંગને! ધીક: ત્હારા શયતાની સંગને! ધીક: એવા તુચ્છ મદન પીડિત પ્રસંગને!

રવિવારનો દિવસ હોવાથી આજે કાન્તે નિરાંતે માંદાની પથારી સાથે પોતાની પણ કલાક દોઢકલાકની પથારી કરી છે. તેમાં પણ પ્રિતમની સંજ્ઞા હતી એટલે, આગળ પાછળનું વાતાવરણ જોવાને માટે તેને વધારે સમય બેસવાની જરૂર પડી. પરંતુ કંઇક યાદ આવતાં ગજવામાંથી ઘટીયંત્ર કાઢીને જોવા જાય છે, ત્યાં તો સાડાપાંચ થઇ ગયેલા! આજ તેને સ્વજ્ઞાતિ મંડળમાં 'સ્ત્રી ચરિત્ર' પર

વ્યાખ્યાન આપવાનું હતું. દર રવિવારે પચીસ હજાર રૂપિયા ખરચીને બંધાવેલા માણેકચોકના મધ્ય ભાગમાં આવેલા જ્ઞાતિના વિશાળ મકાનમાં મંડળ ભરાય છે, વીવિધ વિષય પર વ્યાખ્યાનો અપાય છે. ત્યાં જવાનું હોવાથી, રા. કાન્તે પ્રમોદરાય પાસેથી રજા લઈ પ્રણામ કરી, સર્વ કુટુંબી જનોને પોતાના ઉદ્‌ગારથી સંતોષ આપી ઉભા થઇ ચાલવા માંડયું. કાન્તની તરફ જ્યાં સુધી નજર પડી ત્યાં સુધી પવિત્રી સાત્વિક સ્નેહભાવથી જોતીજ રહી. ખડકીમાં જઇ, નીચે નમીને બુટ પહેરે છે. ત્યાં તો પાછળથી પીઠપર કોઇએ હાથ મૂકયો ! કાન્તે ચમકતાં પાછા વળીને જોયું તો, તેમની જ્ઞાતિના માંણ્યવંતા પટેલ વજેશંકર મરઘી-ચોરનાં ચી. બતકશંકર દીઠા ! રા. કાન્તે ધીરે રહીને પ્રશ્ન કર્યો—ઓહો ! કેમ સાહેબ !

બતક—આવતી કાલે જ્ઞાતિના મકાનમાં રાતના નવ વાગે આપણી ન્યાત મળવાની છે ! કેમ આવશોને ?

કાન્ત—હા જી ! હા. જાવોને ઘરમાં તમારા દાદા-જીને તો કહો !

બતક—હા ! ઉભા રહો. હું કહી આવું. મંડળમાંજ જવું છે ને ?

કાન્ત—અરે ! ભલા માણુસ પણ તમને વાર થશે હૅા !

ઉભા રહો ! ઉભા રહો બૂમ મારતા બટકબોલા બતકશંકર, ' આવતી કાલે આંપણી ન્યાતના મકાનમાં ન્યાત

રળે છે.' એવું દાદાજીને કહેતા કે ઉભી પૂંછડીએ નાઠા ! દાદાએ ઘણુંએ કંધું કે—અલ્યા મૂર્ખ ઉભો તો રહે ? જરી કહે તો ખરો કે કોણ મેળવે છે ? કેમ મેળવે છે ? ખડકી-માંથી બુટની દોરી બાંધતાં ચીડાઈને બતકશંકરે ઉત્તર આપ્યો—મ્હારા બાપાભાઈ મેળવે છે, લ્યો ! પવિત્રીને જોવા આવેલાં ન્યાત–જાતનાં સગાં વ્હાલાંએ બતકશંકરના બોલ પરથી તોલ કર્યો ! સૌ આખર હશી ઉઠયાં ! વચ્ચે મદન-ગૌરી બોલ્યાં—છે મ્હારા રોયાના બોલવામાં કંઈ ઢગ–ધડો !

**જોવા આવનાર**—જાણીજ છો ને ?

**બીજાએ કહ્યું**—હા ! એ તો બાપ તેવા........

**પરગામથી આવેલ**—બા ! મ્હેં એને ઓળખ્યો નહિ ! એ કોના દીકરા ?

**પ્રમોદરાય**—(હસતાં હસતાં) એતો આપણો ભાણો.

**પૂછનાર**—ઓ હો ! ત્યારે એમ કહોને..એતો મ્હારા વ્રજેશંકર મરઘીચોરનો છોકરો ! છોકરાં બિચારાં આપ-ણને શું ઓળખે ?

એક બાજુ બતકશંકર પરિચયની પૂર્ણાહુતિ થઇ; અને બીજી તરફ રા. કાન્તની સાથે આપણા બતકશંકર ભાઇ મંડળમાં જઇ પહોંચ્યા સર્વ શ્રોતા જનો રા કાન્તના આગમનનીજ રાહ જોઇ રહ્યા હતા સર્વને પ્રણામ કરી રા. કાન્ત એક સ્થળે બેઠા. પ્રમુખની ચુંટણી થઇ. પ્રમુ ખની આજ્ઞા થતાં રા કાન્તે તાળીઓના સત્કાર સાથે

ભાષણ આપવાનું શરૂ કર્યું. સ્ત્રી ચરિત્ર જેવો ફાંકડો વિષય પછી પૂછવુંજ શું ? કાન્તે શરૂઆતમાં (૧) આધુનિક કેળવણીથી સ્ત્રી વર્ગપર થતી અસર, અને તેનું પરિણામ. (૨) સ્ત્રીઓને કેવી સ્વતંત્રતાની અગત્યતા છે. (૩) સ્ત્રીકર્તવ્ય અને પુરૂષોના ધર્મ. (૪) અબળા કે પ્રબળા ? (૫) સ્ત્રી ચરિત્રનાં સચોટ દ્રષ્ટાંતો. વગેરે બાબતોનુ અનુક્રમે એવી આબાદ રીતે વર્ણન કર્યું કે, સર્વ શ્રોતા જનો ખૂબ ખૂશ થયા. વક્તાના વ્યાખ્યાનની સમાપ્તિ બાદ પ્રમુખશ્રીએ રા. વક્તાની પ્રસંશા કરતાં તેમણે પણ વિષય પરત્વે બે ચાર શબ્દો ટુંકાણમાં જણાવ્યા; અને સ્થાનાધીન થયા.

મંડળ તરફથી રા. વક્તા તેમજ રા.રા. પ્રમુખ સાહેબનો આભાર મનાયો. મંડળના મંત્રિએ વક્તા–પ્રમુખને પુષ્પમાળા પહેરાવી; અને સર્વનો આભાર માનતાં ઇષ્ટદેવના જયઘોષ વચ્ચે મંડળ વેરાઇ ગયું. પણ તે પહેલાં તો રા. બતકશંકરે સંર્વને હેરત પમાડતાં સિંહ ગર્જના કરીને સૂચના આપી–ભાઇઓ "ન્યાતના મકાનમાં નવ વાગે આવતી કાલે ન્યાત મળશે...." એક બીજાની સાથે વાતચિત કરતા દરેકે ચાલવા માંડયું. પ્રિતમ અને કાન્તે સૌના ગયા પછી ધીરે ધીરે રસ્તો માપવો શરૂ કર્યો. રસ્તામાં પ્રમોદરાયને ત્યાં જે કંઇ જોવા અને જાંણવાનું મળ્યું, તેનું સર્વ વૃતાન્ત કાન્તે પ્રિતમને અથથી ઇતિ સુધી સંભળાવી દીધું.

પોતાની સૂચનાનુસાર, કાન્ત સંપૂર્ણ રીતે પોતાની

ન્મિત્ર તરીકેની ફરજો બજાવે જાય છે તે બદલ પ્રિતમ
અંતરમાં તેનો આભાર માનવા લાગ્યો! ધન્યવાદ દેવા
ગ્યો! સંસારમાં રા. કાન્ત જેવા નિષ્કપટી-પરોપકારી,
મિત્રની આજ્ઞાને પવિત્ર ફરમાન સમજનાર મિત્રોની ખોટ
. શાસ્ત્રમાં સૂચવેલા નીચે જણાવેલા શ્લોક મુજબ પ્રિતમે
. કાન્તની સારી રીતે કસોટી કરી તેની સાથે સ્નેહ
બંધ બાંધ્યો છે. એ કયો શ્લોક?

यथा चतुर्भिः कनकं परिक्ष्यते।
निघर्षणच्छेदन ताप ताडनैः॥
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते।
त्यागेन शीलेन गुणेन कर्मणाः॥

જ્યમ કનકનો રસ કાઢી ટીપી, વીંધી તપવી તાપમાં,
વિધિ ચારથી તરતીબ પરખી, ગ્રહો છો નિજ હાથમાં;
ત્યમ પુરૂષ કેરી પણ પરિક્ષા, પ્રથમ ચાર રીતે કરો,
શીળે-ગુણે-કર્મે-વ્યવહારે, તે સું પ્રીત પછી આદરો.

વાતોમાં ને વાતોમાં પ્રિતમનું ઘર આવ્યું. આવતી
લે રાત્રે જ્ઞાતિ સંમ્મેલનમાં મળવાનું કહી, ઉભય બાંધ-
ધો જય! જય!! કહેતા છૂટા પડયા.

વાંચક! સદ્શિક્ષામાં તને માત્ર એજ સૂચના કેઃ—
"પ્રથમ કરી પરીક્ષા તે પછી બાંધ પ્રીતિ."





## પંચદશ પરિચ્છેદ.

### ભૂઠ્ઠાચોર પંચ.

तृणं ब्रह्मविदः स्वर्ग स्तृणं शुरस्य जीवितम् ।
जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥

"જ્ઞાની ગણે સ્વરગનું સુખ તુચ્છ જેવું,
માને શૂરો શરીરને પણ ક્ષુદ્ર તેવું;
લેખે જીતેન્દ્રિ તરૂણી તૃણના વસામાં,
ઇચ્છા રહીત! જગને ન ગણે કશામાં."

પરમ પુણ્યશાળી સજ્જનો સદા સર્વદા પરોપકાર કરવામાંજ રત રહે છે. સજ્જન કૂળ-ભૂષણ સાધુ પુરૂષો નિરંતર પ્રાણી માત્રનું શુભજ ઇચ્છે છે. અજ્ઞાનાંધકારમાં અથડાતા-ટીચાતા આત્માઓને સન્માર્ગ પર લાવી, તેમને સુખી કરવામાં જ પુણ્યાત્માઓ સ્વજીવનને અહોભાગ્ય માને છે. ત્યારે પાપાત્માઓ શું કરે છે? કોઇ પણ રીતે "વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો" એ ન્યાયે પોતાનો પાપી પેટનો ખાડો

પૂરવાને માટે અનેક પ્રકારનાં છળ-કપટ, દાવ-પેચ, ખેલી અન્યાય-અનીતિથી પોતાની અધમ લાલસાઓને તૃપ્ત કરે છે. ભલા દીલના ભગવદ્ ઉપાસકનો તો તેઓ સંગજ શેના કરે? તેમના સ્હામે પણ શું કામ જુવે?

દુષ્ટ દાનવ જેવા દામ્ભિક દુરાત્માઓ-દગલબાજો પોતાની જાતને ડાહ્યામાં ખપાવવા માગતાં, કઈકના સુખ-શાન્તિમાં અંગાર વર્ષાવી અલગ થઇ જાય છે! કેવાં કેવાં અનિષ્ટ કામો કરે છે! એમને હાથે કેટલા સાધુ પુરૂષોનાં સત્યાનાશ વળી ગયાં છે-જાય છે. આ પ્રપંચી-પાપપૂર્ણ દુનિયામાં સાધુપુરૂષોને નિસ્પક્ષપાત રીતે ન્યાય આપનાર, અદ્રષ્ય રીતે માત્ર ઇશ્વર શિવાય કોઇજ નથી. ગમે તેમ હો! પણ અન્તેઃ—"सत्यमेव जयते नाऽनृतम् ।"

આજ વાંચકવર્ગને. વિશ્વવંદ્ય બ્રાહ્મણ જ્ઞાતિ કેવું વિશ્વ નિંદ્ય કામ કરે છે, તે જોવા લઇ જવાની અમારી આંતરિક અભિલાષા છે. જ્ઞાતિના પટેલીયાઓ દ્વારા તદ્દન નિર્દોષ અસહાય માણસને કેવો ન્યાય મળે છે, અને બીજી તરફ આ દગાબાજ દુનિયાંના વીવિધ-સામયિક રંગમાં રંગાયેલા એક લક્ષ્મીવાન અકુળવાન-કાંટાબાજ શયતાનનો કેવો સત્કાર થાય છે; સાથે અન્તે સર્વકળા પ્રવિણ વિશ્વ નિયંતા આખર ન્યાયાધીશ સ્વરૂપે સંસારમાં કોનો ઉદ્ધાર કરે છે, માત્ર એજ બતાવવાનું છે.

**અમદાવાદનું નાક,-માણેકચોકના મધ્ય ભાગમાં આવેલી**

મડદાલ જ્ઞાતિની વાડીમાં જ્ઞાતિના તેમજ રસ્તે જનારા માણસોની કંઇક ઠીક ઠઠ જામી છે અત્યાર સુધી તો સર્વત્ર શાન્તિયુક્ત દેખાવજ દ્રષ્યમાન થાય છે; પણ એ શાન્તિ અમે ધારીએ છીએ કે, જોત જોતામાં અશાન્તિના રૂપમાં ફેરવાઇ જશે.

સ્ટાન્ડર્ડ ટાઇમ સાડાનવ થતાની સાથે મડદાલ જ્ઞાતિના જાંણીતા અને માંનીતા "ભુઠ્ઠાચોર પંચ" ના ભપકાદાર ચંદ્રકથી અલંકૃત થએલા મુખ્ય પટેલ મી. વજેશંકર-મરઘીચોર, મી. છબીલરાય છઠ્ઠીના ઉખડેલા, મી. કપિલરાય કૉગળીયા અને મી. નવલશંકર નાતરીયા તેમજ મી. ગટાલાલ ટેંટી, એ પાંચે જણ પૂર દમામમાં જાંણે હાંસઇ ના ગયા હોય એવી રીતે ઉહૂ ! ઉહૂ ! કરતા આવી પહોંચ્યા. આદર અને માનને અભડાવી મારનારા, આવકાર કોઇ આપે વા ના આપે તેની ભાગ્યેજ પરવા રાખનારા, વગર પૂછે વચ્ચે જઇને વિરાજી ગયા. આજુ બાજુ સારી રીતે નજર ફેરવી, પૂછ્યા કે ગાછ્યા વિના છીંકણીના સડાકાની સાથે પેલા '**પડપંચી પંચ**' અરે ! ભૂલ્યા ! **ભૂઠ્ઠાચોર પંચ**ના પ્રધાન પટેલ મી. વજેશંકરે સત્યયુગના વારાનો મ્હોટો ચોપડો ઉંચો કરીને નીચે પછાડતાંની સાથે અખું ! અખું ! કરતાં તેનાં જૂનાં પૂરાણાં પાનાં ઉથલાવવા માંડયાં. **બીજી તરફ જ્ઞાતિના યુવક મંડળનું સમ્મેલન પડાળીમાં બેસીને કંઈ ઑારજ મસલત ચલાવી રહ્યું છે ! ધીમે રહીને શા. કાન્તે મંડળ શિવાયના કોઇ સાંભળી ના શકે એવી**

રીતે ઉદ્દગાર કાઢ્યા—આજ નિરાધાર—અસહાય એક જ્ઞાતિ સ્વજનને માંનો કે પૂર્ણ પક્ષપાતે અન્યાય અપાશે! આજ તેના સાત્વિક સુખમાં ભૂઠ્ઠાચોર પંચ અંગાર વરસાવશે! તે બાબત આપણે અવશ્ય વિચાર કરવાનો છે. મંડળદ્વારા નિરપક્ષપાત રીતે અવશ્ય તેનો બચાવ થવો જોઇયે! એટલામાં જાનકી કંથના પવિત્ર સેવક પંથમાંના મર્હુમ બેપરવા.ઈહિ.સે નિશાનીથી સર્વને આશ્વાસન આપતાં કહ્યું—તમે સર્વ એક વખત વગર બોલે જુવો તો ખરા કે, આજ શું થાય છે? આજ નિરાંતે ઘેરથી ....બાજીનો વિચાર કરીનેજ નિકળ્યો છું. એક જ્ઞાતિના અંગભૂત વ્યક્તિ તરીકે હું પણ મ્હારો સ્વતત્ર અભિપ્રાય જાહેર કરવાને સંરખો હકદાર છું. એમના પ્રત્યેક સવાલના જવાબ મશીન પૉલીશની માફક એમનું વદન કમળ એનનાથી વગર પરિશ્રમે જોઈ શકાય એવાજ તૈયાર કરી રાખ્યા છે, સમજ્યાને?

ભૂઠ્ઠુ ચોર પંચ બિચારૂં નથી જાણતું કે, આજ એમના એ જૂઠા કાવા-દાવાને દેશપાર કરવાને, જ્ઞાતિના યુવક મંડળના, ન્યાય અને નીતિને સંપૂર્ણ રીતે સત્કારનારા યુવકોએ જ્ઞાતિ કલ્યાંણને માટે જાંણે ફકીરીજ ધારણ ના કરી હોય! એવી રીતે એમને નાજ ફાવવા દેવાને ભિષ્મ પ્રતિજ્ઞા કરી છે. ન્યાય અને નીતિને રસ્તે જનારા સદા સર્વદા ચાહે ત્યાં નિર્ભય રીતે ફરી શકે છે. એતો ઉઘાડુંજ છે ને?

અત્યારે સર્વ શાન્ત છે! સૌ કોઇ આજ શું થાય છે. એ જોવાને તલપાપડ થઇ રહ્યા છે. ત્યાં તો શાન્તિનો ભંગ કરતાં ઉહૂ! ઉહૂ! કરતાં મી. મરઘીચોરે નવલવધૂની માફક ઠાવકી રીતે સર્વ કોઇ સાંભળી શકે એવા સ્વરે બોલવાનું શરૂ કર્યું:—ભાઇઓ! આજે આ જ્ઞાતિ માત્ર ત્રણજ બાબતોનો ખુલાસો કરવાને માટે મેળવવામાં આવી છે; અને તે આપ સર્વને હું અનુક્રમે જણાવું છું. પહેલું એ કે—૧૮૪૫ ની સાલમાં જ્ઞાતિનું મકાન બંધાવવાના કામમાં વ્યવસ્થા કરનારાઓને જે રૂપિયા પચીસ હજાર સોંપવામાં આવ્યા હતા તેમાંથી કેટલું વધ્યું-ઘટ્યું એ આજ પંદર વર્ષે જ્ઞાતિના કેટલાક લોકો જાણવાની ઇચ્છા રાખે છે! મકાન બંધાવવામાં જ્ઞાતિના સભ્યોએ જે જે પરિશ્રમ ઉઠાવ્યો છે, એમની પાસે હીસાબ માગે છે. કેમ ભાઇઓ? વાત તો વિચારવા જેવીજ છે ને?

યુવક મંડળના ઉખડેલા પૂર્વ પરિચિત મ. બેપરવાઇદાસે તડાક-ભડાક કરવાની શરૂવાત કરી—સાહેબો! પહેલાં ૧૮૩૧ ની સાલમાં આ બેઠા છો એ મકાન લેવામાં કેટલા રૂપિયા, કોને કોણે ગણી આપ્યા તેની પુરાવા સાથેની પહોંચ રજુ કર્યા પછીજ ઉપરની બિના પર વિચાર થશે. **જ્ઞાતિના પટલીયાઓએ ન્યાય અને નીતિને ઝહીયા કુવામાં પધરાવવાનાં નથી.** સમજ્યા? તાળીયો!!!

ભૂઠ્ઠાચોર પંચે પેટમાં તેલ રેડાયાથી હાંક મારી—

અક્કલ્યા એ! છોકરા! શરમા! શરમા! જરી વિચાર તો કર્યો? સમજ્યો? બેલાવ હારા બાપને બેસીજા!

ગામ ગયેલા બાપની ઘેરહાજરીમાં, બાપનું નામ રાખવા માટેજ મ્હારે માથે બોલવાની ફરજ પડી છે. જ્ઞાતિનો કર લેતી વખતે મ્હારા બાપ પાસે જાવો છો કે? વાહ! મ. બેપરવાઇદાસે ભૂઠ્ઠાચોર પંચની રચેલી બાજીપર પાણી ફેરવવા માંડ્યું!

મી. વજેશંકર મરઘીચોરે મનમાં ગભરાતાં, લાવને એને કોરાણે મૂકવા દે? એમ સમજી આગળ લંબાવ્યું—ઠીક! ભાઇઓ! એ બાબતનો નિર્ણય છેવટે થશે! બીજું ૧૮૮૫ ની સાલમાં જ્ઞાતિએ જેને પાવન કર્યા નથી તેવા 'ગરબડીયા' ને પરણાવવા જ્ઞાતિ વિરૂદ્ધ થઇને જે જે સદ્‌ગૃહસ્થો ગયા તે બાબત વિચાર કરવો જોઇયે!

પણ મહેરબાન! તે પહેલાં ૧૮૨૭ ની સાલમાં 'ઘોટાળીયાઓ' ની જાનમાં જઇ મ્હોટા નવલશાહ હીરજી બનીને સા....હુ....અરે! દલાલાં ખાઇ આવનારાઓનું પહેલું સમાધાન કરો પહેલું? રાય અને રંકને માટે ન્યાય એક સરખો થવાની અગત્યતા નથી? સમજાયું? તાળીઓ!!!

અકળાતા-મુંઝાતા પંચના શંખ....ઓ નખ શીખાપર્યંત સળગી જવા લાગ્યા. જવાબ આપવાનો એકપણ રસ્તો નહિ હોવાથી, મ. બેપરવાઇદાસને પાંચે જણે દમ ભરવા માંડ્યો. નામ પ્રમાણે ગુણ ધરાવનાર મ. બેપરવાઇ-

દાસ ગાંડે ડંરો ટેકવીને બેપરવાઈમાં જવાબ આપતા ઉભાજ રહ્યા. એટલામાં મી. મરઘીચોર આવતાકે, આંખનો અણુસારો કરતાં મ. બેપરવાઈદાસને ધક્કો મારતા થોડે દૂર લઈ ગયા; જતાં કે, ઝબ લઇને બે સુવર્ણ મુદ્રિકા હાથમાં મૂકી દીધી. મ. બેપરવાઇદાસના મનમાં કે, હવેજ હાથમાં બરાબર ઘાટ આવ્યો છે; એમ વિચારી છાંનામાંના મી. મુરઘીચોરની સુરભી સમસ્ત જ્ઞાતિમાં પ્રસારવા હા માં હા ભેળવી આગળ થયા ! મુરઘીચોર સર્વની તરફ હાથના લ્હેંકા કરતા કરતા બેસવાને સૂચવવા લાગ્યા. સર્વ બેઠા પછી મુરઘીચોર પણ બેઠા.

પણ વાતતો જુદીજ બની ! મી. મુરઘીચોરનાં મરઘાં માર્યા ગયાં ! અને મ. બેપરવાઇદાસે ઉભા થઇને સિંહગર્જના કરતાં હાથમાં ડંડા સહિત વ્યાખ્યાન શરૂ કર્યું:—

મુરબ્બીઓ ! અને ભાઇઓ ! આપણી જ્ઞાતિના પ્રતિષ્ઠિત 'ભૂક્કાચોર પંચે' જ્ઞાતિના યુવક મંડળને લાંચ આપી પાપકર્મનું પોકળ ઉઘાડું નહિ કરવા મ્હને સૂચના આપી છે. મ્હને ધક્કા મારી કોરાંણે લઇ જઇ યુવક મંડળને ચૅબ લગાડવાની ખાતર મી. મરઘીચોરે બે ગીનિઓની યુવક મંડળને બક્ષિસ કરી છે, અને તે આપ સર્વને જણાવવાની તેમની ના છતાં એમની એ ઉદારતા ઉઘાડી કરતાં જ્ઞાતિ સમક્ષ જ્ઞાતિના યુવકમંડળ તરફથી ભૂક્કાચોર પંચનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છુ. તાળીઓ ! ! !

સર્વ જ્ઞાતિજનોમાં હાહાકાર થઈ રહ્યો ! 'ભૂઠ્ઠાચોર પંચ શિયાવિયા થઈ ગયું ! મંડળ ઉડીને ચાલતું થયું તેની સાથે ભૂઠ્ઠાચોર પંચના હૃદયમાં આગ સળગાવતું ગયું. ખુબીથી જ્ઞાતિ સમસ્ત જ્ઞાતિના યુવક મંડળે દુષ્ટ દલાલ પટલીયાઓનાં અંદરખાનેથી થતાં કૃષ્ણ કર્મ ઉઘાડાં કરી હિમ્મતથી સ્વધર્મ રક્ષા કરી, પ્રપંચી જનોના પ્રપંચરૂપી પાવકમાં પળવાર પછી પ્રજળી જનાર એક નિરપરાધી પતંગિયાનો ઉદ્ધાર કરી, જીવનદાન દેતું ! નિર્દોષ આત્મા-ઓના આશિર્વાદ લેતું યુવક મંડળ લગભગ પોણા ભાગની ન્યાત પીઠપર ધારણ કરી, વીવિધ પ્રકારની વાતો દ્વારા સર્વનાં મન હરણ કરી ધીમે ધીમે વેરાતું ગયું. સૌ સૌને રસ્તે પડ્યા. ઘેર જતાં સર્વ જ્ઞાતિજનો મંડળની વાહ ! વાહ ! ગાઇ રહ્યું. મંડળના યુવકો પણ નમન કરતા છૂટા પડ્યા. રા. કાન્ત–પ્રિતમ–મ. બેપરવાઈદાસ વગેરે અરસ પરસ તાળીયો લેતા એકજ રસ્તે ચાલ્યા. વચ્ચે મી. પ્રિ-તમે પ્રશ્ન કર્યો–કેમ મી. કાન્ત ! આજ કંઇ તમારે ત્યાં વડીયો મૂકાઇ એમ સાંભળ્યું !

કાન્ત—હા, જી ! તમારાં બ્હેન આવ્યાં હતાં, તેમણે કહ્યું હશે ?

પ્રિતમ—હા ! લગ્ન ક્યહારનું રાખ્યું છે ? વરઘોડો સારો ચઢાવજો !

કાન્ત—તમારી મદદ શિવાય ક્યાં કશું થાય એમ

છે? ઇચ્છા તો એવી છે. પછી હરિ ઇચ્છા! લગ્ન ચૈત્ર વદ ૭ નું છે.

મ. બેપરવાઈદાસ—મી. કાન્ત! મંડળને કંઇ લાભ થશે કે? આપણી પાસે તો ભાઇ! તડાકને ભડાકજ સમજવું.

કાન્ત—ભલે! મંડળને માટે શરૂવાતથી જ મ્હારા પિતાશ્રીએ વ્યવસ્થા કરેલી છે. વિચાર છે કે સોએક રૂપિયાનાં સારાં પુસ્તકો મંડળની લાયબ્રેરીમાં ભેટ કરવાં. કેમ સ્વિકારશો.

પ્રિતમ—વાહ બહુજ ઉત્તમ! ઘણુંજ સરસ! કેમ દાસ?

મી. દાસ—તો મંડળ પણ યથાશક્તિ મદદ કરશે!

કાન્ત—થયું? અભિલાષા પણ એજ છે સાહેબ!

મિત્રોનો મંગલ વિનોદ પૂર્ણ થયો. નમન કરતા ત્રણે મિત્રો છૂટા પડ્યા. યુવક મંડળદ્વારા દુરાત્માઓને તેમનાં કર્મનું પ્રત્યક્ષ ફળ મળ્યું. નિર્દોષનો ઉદ્ધાર થયો! જ્ઞાતિમાં દાદાગીરી કરી ફરનારા દગલબાજ "ભૂઠ્ઠાચોર પંચ" ને સજ્જડ ફટકો પડ્યો. જ્ઞાતિની નિન્દાને પાત્ર થયેલું મંડળ પ્રીતિકર થઈ પડ્યું! સર્વ કહેવા લાગ્યા—વાહ! મંડળ! વાહ! "કાંકરીએ ઘડો ફોડી નાંખ્યો! મસ્ત હાથીનો મત્સર ક્ષુદ્ર મચ્છરે ઘડીભરમાં ઉતારી નાંખ્યો!"

"પ્રત્યેક જ્ઞાતિનું આદર્શરૂપ મંડળો દ્વારાજ મંગળ થશે."





## ષષ્ઠદશ પરિચ્છેદ.

### સાહેલી નવ શરમાઇએ !

"મન માને ત્યાં નવ જુવે, પ્રેમી-હીરા-હેમ;"
"બાંધ્યા રૂંધ્યા નવ રહે, પાણી-પવન ને પ્રેમ"

પરમાત્મા સૃજીત સૃષ્ટિમાં પામર આત્માઓનું ધારેલું કયાં થાય છે ?

Man proposes and God disposes. અર્થાત મનુષ્ય સદા સત્સંકલ્પ કરી શકે છે, પરન્તુ તે પાર પાડવું તે કેવળ કીરતારના જ હાથમાં છે. એટલું તો ખરૂં જ કે, પ્રત્યેક આત્માનું મંગલ ઇચ્છનાર અધિકારીને પરમ મંગલમૂર્તિ સ્વરૂપ મંગલેશ તેના અધિકારની વસ્તુ, સમયે વગર પરિશ્રમે તેને પહોંચાડે છે. શકુર કર ધારી કીરતારની કૃપા થતાં સ્વપ્ને પણ નહિ ધારેલાં સુખ-શાન્તિ અને આનંદ નયન સમક્ષ આવી અજાયબ રીતે ઉપસ્થિત થાય છે. વિચાર કરવાથી સમજાય છે કે, એ બધું માત્ર-એ અજર-અમર પરમાત્માની કૃપાનુંજ પરિણામ છે.

વાંચક વર્ગની કલ્પનામાં પણ નહિં હોય, તે સ્થળનું અવલોકન કરાવવાની અમને ઉત્કટ ઇચ્છા છે. માત્ર એજ જોવાનું છે કે; એથી એમને અમે યથેષ્ઠ સંતોષ અર્પિ શકીએ છીએ કે કેમ ? રા. ભગવત્પ્રસાદના ચી. શાન્તિ-પ્રસાદનો વિવાહ તેમની જ્ઞાંતિના એક કુળવાન ગૃહસ્થ રા. રણજીતભાઇને ત્યાં તેમની એકની એક કુમારીકા સાથે કર્યો હતો, જે હકીકત સાતમા પરિચ્છેદમાં વાંચક વર્ગને વિદિત થઇ ચૂકી છે !

પુત્રી લગ્નોત્સવના પરમ શુભયોગની પ્રાપ્તિથી રા. રણજીતભાઇએ પરમાત્માની કૃપાથી પૈસે ટકે સુખી હોવાથી જેમ બને તેમ લગ્ન-સારી ધામધુમથી થાય તે વિચારથી ગ્યાને ઠેકાણે બે પૈસા વાપરવામાં પાછી પ્હાની કરી નથી. લગભગ આઠ–દસ દિવસથી બાંધવાનો શરૂ કરેલો લગ્ન–મંડપ આજ પૂરો થયો છે. મિત્ર વર્ગ સહિત મધ્યાન્હે જમીપ-રવારીને મંડપ તૈયાર થઇ ગયાના સમાચાર મળતાં જોવા જવા ઘરની બ્હાર નિકળી ચાલવા માંડયું. ભવ્ય મંડપની ભભક ભરી શોભા દૂર રહે રહે રણજીતભાઇના હૃદયમાં અ-લૌકીક આનંદ પ્રકટાવી રહી છે. સહગમન કરતું સ્નેહી મં-ડળ પણ સાથે વાહ ! વાહ ! શબ્દોચારથી તેમના આનં-દમાં અભિવૃદ્ધિ કરે છે. મંડપમાં પ્રવેશ કરી સારી રીતે અવલોકન કર્યા બાદ કારીગરોને પૂર્ણ શાબાશી આપી; અને સાથે સાથે એમને પણ યથોચિત બક્ષિસ આપવાને જણાવ્યું.

હાંડીયો-ઝુમ્મર તથા મ્હોટા મ્હોટા મેનકા-મોહિની શકુન્તલા-ઉર્વશી-દમયંતી, તેમજ મ્હોં જોવાના બીલોરી કાચના કોહસો-બસો બસો રૂપિયાના સુંદર ચિત્રાકર્ષક તકતા-ગાદિ તકિયા-ખુરશીઓ વગેરેથી અલંકૃત થયેલો સુવિશાળ મંડપ ઘડીભર જાણે ઈંદ્રરાજાનો જનશન્ય દરબાર ના હોય એવી અપૂર્વ શોભા વિસ્તારી રહ્યો છે. રાજી થતા રા. રણજીતરાય વાતો કરતા ચાલતા થયા.

આજ પ્રાતઃકાળેજ રા. રણજીતભાઇને ત્યાં શ્રીગણેશ સ્થાપન થયું છે. પોળ-મહોલ્લામાં પણ આનંદ આનંદ શિવાય કંઇ જણાતું નથી. સંતાનના લગ્ન જેવો આનંદ ઉપભોગ કરવાનો અમૂલ્ય અવસર એ તો આ અવનીમાં પરમ ભાગ્યશાળી આત્માઓના ભાગ્યમાંજ લખાયેલો છે! પુત્ર-પુત્રીના લગ્નની શુભ ઘડી પ્રાપ્ત થવી એ પૂર્વનાં સંચિત શિવાય ક્યાંથી બને? આવી રીતે જ્યારે એક તરફ પુરૂષો વર્ગ: પક્ષી ખાવાના વગેરે વ્યવસાયમાં ગુંથાયા છે, ત્યારે બીજી તરફ ઘરનું રમણી મંડળ ગૃહકાર્ય તેમજ સાંસારિક-વ્યવહારિક કાર્યો તરફ લક્ષ આપતાં-પૂર્ણાનંદમાં અમસ્તાંએ ગાતાં ગાતાં આમતેમ ફેરાફેરા કરી રહ્યું છે. "વિવાહ વેઠી નાર" એ કહેવત આ સમયે પ્રત્યક્ષ થાય છે.

વાંચક! પણ ઑર એક નયન રંજક-હૃદયાલ્હાદક દ્રશ્ય જોવાનું તો રહી જાય છે! પણ એ શું? એ તો એજ કે રા. રણજીતરાયના ગૃહ રાજ્યના ભવ્ય દિવાનખાનામાં પરમ

સૌન્દર્યવતી—ભાગ્યશાળી, કુમારીકા મટીને થોડા સમયમાં સૌભાગ્યવતી—ગૃહિણી થનારી સુશિક્ષિત રા. રણજીતરાયની આત્મજા ! અરે ! અલ્પ સમયમાં ચી. શાન્તિપ્રસાદ જેવા લ્હેરી સંસ્કારી યુવકના હૃદયની અધિષ્ઠાત્રી થવાને ભાગ્યશાળી થનાર ભુવનમોહિની મદયન્તિકા ! શુદ્ધ સાત્વિક પ્રેમ મહિમાને જાંણનાર આર્યબાળા ! જુવો તો ખરા કેઃ ઝોલા પર ઝુલતી કેવું રસ ઝરતું કોમળ કણ્ઠે પરમ સમધુર ગાન કરી રહી છે:—

અલબેલા લટકાળા વ્હાલા પ્રિતમ ઠાકોર મ્હારે મન વસિયા (૨)
રસભેલા રીસાળા બેઠા દીલના દેવળ માંહી રંગ રસિયા—અલબેલા
પ્રીતિ પંચામૃતે પાતળીયા પખાળું, વચનના ફુલડે વધાવું,
હેતના હિંચોળે હળીમળી હિંચાળું, હોંશે હસીને હસાવું,
શૃંગાર સજી સજાવું હું ભાવે, ભોજનની થાળ ધરાવું,
હડનું કચુંબર, રીસનું રાઇતું, ચામઢાઇ ચટણીને વ્હેમ શાક આઇતું
બરફી પેડાને મ્હેસુર પ્રેમ ભાવના,
ઘારીપુરી કચોરી શુદ્ધ સ્નેહ વાસના;
ભાવના ભુખ્યા ઉઠયા દેવ લઈ વાસના,
પેંડા **પરસાદ**માં વ્હેંચીશું ઉલ્લાસના.- અલબેલા.

મદયન્તિકાના કોમળ કંઠમાંથી નિકળતો મિષ્ટ સ્વર અને ગાનની ઉત્તમતા પછી પૂછવું જ શું ? આખું દિવાનખાનું ગૂંજી રહ્યું છે. સહચરના લગ્ન પ્રસંગે હેરા ફેરા કરવા—મળવા—આનંદ આપવા આવેલી નીચે કામ કરતી અવન્તિકા અને જયન્તિકાના કર્ણમાં હેઠળ રહે રહે કંઇક સ્વર અથ-

ડાયાથી રખેને મદયન્તિકા તો નહિ આની હોય ! એવો ભાસ થવાથી બેઉ સહચરો નીચેથી ધીરે રહીને જતીક, બિલકુલ ચું કે ચાં કર્યા શિવાય સ્તબ્ધ ગાન સાંભળતી અરસ્પરસ એક બીજાને આંગળીઓના ગોદા મારતી—ખુશી થતી નિસરણીમાં ઉભી રહી છે.

ગાન પૂરૂં થયું ! સહચરો પ્રત્યક્ષ થઈ ? મદયન્તિકા ઉભયને જોતાંજ શરમાઇ ગઇ કે, રખેને તેમણે ગાન સાંભળ્યું તો નહિ હોય ! કારણ, તેમને વખતો વખત ટોળ કરવાની ટેવ છે. મદયન્તિકાએ હૃદયના ભાવ છૂપાવીને—આવો બ્હેન ! કહી જયન્તિકા અને અવન્તિકાને આવકાર આપ્યો. એમણે પણ હા બ્હેન ! આવ્યાં તો ખરાં, કેમ કંઇ શા વિચારમાં છો કે, બસ્યું ! જરી નીચેએ આવતાં નથી ? અવન્તિકાએ સામે જોઇ આંખનો અણુસારો કરી ગંભિર મુખમુદ્રાએ પ્રશ્ન કર્યો.

મદયન્તિકા—ઉપર ને નીચે ! વળી જ્યાં બેઠાં ત્યાં ક્ષેમ ને કુશળ ઘેડાં બાને બધીએ પંચાત કેમ જયન્તિકા ?

જયન્તિકા—ભલી રે ભલી ! આપણા વિના તે કયાં ગાય દોહ્યા શિવાય રહી છે ? ઘેલી ! એ તો છેજ એવી !

બ્હેન ! બધુંએ જવાદો ! અધુરૂં તો પૂરૂં કરો ? હેડા એટલે બધુંએ પત્યું. એ પણ બે ઘડી આનંદ ! વચમાં અવન્તિકાએ જયન્તિકાને—છાંની મૅરય ને બાપુ ! કહી મદયન્તિકાને સગળ્યું.

**જયન્તિકા**—હા! બરાબર છે બરાબર. કર્યું એ કામ! વિંધ્યું એ મોતી! લીધો એ લ્હાવો! ખાધાં એ ખાસડાં!

**અવન્તિકા**—મૅરય મૂઇ લગ્નમાં તે એવું બોલાય? મદયન્તિકા તો બહુજ રીસાળ છે. પાછું વળી કંઇ જચકું પડશે!

**જયન્તિકા**—લ્યો! ત્યારે, મદયન્તિકા બા! માફ કરજો!

**મદયન્તિકા**—એ તો હું ના જાણુતી હે.ઉં ત્યારે ને? તમને ક્યાં ઠઠ્ઠા-મશ્કરી શિવાય કશું આવડે છે?

**અવન્તિકા**—ઠીક બા! ઠીક. એ તો થોડે સો મીઠા "મહાદેવના ગુણતો પાર્વતિજ જાણે." અમે કહ્યું એટલે ઠઠ્ઠા-મશ્કરી ઠરી, અને આ ઘડી સુધી હિંચકા ખાતાં ખાતાં બ્હેન અં....લ....એ....લા! ગવાતું હતું તે તો ઉં....હું!

**મદયન્તિકા**—(મ્હોં મલકાવતી,) ના, ના! શું ત્યારે તમે બેઉ જણ સાંભળતાં હતાં? તમે તો પક્કાં છો! તમે કહો તો ખરાં કે સીઢીમા ક્યહારનાં ઉભાં હતાં? જાઓ!

**જયન્તિકા**—ક્યાંથાં બા! એ તો અમે મંગળાચરણ થયું ત્યારથી જ ઉભાં હતાં. સમજ્યાં? અહીં તો ટાંટીયાને પૂછો માલમ છે, બા!

**મદયન્તિકા**—ત્યારે ઉપર આવવું હતું ને, તમને કોણે રોકી રાખ્યાં હતાં? ગાંડાં નરાં!

**જયન્તિકા**—બાપુ! અમે ક્યાં વળી વચમાં આવીને કુમળી આંતરડીને કકળાવી વ્યર્થ નિસાસો લઇયે?

(જયન્તિકાએ ચાલાકીથી મદયન્તિકાના હૃદયપરથી હાથ ફેરવ્યો.)

**મદયન્તિકા**–(જયન્તિકાના ગાલે સ્નેહાવેશમાં વ્હાલની નિશાની તરીકે સાવચેતીથી લપડાક મારતાં) વાહરે! ડહીબા!

**અવન્તિકા**—અલી જયન્તિકા! તું તો ભૂલીજ ગઇ?

**જયન્તિકા**—શું? હા હાં! એતો મદયન્તિકા! લાવો બા! લાવો! પેંડાનો પરસાદ વહેંચો પણ જરી બ્હેનપણીઓ સાંભળી? મ્હારૂં સાળુ અમારો તો એકડોજ કાઢી નાંખ્યો જણાય છે ને? લાવો બા!

શરમાઈ ગયેલી ઉભય બ્હેનપણીઓના સ્હામે સ્મિત-હાસ્ય યુક્ત દ્રષ્ટિ પ્રહાર કરતી હરખાતી ઝડપ લઇને ઉઠતાં કે, જોત જોતામાં કબાટમાંથી જર્મનસિલ્વરના ફેશનેબલ મેવા–મીઠાઇથી ભરેલા તાટને સઇયરોના મધ્ય ભાગમાં લાવી મુક્તી કે, લ્યો! બા! લ્યો! પરસાદ ખાઓ! પછી? કહેતી કે મદયન્તિકા ઉભી રહી.

**અવન્તિકા**—બ્હેન! દેવને ધરાવેલો હશે એતો મહા ભાગ્યની વાત! નહિ તો પછી તમારૂં છાંડયું ના હોય?

**મદયન્તિકા**-- ઑ....ય! હજુ હાથ તો અડકાડયો નથી!

**જયન્તિકા**—અવન્તિકા! ના, બા! ના. દેવનો તો ધરાવેલો! પણ દેવનાં દર્શન કર્યાં કે નહિ?

**મદયન્તિકા**—જા! બા તું તો આવી અલેતી ને અલેતી રહી! કંઇ નહિ! તમારે કયાં બીજો ધંધો છે?

**જયન્તિકા**—હા, બા! એતો કંઇ નહિ! અમેતો નવરાં!

મદયન્તિકાના હાથમાંથી કુંચીયોનું ઝૂમખું ઝૂટાવતાં

કે, કબાટ તરફ જતી કે, જ્યાં જયન્તિકા કબાટ ઉઘાડવા જાય છે ત્યાં તો:—જો ! જયન્તિકા ! તું આવડી મ્હોટી થઇ પણ અટકચાળી ને અટકચાળી ! કંઇ કશું સમજે કે કરે ! મદયન્તિકા મ્હોટેથી બોલી. ઉઠી; પણ જયન્તિકા ક્યાં જાય એવી હતી ? પોતાનો હાથ છોડાવતાં કે, તેણે એકજ ઝપાટે કબાટ ઉઘાડ્યું, અને નજરે પડેલી શાન્તિપ્રસાદની તસવીર હાથમાં લઇને:—એ અવન્તિકા ! જો જો ! આમતો આવ ! આતો કંઇ નહિ !

મદયન્તિકા હતાશ થઇ ગઇ. તે તો મૂઢની માફક કંઇ ના ચાલવાથી કોરાંણે માત્ર ઘેતુમુદ્રા કરીને ઉભીજ રહી. વચ્ચે અવન્તિકાએ જયન્તિકાને કહ્યું–એમાં શું ? તું એ પેલા એના જેવીજ છે ને ? લાવ ! આમ લાવ ! તું શું કામ ગભરાય છે? એટલે વળી જયન્તિકાને વધારે જોર આવ્યું. પોતે જતી કે, ખુરસી પર બેસી ગઇ; અને બરાબર જોયા પછી, અવન્તિકાના હાથમાં મૂકી ! મદયન્તિકા શિયાવિયા થઇ ગઇ હવે એને વળી ઉલટી વધારે અમુંઝણ પેઠી. આતો પાછીઓ પૂરી ફજેતી કરશે ! જોઇતું હતું ને પિયરયાં મળ્યાં ! અવન્તિકાએ બરાબર જોઇને ઉદ્ગાર કાઢયા:—ઓ હો હો ! એમાં શું ? લ્યો ! બા ! લ્યો ! જુવો ! જરીકે ઘસાઇ હોય તો બે ગડદા મારજો ! પછી ?

તમે ક્યાં પારકાં છો ? હું ક્યાં ના કહેતી હતી ? મેં કુ ચુથા ચુંથીમાં ફાટી જાય ! એની કંઇકાકીઓ તો તમને

આવડે બા ! મદયન્તિકાએ કહ્યું.

મદયન્તિકાને ચીડાવવાની ખાતર જયન્તિકાએ જામગ્રી સળગાવી—અવન્તિકા ! કેમ જોયું ડાહીમાનું ડહાપણ ? પાછાં તમે તો મ્હારી ટોળ કરો છો ? હું તો બતાવતીતી !

હા બ્હેન ! હા. એ તો "શાંણીની વાંણીમાંજ બધી કુશળતા સમાંણી છે ને ?" અવન્તિકાએ આગળ લંબાવવાની ઉત્કંઠાથી અંજલી અર્પણ કરી.

મદયન્તિકા બિચારી શું બોલે ? વાત તો ઉઘડી ગઇ ! આખર બોલે પત્તો નહિ ખાય, એમ સમજી બહુ સારૂં ! એમાં શું ! એ પ્રત્યુત્તર આપતી રહી. કાબેલ કુમારીકાએ આડી અવળી વાતને અદ્ધર ઉડાવી મારતાં ઉદ્દગાર કાઢયા—જુઓ ! બધુંએ જવા દો ! અવન્તિકા ! કાલ તો બેઉ જણુ વ્હેલાં આવશો ને ? જો જો ભૂલાય નહિ ! કહો ! પહેલાં એ કહો કે, કેટલા વાગે આવશો ?

અવન્તિકા—વરયાત્રા કેટલા વાગે આપણે ત્યાં ઉતરશે?

મદયન્તિકા—ત્હારે વળી તેનું શું કામ છે ?

જયન્તિકા—હાજ તો, વળી એટલા વાગે આવીશું !

મદયન્તિકા—જો ! પાછી ચાંપલી ! એને તે ચેન વળે ?

અવન્તિકા—વાત તો ખરી જ તો ? નિરાંતે વ્હેલાં બજારમાં જઇને વરરાજાને જોઇશું ! જઇએ તો ખરાં કે શાન્તિપ્રસાદ હાથમાં શ્રીફળ લઇ કેવા દમામથી આવે છે ?

મદયન્તિકા—સારૂ બા ! સારૂ. તમારે ફાવે તેટલા

વાગે આવજોને? (બ્હેનપણીઓના સ્હામે જોઈ મદયન્તિકા હસી પડી.)

લગ્ન સમાન તે કંઇ આનંદ છે? સખીઓના વિનોદથી મદયન્તિકાનું ચિત્ત વિહ્વળ બન્યું. જાણે બ્હાવરી! કંઇ બોલવા જાય, વળી પાછી અટકી જાય. અવન્તિકા અને જયન્તિકા ઉક્ત દ્રશ્ય ઘડીભર જોઇ રહ્યાં. એકાએક ખૂબ હસી ઉઠયાં. સમજ્યાં કે મ્હારૂં સાળુ હવે કામ કઇ વધ્યું ખરૂં. સખીઓના અટ્ટહાસ્યથી નાયિકા ચીડાંણી! અંદરના ભાવને છૂપાવતાં-સારૂ બા! અમે તો એમાં કશુંએ ના સમજીએ! એ તો બધા ચાળા-ચટકા તમને આવડે!

અવન્તિકા—હા, બ્હેન! હા. એતો બધું ઢાંકયુંજ રહે છે ને! ઓય રે! જયન્તિકા! જરી બ્હેનના સ્હામું તો જો?

જયન્તિકા—જયન્તિકાએ તો કચ્હારનાંએ બ્હેનને જોયાં છે!' બ્હેન! તન-મનમાં મદનનો ચમકાર થાય તે તો ત્રણુલોક જાણે!

મદયન્તિકાના સ્તન પ્રદેશપર ચાલાકીથી હાથ ફેરવતાં અવન્તિકા બોલી-લાવો! તમારા કુમળા કાળજની સ્થિરતા તો જોઉં? ઓય! જાણે બા બાર ગાઉથી ચાલીને ના આવ્યાં હોય એવાં તો હૈયામાં ધબકારા થાય છે! બ્હેન! એ....શું?

સ્થિતિ પરીક્ષણથી મદયન્તિકા અનંગ રંગમાં પૂર્ણ રંગાંણી, અને હિંચકેથી અવન્તિકાને હડસેલતાં-જા....રે! કહેતી કે, ગાભરી બનેલી શરમાતી-અકળાતી-મુંઝાતી

અલબેલી પોતે પણ હિંચકેથી એકદમ ઉછળતી કે જય-ન્તિકાને જોરથી ભેટી પડી. જયન્તિકાએ સમય સાધી હાથ છોડાવી ખુશીથી અજબ રંગની જમાવટ કરી:—

જયન્તિકા—ભેટી ભરથાર હૃદય હારને....

મદયન્તિકા—......................જા જા બ્હેની....

અવન્તિકા—..................અંતરના તાપને સમાવજો-

જયન્તિકા—રસિયાને રંગમાં રમાડજે, હો! બ્હેની....અં.

મદયન્તિકા—મીઠી વાણીના બાણથી વિંધાણી.....

જયન્તિકા—ખમા! વ્હાલી! શું કાળજે ઘવાંણી? (સ્તનસ્પર્ષ)

અવન્તિકા—ચકુણ પાણી કરનાર ઘા રૂઝાવશે!

જયન્તિકા—ક્ષમા યાચું સાહેલી! સ્વીકારને....ભેટી

"મીઠી વાણીના બાણથી વિધાણી." કહેતી વખતનો મદયન્તિકાનો લ્હેકો અને ચાલ જોઇ મોહિત થઇ જોઇ રહેલી જયન્તિકાએ બોલી રહેતામાંતો તેની પાછળ જઇને, તેને ઉંચકીને હિંચોળાખાટમાં લઈ જઇને પછાડી.

મદયન્તિકા—જા! બા! જા! તું તો બહુ તોફાની!

જયન્તિકા—ખરેખર! એતો મ્હને તમારા પર બહુજ હેત આવ્યું!

અવન્તિકા—ઓય! ઓય! મદયન્તિકા! જયન્તિકા જો જયન્ત હોતને, તો શાન્તિપ્રસાદના હાથમાં તો કશુંએ ના આવત હોં કે?

મદયન્તિકા—હવે હું ચીડાઇશ ત્યારેને? બોલો

તમારે બોલવું હોય એટલું. હવે હું એ કયાં કાચી છું?

જયન્તિકા—ત્યારે થયું !

અવન્તિકા—હવે જુવો તો ખરાં ! સંધ્યાકાળ થવા આવી, જયન્તિકા ! હેંડબા ! પછી મોડું થશે એટલે કોઇ નવરૂં છે તે મૂકવા આવશે ?

જયન્તિકા—હા ! લ્યો ! બ્હેન ! ત્યારે તો જઇશું !

મદયન્તિકા—વાહરે ! દેવના પ્રસાદનો અનાદર કરશો કે ? પ્રસાદ ઠેલીને ગયાનું પરિણામ "સત્યનારાયણ દેવની કથામાં નહિ સાંભળ્યું હોય ?"

. ત્રણે જણ હસી પડયાં. ખુશી થતાં મદયન્તિકાનું માન સાચવવાની ખાતર વગર આનાકાનીએ ત્રણે જણે એક પાત્રમાં નાસ્તો કરવા માંડયો. સ્નેહીજનોની સાથે સ્નેહ સબંધને અંગે સ્નેહ ભોજન કરવું, એ અલૌકીક આનંદ જેણે અનુભવ્યો હોય તેજ તેની મહત્તા સમજી શકે ! "ખરમ સાકર જીરવવાની શક્તિ કયાંથી ?"

ખાન-પાન અને મદયન્તિકાનું માન પામી અવન્તિકા અને જયન્તિકા વેળાસર આવવાનું વચન આપી વિદાય થયાં. મદયન્તિકા મહોલ્લા સુધી સખીયોને વળાવવા ગઈ લગ્ન મંડપ નજરે પડતાં, પૂર્ણાનંદમાં મસ્ત બનેલી મદયન્તિકા નજર ફેરવી પાછી વળવા જતાં, લગ્ન મંડપ અવલોકતી અવન્તિકા અને જયન્તિકાએ મદયન્તિકા તરફ દ્રષ્ટિ સંધાણ કર્યું. દૂરથી બેઉ બ્હેનપણીઓએ આંખના ઇસારાથ

મદયન્તિકાનું લગ્નમંડપ નિમિત્ત ચિત્ત ખેંચી ચમકાવ્યું ! મદયન્તિકા શરમાઇ ગઇ ! દૂર રહેલી ઉભય સહિયણીઓની અંતરવૃત્તિઓના ઉદ્દગાર, શરમાતી લટક મટક કરતી ચાલી જતી બાળાના કાનમાં અજાયબ રીતે અથડાયા:--

"સાહેલી નવ શરમાઇયે!"



## સપ્તદશ પરિચ્છેદ.

### વિરહિણી.

॥ कामातुराणां न भयं न लज्जा ॥

'સુત–માત, ભગિની–ભ્રાત, તનયા–તાત, કામી અંધ છે,
'સુતદાર પર ખર પ્યાર પણ ધરનાર કંઇ મતી મંદ છે,
'ક્રૂર! સુહૃદની પ્રિય નાર ઘર જઇ વિષયમાં વળનાર છે,
"મહોબ્બત નહિ પણ યાર! માનો મિત્રની મ્હોંકાણ છે."



મદન દેવે મહાપુરૂષોનાં નામ બદનામ કર્યાં છે. કામાંધ પામર પશુ તુલ્ય આત્માઓ જ્ઞાની અજ્ઞાની બની જાય છે. ડાહ્યા મૂર્ખ બની જાય છે. પૂર્ણ ચૈતન્યશાળી–પ્રતિભાશાળી આત્માઓ નિશ્ચેષ્ટ પાષાણ પ્રતિમા સમાન બની જઇ, બસ તેનાજ ધ્યાનમાં ગુલતાન જણાય છે. ધન્ય ! કામદેવ ! ત્હારી શક્તિને ! ધીક્ ત્હારા નામને !

અખિલ સંસારમાં જ્યાં ત્યાંથી એજ મદન મહારાજનો મહિમા ગવાતો કર્ણમાં અથડાય છે. આબાલ વૃદ્ધ

પર્યંત આ કલહયુગના મહાદેવ કામદેવના ઉપાસક બની ગયા છે. ધન્ય! પ્રભુ!

સર્વ સંસાર મદન આધીન. "દેવી દમયંતિ."
શ્રુતિ જ્ઞાન વિસ્તારક બ્રહ્મા, થઇ ધર્મથી હી...ન
થયા પિતાનો ધર્મ ભૂલીને, નિજ દુહિતામાં લીન—સર્વ
મહાદેવ સ્મર સંહારક પણ, થયા મદનથી હી....ન
ભીલ્લ ભામિનીમાં ભરમાયા, ભાળી રૂપ નવીન—સર્વ
કઇંક સાધુએ કામભક્ત થઇ, ત્યાગ્યાં નિજ કૌપી....ન
ઇંદ્ર-ચંદ્ર ભૂલ્યા તો બીજાં, કયમ ન ચળે મન મીન—સર્વ

કાન્તના તે દિવસના આશ્વાસન પછી, પવિત્રી પુનઃ સતેજ થઇ છે. વિરહ વેદનાથી વ્યથિત થતા કંઇક 'મણું' પથારીએ પડેલા જીવો ઇપ્સિત વસ્તુ મેળવતાં ચોવીસ કલાકમાં પૂર્ણ ચૈતન્યશાળી થયા છે, એવાં દ્રષ્ટાંતો ઘણાએ વાંચ્યાં અને સાંભળ્યાં હશે!

પવિત્રીના હૃદયોદ્યાનમાંની તેના જીવન સ્વરૂપ આશાલતા ખીલવા માંડી છે; તેણે શરૂવાતમાં ફક્ત પતિને વશ કરી, પછી પોતાની સત્તા સાસારિયામાં જમાવવાને પુનઃ કંઇક નવીન પ્રયોગ અજમાવવાની તૈયારીઓ કરવા માંડી હોય એમ જણાય છે. કરમાયેલું મુખકમળ દિવસે દિવસે પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવા મથી રહ્યું છે. સર્વાંગ પરનો ગુલાબી રંગ પણ પોતાની સંપૂર્ણ જમાવટ કરવાને શરીરમાંનાં નાળીયાં-બાળીયાંમાં તનમનાટ કરતો ડોકીયાં કરી

રહ્યો છે ! પણ પિંછી વિના એ રંગ પૂરનાર પ્રવિણ કારીગર કયો ? એતો એજ રતિપતિ કામદેવ !

પુનઃ મદનદેવ પોતાનું સામ્રાજ્ય સ્થાપવાને યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યો છે. પવિત્રીની પહેલાંની એ શ્વાનવૃત્તિ આ પળે તો અદ્રષ્ય થએલી જણાય છે; છતાં કંઇક એવાજ વિચાર વમળમાં ગોથાં ખાતી માળ પર બેઠેલી તેને અમે અત્યારે પ્રત્યક્ષ જોઈ શકીયે છીએ. ધન્ય ! વિધાતા !!

કોઇ પણ રીતે હવે કાન્તને હાથમાં લઇ પોતાનું કામ કાઢી લેવાનો એણે દ્રઢ નિશ્ચય કર્યો છે. કાન્તની સાથે કૉડું કર્યા શિવાય—લાલચ બતાવ્યા શિવાય, પ્રિતમના પ્રેમની અધિકારિણી નહિજ થવાય, એમ તેનો અંતરાત્મા છુપી રીતે તેને સૂચવી રહ્યો છે. પણ અ હા હા હા ! કાન્ત જેવો સાધુ પુરૂપ ! સાથે શુદ્ધ સદાચારી, સાત્વિક વૃત્તિવાળા, સ્નેહની કિંમત સમજનારને પોતાની માયા જાળમાં ફસાવવો ! પોતાને આધીન બનાવી કેવી રીતે કામ કાઢી લેવું ? અવિચારિણી અંતરમાં એજ ઘાટ ઘડી રહી છે ! એણે એજ નિશ્ચય કર્યો કે, કાન્તને ભોળવવો કાંતો એની આબરૂ પર હાથ નાંખી એના ઉજવળ જીવનને ઍબ લગાડવી ! એને એજ ઉચિત લાગ્યું.

વાંચક ! “ કુકર્મ રે-કામી શું ના કરે ? ”

સુધરેલી સુશિક્ષિત શંખિનીએ ‘મીયાં પડયા લેકીન ટંગડી ઉંચી હૈ.’ એ કહેવત પ્રમાણે દિવ્ય પતિવ્રત ધારી

કાન્તપર પત્ર લખવો શરૂ કર્યો ! કહો ના કહો પણ, જુવો ! હાથમાં જ્હોન ફેબરનું ફેન્સી હોલ્ડર લીધું ! ટેબલના ખાનામાંથી નોટપેપર કાઢયો ! પાસેજ પડેલા કેસમાંથી ચસ્માં કાઢયાં ! એટલું એ વળી અધુરૂં રહે એ શા કામનું ? ફ્લૅનલવતી પેબલ સાફ કરી ચશ્મ પર ચસ્મા ચઢાવી ચેઆસન પર વિરાજેલી વિરહિણી દ્વારા સ્વયં સુખી થવાનાં શાં શાં સાધન સજાય છે ? પત્ર લેખન શરૂ થયું :—

પ્રીય કાન્ત !

ત્હારા શિવાય આ સંસારમાં મ્હને કોણ સુખી કરે ! ત્હારા તે દિવસના આશ્વાસનથીજ આ દેહ ટકી શકયો છે. ત્હારી કૃપાથી મ્હેં પુનરૂજીવન પ્રાપ્ત કર્યું છે. પ્રિતમ મેળવી આપી મ્હને સુખી કર ! મ્હેં સાંભળ્યું છે અને માનું છું કે, આ જન્મે હવે એ મારો અર્ધાંગના તરીકે સ્વીકાર કરનાર નથી. છતાં તું ધારે તો હું સુખી થઇ શકું. તે બદલ તું જેની આકાંક્ષા રાખતો હોય તે પૂરી કરવાને તૈયાર છું. મ્હારાં કરેલાં કર્મનું ફળ મ્હેં ભોગવ્યું છે. થોડા સમય પહેલાં ત્હેં શો પ્રયત્ન કર્યો હતો, એ તને યાદ છે? ક્ષમા ! આ પળે તું કહે તો ત્હારે માટે મ્હારો પ્રાણ પાથરવાને પણ ખુશી છું. મદન પીડિત આત્માઓજ મદન વિરહની મહા વ્યથા સમજી શકે છે. વધારે શું લખું ! માત્ર ત્હારોજ વિશ્વાસ !

"વિરહિણી."

પત્ર કવરમાં બીડી શરૂવાતથીજ લાવી મૂકેલ અર્ધો આનાનો સ્ટેમ્પ ચોંટાડી દીધો. ટપબધ થઇને ટપાલ ઑફીસે જવા ચાલી નીકળી. પોળમાંથી નિકળતાંજ સામેથી કાન્તને આવતો જોયો! તેને જોતાંજ પવિત્રીના હૃદય સમુદ્રમાં અનેક પ્રકારના તરંગો ઉદ્ભવવા લાગ્યા. પત્રને હાથો હાથ આપવો કે, પોસ્ટમાં નાંખવો? લાવને, ઘરમાં કોઇ નથી માટે યુક્તિ પ્રયુક્તિથી તેને ઘરમાંજ " મ્હારી બા બોલાવે છે." કહી ખેંચી જઉં? પછી મેંડે લઇ જવામાં મહેનત નથી. પવિત્રીએ એ નિશ્ચયનેજ હૃદયમાં સ્થાન આપ્યું. કાન્તના ન્હાના ભાઇ ચી. શાન્તિપ્રસાદની વરયાત્રા નિકળવાનો સમય થયો હોવાથી ઘરનાં સૌ કોઇ કાન્તને ત્યાં ગયાં હતાં, ત્યારે એના બદલામાં ઘરનાં સર્વની ગેરહાજરીનો, કાન્તને ઘરમાં બોલાવી કેવો લાભ લેવા પવિત્રી પ્રવૃત્ત થઇ છે? કાન્ત! ખરેખર તું પણ પૂરો ભાગ્યશાળી!

વરયાત્રાની ધામધુમને અંગે કંઇ કારણસર બહાર ગયેલો કાન્ત ઝડપથી અપ-ટુ-ડેટ પોષાકમાં ઉલટભેર જ્યાં પોળમાં પ્રવેશ કરે છે, ત્યાં તો રૂપદિપક પર વિના કારણે જઇ પ્રજળી જનાર પતંગિયા જેવી, રૂપની તરસી પવિત્રી પોતાના ઘરના ઓટલા પર જઇને ઉભી રહી. ઘર ઓળંગી જતા કાન્તને આગળ જતો અટકાવી બોલી—કાન્તભાઇ! જરીક આવી જાવોને મ્હારી બા બોલાવે છે!

અરે! અત્યારે તે આવવાનો સમય છે? જાઓ! પછીથી આવીશ!

મ્હારા સમ ના આવો તો ! હું મરી જઉં એટલું પાપ !

( લાવને કાશ કાઢું કહી, આગળ કાન્ત અને પાછળ પવિત્રી. ) ઘરમાં દ્રષ્ટિ કરતાં–ક્યો ! ક્યાં છે તમારી બા ? મેડે હોય તો નીચે બોલાવો–ઉતાવળ કરો ?

( મેડે ચડીને )–આવોને ? તમે તો બળ્યું બહુજ લવલવીયા ! આમ આવોને ? ઘાંટો પાડીને નથી કહેવાય એમ ! એ તો તમારે ત્યાં આવવા માટે મ્હારે સારૂ સાડી ને પોલકું કાઢે છે !

ઉંહુ કરતાં અર્ધો કલાક નિકળી જશે એમ ધારી, ભલા દીલનો કાન્ત ધડબડ ધડબડ કરતાં નિસરણી ચઢી ગયો. જતો કે અંદરના ઓરડામાં દાખલ થયો ત્યાં તો પવિત્રીએ પાછળ રહીને ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં. કાન્ત સમજ્યો કે, કહો ના કહો પણ પવિત્રીનું આ કંઇ ખૂની કાવત્રું છે. તેણે ક્રોધિત્ સ્વરે કહ્યું–પવિત્રી ! પવિત્રી ! તું શું કરવા ધારે છે ? ત્હારાં પાપકર્મનું તને જે ફળ મળ્યું હતું તેને હજુ પૂરા ચૉવીસ કલાક તો થયા નથી એટલામાં મૂર્ખ ભૂલી ગઇ ? ચાલ ! છોકરમત છોડી દે–બારણું ઉઘાડ ?

બારણું કેમ ઉઘાડું ? પહેલાં હું કહું તેમ વર્તવા મ્હારી સાથે કબૂલ થાવો ! બંધાઓ તોજ બારણું ઉઘડશે !

તમારા કહ્યા શિવાય હું કોઇ પણ પ્રકારે બંધાઇ શકું એમ નથી ! પહેલાં જણાવ કે હને શું કામ છે ?

પેલાને સમજાવી તેનો મેળાપ કરાવી આપવા?

તે અશક્ય છે! તે મ્હારા હાથમાં નથી! ત્હારૂં પાપાચરણ પ્રત્યક્ષ જોનાર ત્હારો પતિ 'પ્રિતમ' તું સમજે છે કે સમજાવનારને શું કહે? એવા સ્વતંત્ર મિજાજના વિદ્વાન પુરૂષને સમજાવવાનું મ્હારામાં યદ્‌કિંચિત્ સામર્થ્ય નથી! હે! બારણું ઉઘાડ છે કે કેમ?

જો તમે માથે નહિં રાખો તો હું આજ પળે જીભ કરડીને મરીશ! તમને ઘોર સ્ત્રીહત્યાનું મહા પાતક લાગશે! કબૂલ કરાવ્યા શિવાય તમને કેમ જવા દઉં?

ત્હારા જેવી ત્હારી છપ્પરપગી ભોજાઇને ત્હારો ભાઈ વા ત્હારી મા જો ફરી સંઘરવા બંધાતાં હોય તો ચાલ ત્હારે માટે હું પણ ત્હારી સાથે બંધાઉ છું. ત્હારી આશા! સમજ કે હવે નિરાશા છે. તે બાબત હું કંઇ કરી શકું તેમ નથી! ત્હારા જેવી કુલાંગાર સ્ત્રીનું ખૂન કર્યા શિવાય હું તો નાજ રહું! એમ સમજ કે તું તો પૂરી ભાગ્યશાળી કે બિચારો દૂર રહે રહે નથી દેતો ત્હારૂં નામ કે નિશાન! શયતાન તું સમજીશ નહિ કે, પશુવૃત્તિ તૃપ્તિની આકાંક્ષા રાખનાર આ કાન્ત એક પામર નાદાન વિષય વાંચ્છિત કીટ છે. (પવિત્રીના કટાક્ષપાતનો કાન્તે પ્રત્યુત્તર વાળ્યો.)

પવિત્રી સમજી કે આતો સાપે છંછુદર ગળ્યા જેવું થયું! જવા દઉં તો ઉઘાડું પેટ ઉઘાડું થાય છે! અહીં કંઇ ગજ વાગે એમ નથી એવો વિચાર કરી બેશરમ મર્ણ-

પથારીએથી કંઇકના પત્નીવ્રતનું સત્યાનાશ વાળવા સાજી થઈ ઉઠેલી કર્કશાએ ધીમે રહીને નયન ચમકાવતાં ઉચ્ચાર કર્યો–ત્યા....રે....

એ બધું જવા દે ! બહુ થયું ! ત્હારા અપવિત્ર હૃદયના ઉછાળા અને ચાળા હું સારી રીતે સમજુ છું. તું એમ ના સમજીશ કે, મિત્રનું ઘર મારનાર મનુષ્યકુળ કંટક આ નરપિશાચ છે ? ત્હારૂં રૂપ અને ત્હારા વિષયસુખને હું નર્કકુણ્ડમાં રગદોળનાર તુચ્છ સાધન સમજુ છું. હવે પણ વિચાર ! મ્હને સતાવવામાં તું અવશ્ય સાર નહિજ કાઢે. મ્હારા જવાના માર્ગમાંથી અલગ થા !

મ્હારી આશા સફળ કર્યા શિવાય જોઉં છુ કે તમે કેવા જાવો છો ? હજુ સ્ત્રીચરિત્રના સપાટામાં કાન્તજી નથી આવ્યા. કહો ! બૂમ પાડું કે, મ્હને એકલી ધારી મ્હારી લાજ લેવા મૂવો કાન્ત મ્હારા ઘરમાં પેઠો છે ? સમજો કે તમારૂં માન અને મૂલ્ય એતો મ્હારી મૂઠીમાં છે ! કેમ શી મરજી છે ? ભૂલી ગયા એ દિવસ....

'પવિત્રી ! શું આથી તું ત્હારૂં શ્રેય સાધી શકીશ ?

'એક વખત હૃદયદાન....એમાંજ મ્હારૂં શ્રેય સમાયું છે.

'હૃદયદાન ? દુષ્ટા આ દેહને અપવિત્ર કરવા ધારે છે ?

'હા હા ! હૃદયદાન ! વાહરે ! યોગી !

"હૃદયદાન તો કમ્હારનું એ કાન્તને પતિ ભગવાન સમજનાર લક્ષ્મીને સમર્પણ થઇચૂક્યું છે ! એ દેવાદને

અમૃત માનનારી અભાગિની દૂર થા! એંઠીચાટમાં મ્હોં ઘાલનારી તરકડી મરી જા! બળી જા!"

પવિત્રી જતી કે, કાન્તને કર સ્પર્શ કરવા જાય છે ત્યાં તો સિંહની માફક ગર્જના કરતાં કાન્તે કહ્યું—પવિત્રી! સબૂર! તું આ કોની સાથે શું કરવા ધારે છે, એ કંઇ સમજાય છે?

હા! એ હું સારી રીતે સમજુ છું. જેને મ્હારૂં હૃદય ર્‌હાય છે, તે હૃદયમણીની સાથે સંસારમાં ક્ષણવાર સ્વર્ગ સુખ ભોગવવાની લાલસા રાખું છું!

ધીકઃ ધીકઃ પવિત્રી! તું ત્હારા પવિત્રી નામને શા સારૂ કલંકિત કરે છે? સ્વામી સેવા શિવાય સ્ત્રીઓ સ્વર્ગ મેળવે છે, એ ત્હેં ક્યાં વાંચ્યું? મહિલામંડળમાં જઇને વાહ! તું આજ શીખી આવી? હરિ! હરિ! ત્હારો હૃદય-મણી બિચારો ખુણે બેસીને ત્હારા નામ અને કામ પર અશ્રુપાત કરતો હશે! તેના સુખ—દુખમાં સમાન ભાગ પડાવનાર, જો તું વિચાર કરીને જુવે તો આ તો ત્હારા હૃદય-મણીનો જીવન—પ્રાણ સ્વરૂપ મિત્ર તને શરૂવાતથીજ 'બ્હેન' સમજનાર, મિત્ર ધર્મનું યથાર્થ પાલન કરનાર, આજુ જમાનામાંના દોસ્ત બનીને દુશ્મનની ગરજ સારનાર નરાધમ રાક્ષસ નહિ પણ સાક્ષાત સન્મિત્ર કર્તવ્યના અપૂર્વ સિદ્ધાન્ત સર્વકોઇને સારીરીતે સમજાવનાર, અણીના સમયે આત્મ સમર્પણ કરનાર સમજ કે આતો ત્હારો 'ભાઇ'! અને પ્રિતમનો ભાઇબંધ છે!

હવે જવાદોને એ બધું ડહાપણ? ગળા સુધી ગરજ ને પાછું....કહેતી કે જ્યાં રા. કાન્તની કોટે વળગવા જાય છે ત્યાં તો કાન્તે ક્રોધમાં ને ક્રોધમાં જોરથી એક એવો ધક્કો માર્યો કેઃ અપવિત્ર અળવિત્રી પવિત્રી હા....શ કરતી જમીન પર ગબડી પડી કાન્ત પવિત્રીના હાથમાંથી ચાવી ખુંચાવતાં કે, ખંડનું બારણું ઉઘાડી ચાલતો થયો. પણ હા! પરમાત્મા! સત્તાણું ટચના સોનાને પણ ફરી ફરી કસોટીએ ચઢાવવામાં કચાશ નહિ રાખે? ખરે! અમને તો એમજ લાગે છે કે, ત્હારામાં પણ સમયે નિર્દયત્વ નિવાસ કરેછે ખરું! પવિત્રીનો મ્હોટો ભાઇ ગજેન્દ્ર, કાન્તને ઘરમાંથી નિકળતો જોતાંજ બિચારો આભો બની ગયો! એક બીજા અથડાયા! કાન્ત ઘેર ગયો, અને ગજેન્દ્ર ક્રોધમાં ને ક્રોધમાં ઘરનું બારણું ઉઘાડી પવિત્રી! કહેતો કે ધબ ધબ કરતો મેડે ચઢયો! હરિ! હરિ! વિરહિણી વામાની હવે શું સ્થિતિ થશે?

વાંચક! જુવો! મિત્ર ધર્મનું યથાર્થ પાલન કરનાર સન્મિત્ર શિરોમણી સાધુપુરૂષ કાન્તને આ દિવસના બનાવને માટે શું શું સહન કરવું પડે છે? પણ આખર તમે અને અમે એજ કહી શું કેઃ—

ધર્મ ત્યાં જય! પાપ ત્યાં ક્ષય!

"વિજય વિજય હો મિત્ર કાન્તનો ગ્રન્થ તણી એ પ્રિયતમ આશ"



# અષ્ટાદશ પરિચ્છેદ.

## शुभ मुहूर्त सावधान!

નિત્યાનંદ અજર અમર ભગવાનની લીલા, એજ આ સંસાર! પ્રાણીમાત્ર પૂર્વના સંસ્કાર વડે. ઓછાવત્તા પ્રમાણમાં ક્રમે સુખ–દુઃખાદી અનુભવતાં જણાય છે. તે મહાન સત્તાધીશની ઇચ્છા શિવાય આખા ત્રૈલોકયમાં જરીક મીનમેખ થઈ શકતું નથી; ત્યારે આપણે વ્યર્થ શા સારૂ એમ કહેવું જોઇયે કે: મ્હેં કર્યું! હું કરૂં છું! બસ એમજ કહો:—કૃષ્ણને કરવું હોય તે કરે!

જે સમયે જેના ઉપર પરમાત્માની કૃપા થાય છે, તે સમયે તેને ત્યાં અવિરત આનંદની છોળો ઉછળતી નજરે પડે છે. પરન્તુ બીજી તરફ ઉપરોક્ત સમયેજ દ્રષ્ટિ ફેંકતાં ભિન્ન ભિન્ન વ્યક્તિ રોકકળ–આક્રંદ આદી ઉદ્વેગમાં સમય વ્યતિત કરે છે. એક આનંદ સુધારસ પાન કરે છે, ત્યારે બીજુ વિખાદ વિષના ઘુંટડા પીધા કરેછે. એ શું? કંઇ નહિ! એ તો કૃષ્ણ કૃપા! ભાગ્ય યોગ! વા માત્ર સમયની બલિહારી!

રા. કાન્તના ન્હાંના ભાઇ ચી. શાન્તિપ્રસાદની મનોહર ઠાઠમાઠથી શણગારાયેલી વરયાત્રા નિકળવાનો સમય થયો છે! ગાડી-ઘોડા-બૅન્ડ વગેરે એક પછી એક આવી, બરાબર સમયે રજુ થઇ ગયું છે. આમંત્રિત્ જ્ઞાતિના તેમજ કેટલાક અપરિચિત સભ્યો-સ્નેહી મંડળ જોત જોતામાં જમે થઈ ગયું! આવનાર સદ્‌ગૃહસ્થોનો સત્કાર કરવામાં-સુમધુર અવાજથી વધાવવામાં બૅન્ડ આ પ્રસંગે પ્રશંશાપાત્ર પાઠ ભજવે છે! ત્યારે શહેર કોને કહેતા હશે?

બરાબર સાડા છ વાગ્યા. સુંદર પોષાકથી સજ્જ થએલાં સ્ત્રી-પુરૂષોની મેદની ભરાણી. જ્યાં નજર પડે છે ત્યાં શોભા અને આનંદ શિવાય કંઇ જણાતું નથી. પુરાતની "વિવાહ ઘેલી નાર." એ કહેવત અત્યારે સર્વશે સત્ય લાગે છે. ઉક્ત સમયના આનંદનું મનોરંજન દ્રષ્ય કોઇ પ્રેક્ષકને પૂછવાથી સારીરીતે જણાશે. અમે તો કહીએ છીએ કે: વાહરે! વાહ!

બહિર દ્રષ્ય તરફ લક્ષ રાખનાર ભિતરનો ભેદ કેવી રીતે જાણી શકે? વાંચક! લગ્નાનંદમાં ન્યૂનતા માત્ર એટલીજ જણાયછે કે, ભાગ્યશાળી જનેતા પુત્ર લગ્નનો લ્હાવ લેવાને હાજર નથી! પુત્ર લગ્નથી માતાને જે પ્રકારનો જેટલો આનંદ થાય છે, તેનું વર્ણન કરવું એ આ ક્ષુદ્ર લેખકનું શું ગજુ? અમે તો એમજ માની લઈએછીએ કે: અંતરિક્ષથી વરરાજાની વરદાયી સ્વર્ગિય માતા આશિ-

વંચનની પુષ્પ વૃષ્ટિ કરી રહી છે ! વારણાં લેતી મોંઘા વ્હાલા વીરાને વધાવી રહી છે ! ધન્ય ! માતા !

ભ્રાતૃલગ્નનો અપૂર્વ વિવાહઉત્સાહ કાન્તને જોઇએ તે પ્રમાણમાં આનંદ આપી શકે એમ નથી. આજ ચાર દિવસથી કાન્તને પળે પળે સ્વર્ગસ્થ સ્નેહાળ જનની સાંભરી આવે છે ! એને એના શિવાય સર્વ આનંદ લૂખો લાગે છે. માતાની મહાન્ ખોટ એના અવસાન પછી કાન્તને આજ અત્યારે ચી. શાન્તિપ્રસાદને ઘોડે બેસાડતી વખતેજ જણાણી કે શું ? ઉપરથી તે પૂર્ણ ઉત્સાહ બતાવતો સર્વ કાર્ય હર્ષભેર કરતો હતો; પરન્તુ તેની તે ધૈર્ય શક્તિ કોણ જાણે એકાએક ક્યાં ગુમ થઇ ગઇ ! તે પ્રસ્તુત દ્રશ્ય નહિ જોઈ શકવાથી, સ્નેહાળ માતાનો કરસ્પર્શ અને અમિ દ્રષ્ટિથી ઉક્ત મંગળ સમયે બંધુને બહિર્મૂખ દેખી તેનું હૃદય ઉભરાઇ આવ્યું; જેથી સર્વ આગળ ચાલ્યાં ત્યારે કમનસિબ કાન્ત ઘરમાં પેઠો ! વાહ ! પ્રભુ ! સ્વજનની ખોટ સમયેજ જણાય છે; એ સત્ય છે. કાન્ત હૃદયનો ભાર ખાલી કરી, ધૈર્ય રાખી હિંમ્મતથી જતો કે, વરયાત્રામાં ભળી ગયો. વાહ ! કેવી ધામધુમ સહિત વરયાત્રા પંથમાંથી પસાર થાય છે ? "લગ્ન જેવો તે કંઇ આનંદ ?"

રસ્તો કાપતાં બરાબર સાડાસાતના સમયે વરયાત્રા ભર બજારમાં આવી પહોંચી. સાજનમાં ત્યાંથી વળી ઓર વધારો થયો. શ્રીલમાલેકો—યુરોપિયનો—પારસી વગેરે સંખ્યા

બંધ સદ્‌ગૃહસ્થોથી સાજને ન્હાંના સુશોભિત લશ્કરનું સ્વરૂપ ધારણ કર્યું. અધુરામાંપૂરૂં બેન્ડ વાળાએ ભરબજારમાં રંગ રાખ્યો ! નવાં નવાં વાદિત્રો દ્વારા નવી નવી તરજોનાં કદી નહિ સાંભળેલાં ગાયનો ભભક ભરી રીતે ગાવા માંડયાં ! પછી પૂછવુંજ શું ? સુવિશાળ માંણેકચોકમાં માંણસની એટલી મેદની ભરાણી કે, વહુરાણી લેવા જતા વરરાજાના લગ્નની આ પણ એક એંધાણી રહી ગઇ. જ્ઞાતિ અને પરજ્ઞાતિના સર્વ જનો ચકિત્ થઇ ગયા ! અદેખાઓની આંખમાં ઝહરનો વરસાદ વરસી રહ્યો ! કૃતઘ્નિ મનુષ્યોના હૃદયમાં તેજદ્વેષ જાગૃત થયું ! કાન્તે પોતાના બન્ધુની વરયાત્રા દિપાવવાને લીધેલા પરિશ્રમને માટે રા. ભગવતપ્રસાદ તેને શાબાશી આપતાં અંતરમાં આનંદિત થતા વરયાત્રા સહિત વ્હેવાઇના ઘર નજીક આવી પહોંચ્યા. સાજનનો સત્કાર કરવાને રા. રણજીતભાઇ તરફથી પણ ઘણા માણસો રોકવામાં આવ્યા છે. ગર્ભશ્રીમંતનું ઘર ત્યાં કામ કરનારની શી ખોટ ?

દૂરથી સુવિશાળ લગ્ન મંડપ જોતાંજ રા. રણજીતરાય જેવા ઉત્સાહી વ્હેવાઇને માટે રા. ભગવતપ્રસાદને માન ઉત્પન્ન થયું. રા. રણજીતરાય સત્કાર રૈ સગાં-સબંધી સહિત સાનિધ્ય થયા ! બંને વ્હેવાઇ અરસપરસ ભેટ્યા ! લગ્ન મંડપમાં પ્રેસતાંજ સામી બાજુના મધ્ય ભાગમાં ગોઠવેલા ગાદી તકિયા પર વરરાજને બેસાડવામાં આવ્યા. દરમિયાન

વ્હેવાંણોનાં ગીત પણ કંઇક સાંભળવા જેવાં હતાં, લાચાર કે સમય ન્હોતો!

ભગવતપ્રસાદની સૂચનાથી સૌ કોઇને સંભાળી સંભાળીને સૌ સૌના દરજ્જા પ્રમાંણે શ્રીફળ આપવામાં આવ્યાં સાહેબજી! જય! જય! કહેતાં સાજન વેરાઇ ગયું. વ્હેવાંણોના ગીત ધ્વનિ શિવાય આનંદે શાન્ત ગંભિર સ્વરૂપ ધારણ કર્યું.

જ્ઞાતિ રીવાજ મુજબ સર્વ કામ આટોપી લીધું એટલે ગોરે બરાબર લગ્ન સમય થયાની સૂચના આપી; ત્યાં પછી વાર શી? વરરાજાને પીઠી વગેરે ચોળાંણી! આપ્ત વર્ગ શિવાય ઉજાગરાની બીકે સૌ પોત પોતાને ઘેર સિધાવી ગયાં.

વર-કન્યા મ્હોંયરામાં પધરાવવામાં આવ્યાં. શુભ મુહૂર્ત સાવધાન! આદી બ્રાહ્મણોના વેદ મંત્રોચ્ચાર, તેમજ સ્ત્રીઓનાં આશિર્વાદાત્મક મંગલ લગ્ન ગીત વચ્ચે વર કન્યાનો હસ્ત મેળાપ થયો! એમા વચ્ચે જાંણવા જેવી બીનાં તો એ બની કે વર-કન્યાએ ચાલાકીથી એટલા બધા માણસ વચ્ચે અરસપરસ મુદ્રિકા અદલ બદલ કરી લીધી! આ સ્થળે અમારાથી પણ ઉચ્ચાર કર્યા શિવાય રહી શકાતું નથી કેઃ—ચતુર દંપતિનો જય થાવો!

લગ્ન થઇ ગયું! રા. ભગવતપ્રસાદના કુટુંબની સ્ત્રીઓએ અંતિમ્ ગાવા માંડ્યું:—

“ અમે ઇડરીયો ગઢ જીત્યાંરે આનંદ ભલા!” ખરેખર! કંઇ ના કહેવાય એમ છે!

બીજે દિવસે બપોરના બાર વાગે લગ્ન મંડપમાં ચરભક્ષની તૈયારીઓ થવા માંડી સારા પ્રતિષ્ઠિત માનવન્તા સદ્‌ગૃહસ્થોની હાજરી નીચે ચી. શાન્તિપ્રસાદ અને મદયન્તિકાનો ચરભક્ષ ઉત્સવ ઉજવવામાં આવ્યો. સ્ત્રીઓનાં ગીતોને ઘડીભર વિશ્રાન્તિ મળે એ શીવાત? ત્યાંતો વળી વર–વધૂને પોતપોતાના પક્ષ તરફથી ચાંલ્લા થવા માંડયા. ગોર મહારાજે પણ ગાયની પાછળ વાછડી આપતા જવાની બૂમો પાડવા માંડી. ઠીક! ગોર મહારાજના મનમાં કે "મૂઇ પાદી તો કહે ભાઈ લાભમાં લેખું!" આ પ્રમાણે ક્રમશઃ ચરભક્ષની પણ સમાપ્તિ થઇ. અને વર–વધૂને વળાવવાનો બદોબસ્ત થયો.

વ્હેવાઇઓએ અન્યોન્ય કંકુના કર્યાં! એક બીજાનો આભાર માનવા લાગ્યા; અને વાજતે ગાજતે ચોપટમાં બેસાડીને વર–કન્યાને વિદાય કરવામાં આવ્યાં. સાસરીએ સિધાવતી સાહેલીને બ્હેનપણીઓએ આનંદાશ્રુ વેરતાં શિક્ષાવચન કહેવાની શરૂવાત કરી:—

સજની મ્હારી સાસુ સસરાની સેવા સારજેરે–સજની.
પરનિન્દા પહેલેથી વારજેરે—
સજની મ્હારી, દિયર દેરાંણી ભીડ ભાગજેરે–સજની
જેઠ જેઠાણી પાયે લાગજેરે—
સજની મ્હારી, નણદીને ન્હાની બ્હેન ધારજેરે–સજની
લજજા તું કુળના વધારજેરે—

સજની મ્હારી પતિને પ્રભુ અવધારજેરે–સાજના
રે સૌભાગ્યવતી તુજ પગલે ઘરઘર મંગળ થાય;
જગમાં **પિયર સસરિયાંની બલિહારી** બોલાય.

માત–પિતાએ લાડકોડમાં ઉછરેલી દીકરીની પ્રેમાશ્રુ વેરતાં વ્હેવાઇ–વ્હેવાંણને નિભાવી લેવાને પ્રાર્થના કરીઃ—

" મ્હારી લાડકડીની લજ્જાને સંભાળજોરે; "
" આ પાંખ વિનાની પંખિણીને પાળજોરે. "

વર–વધુ સહ સર્વ ઘેર આવ્યાં સંપૂર્ણ સ્નેહભાવથી પરણી આવીને ગૃહ પ્રવેશ કરતા કુંવરને માતાએ વધાવી લીધો. વર–વધુ અનુક્રમે રા ભગવતપ્રસાદ રા. ગુણવંતરાય ( ભગવતપ્રસાદના ન્હાંના ભાઇ ) વગેરેને પગે પડયાં. સર્વ શુભેચ્છક વર્ગે આશિષ આપી, નવલ વર–વધૂના શિરપર હાથ ફેરવ્યા.

ભાગ્યશાળી ભગવતપ્રસાદના ઘરમાં ઇશ્વરકૃપાથી એક પુણ્યશાળી લક્ષ્મી સ્વરૂપ પરમ ગુણવાન મદયન્તિકા વહુનો પ્રવેશ થયો ! કોણ કયારે સુખી થશે તે કોણ કહી શકે ? સુખ આવે છે ત્યારે ચારે બાજુથી તેનાજ પડઘા સંભળાય છે. દુઃખી આત્માઓને સુખનું સ્વપ્ન સરખું આવતું નથી ! ધન્ય ! ભાગ્યદશા !

સ્નેહ–શાન્તિ–સંતોષ અને આનંદપૂર્ણ ગૃહની અમેતો સ્વર્ગમાંજ ગણત્રી કરીએછીએ. આજ અગિઆરશ અને આવતી કાલ કંઇક અનુજોગ આવવાથી રા. રણજીતભાઇને

ત્યાં જમણવાર એક દિવસ આગળ ધકેલવામાં આવ્યો છે. ફળાહાર થયો, રાત્રિ પડી. વાર્તાવિનોદ થયા બાદ, પુત્ર પરણાવીને આવેલા માતા-પિતા, ભાઇને પરણાવીને આવેલ ભાઇ ભોજાઇ, વગેરે સર્વ ક્રમશઃ પોતંપોતાના શયન ભોવનમાં દાખલ થયાં ! લાગ-લાગટ ચાર પાંચ દિવસથી માતાને સંભાળતા બાળકે ( કાન્તે ) સ્વપ્ન સામ્રાજ્યમાં સ્વર્ગસ્થ સ્નેહાળ જનનીની પવિત્ર તેજોમય મૂર્તિનાં દર્શન કર્યાં. કાન્તની મનઃકામના સ્વપ્નદ્વારા પૂર્ણ થઇ ! માતાએ પુત્રને અહાહાહા.! શાન્તિ વચન કહ્યાં:—

" સ્વપ્ને શોક ન આણશો મન અહિ ત્રિવિધ તાપો તજી; "
" મોંઘાં રત્ન મૂકી મહાન ઘરમાં સંસાર જીતી ગઇ. "

। કુર્યાત્સદા મંગલં. ।





## ઉનવિંશ પરિચ્છેદ.

### શિખામણની ઘાત
### કે
### વેરની વસુલાત?

**धर्मार्थौ यः परित्यज्य स्यादिन्द्रियवशानुगः ।**
**श्री प्राण धन दारेभ्यः क्षीप्रं सः परिहीयते ॥**

"જે મનુષ્ય ધર્મ અને અર્થનો ત્યાગ કરીને ઇન્દ્રિયને આધીન થાય છે, તે લક્ષ્મીથી, પ્રાણથી, ધનથી, અને સ્ત્રીથી સત્વર. પરિચ્યુત થાય છે."

આ ક્ષણભંગુર દેહનો શો ભરૂંસો? પ્રતિપળે કેટલા આત્માઓને પાપ–પુણ્યનું ભાથું બાંધીને પરલોકમાં ચાલ્યા જતા જોઇયે છીએ? અંત સમયે આત્માના હિતરૂપ એવો પાપ–પુણ્ય શિવાય શ્રેયસ્કર પદાર્થ હશે કે? બસ એજ! એ તો માત્ર कर्मानुगो गच्छति जिव एकः જીવન પર્યંત આત્મા જે જે શુભ કિંવા અશુભ આચરણ આચરે છે, તેજ માત્ર અંત સમયે સાથે આવે છે;

એ વાત કોણ નથી સ્વીકારતું ? કોનુ કઇ પળે શું થશે એ કેમ કહી શકાય ? એટલું તો ખરૂં જ કે, જીવનારને મરવાનો અવસર મોડો વ્હેલો પ્રાપ્ત થવાનોજ ! અંધકારમયી રજનીમાં આકાશ તરફ દ્રષ્ટિ ફેંકતાં સહજ પ્રતીતિ થાય છે કે, એવા ચમક ચમક થતા અસંખ્યાવધી તારલા એક પછી એક હમેશ ખરે જાય છે ! વાંચક ! તમે કહેશો કે.—પ્રાણી માત્રને એ શું શિખવે છે ? કુદરતીય એવા અનેક ચમત્કાર, સંસારમાં રચીપચી રહેલા, ત્રિવિધ તાપમાં પ્રજળતા, પામર ઇન્દ્રિયલોલુપ આત્માઓને શું સૂચવે છે ? માત્ર ! "અસ્તોદય"

અસ્તોદય ! એ મહામંત્ર પ્રત્યેક જીવાત્માઓએ નોંધપોથીમાં અવશ્ય લખી રાખવો જોઇએ. અદ્રશ્ય સત્તાધીન અવસર ક્યારે પ્રાપ્ત થશે એ કોણ કહી શકે છે ? એ તો— "ચેતતા નર સદાય સુખી" કારણ:—

"સમય પલટાય છે જ્યારે બધું પલટાઈ જાએ છે."

મોટા ભાઇ ! બા તમને બોલાવે છે. કહી કીશન બિચારો તીજેમાળ ક્લેસન કરવા ગયો ! રતિકાન્ત ધબધબ કરતો નિસરણી ઉતરી નીચે ગયો અને ઉભો રહ્યો. રતિકાન્તના છણકા છણકા તિરસ્કાર અને છેવટે માર પણ સહન કરીને તેને કંઇક સદ્બોધ આપવાના સુનિશ્ચયપર આવેલ પરમ વંદનીય જનનીએ આખર અંતરના ઉદ્ગાર ઉભરાતા હૃદયે કોણ જાણે શાથી બ્હાર કાઢયા ? રતિકાન્ત ! ભાઇ ! હજુ

કંઇક સમજી નીતિના પંથપર આવી જઇશ તો સમજ કે, એમાં ત્હારૂં અને સાથે મ્હારૂં પણ શ્રેય છે; નહિં તો આટલા સમય સુધી મહા મુશીબતે સાચવી રાખેલી પૂર્વજોની નિર્મળ નામના, બેટા! પ્રતિષ્ઠા પર પાણી ફરી જશે! કહે જોઉં? જરી બેસ તો ખરો બાપા! હું તને ઓછી લાકડી લઇને મારૂં એમ છે? પણ મ્હને જરીકે કંઇ કહીશ તો ખરો કે: ત્હારો શો વિચાર છે? દિકરા! માતાના ધર્મ પ્રમાણે મ્હને અધિકાર છે તેથી અને તેમાંએ તું હજુ મ્હારી કંઇક આમન્યા સાચવી રહ્યો જેથી આજ તને બે શબ્દો કહું છું તે સાભળ! બેસ તો ખરો દિકરા?

એમ કહ્યા છતાં અડબંગ થાંભલાની માફક ઉભોજ રહ્યો છે; પણ જુવો! ખરેખર! માતાના લાચારી ભરેલા ઉદ્દગાર તેના જડ હૃદયમા કંઇક અથડાયા લાગે છે! તે કંઇ બોલી શકયો નહિ. મીનીમુખો મૂઢની માફક સાંભળીજ રહ્યો. માનો કે માતાનું મહદ્દભાગ્ય!

શેઠાંણીએ ફરી પાસે બોલાવ્યો અને કહ્યું-રતિકાન્ત! કેમ જવાબ નથી આપતો? ભાઈ! આમ તો આવ? પાટ પર બેસ તો ખરો? ગભરાય છે શું કામ? મ્હને જરી કહીશ કે; તું ત્હારા એવા અમાનુષી વર્તનથી ત્હારી પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરી શકીશ? ભાઇ! જે હાથે જેટલું લીધું તેટલું આ ભવે કે પરભવે આપ્યા શિવાય છુટકોજ નથી. કર્યા કર્મ ભોગવવાનાં છે! વ્હાર ત્હારી કેટલી આબરૂ!

તે હું ને તું કોણ નથી જાણતું? સમજ કે એ કર્મફળ છે! હજુ કાંઇ બગડયું નથી; સમય છે. ભલા કંઇક તો ચેત?

અમે તો સમજ્યા કે, સઢ જેવો ઉભો છે તે રતિકાન્તનું કાળજું કંઈક પલળ્યું હશે! અરે! આ તો ઉલટું જોઇએ છીએ! બા! જુવો! મ્હને રોજ રોજ આવી રીતે તમે મન ફાવે તેમ સંભળાવ સંભળાવ કરો એ ઠીક નહિ, હું મ્હારૂં ફોડી લઇશ! તમને મ્હારી શું પડી છે? તમે મ્હને સુખી કરવા રાજી છો તે હું સારી રીતે જાણું છું! ક્યો! આ બેઠા? કહે તો કે કતિકાન્ત પાટ પર બેઠો.

ધન્ય! દીકરા! ત્હારા કહ્યા મુજબ ત્હારા મોસાળનું પણ જે કંઇ છે તે પણ હું સોંપું તો તું સમજ કે, ત્હારી મા તને સુખી કરવા ધારે છે! ભલા માણસ! "કમાવાની શક્તિ નથી કે માનાં ઘરેણાં વેચવાને તૈયાર થયો છે? નોકરી કરવામાં કંઈ ન્હાંનમ છે? ભય માત્ર ચોરી—છીનાળીનો! સમજ્યો? ત્હારા તકદીરમાં શું ન્હોતું? પણ ત્હેં ત્હારે હાથેજ....? હવે વ્યર્થ શા સારૂ આડાં અવળાં ફાંફાં મારે છે? મિથ્યા ખોટો આડંબર શા માટે રાખે છે?

હરિ! હરિ! હરિ! માતાની અમૃત તુલ્ય વાણી પર પાણી ફેરવવામાં એ ક્યાં આઘું પાછું જુવે છે? શું એ મ્હોં કરીને તેણે જવાબ આપ્યો:—બા! ઠીક છે ઠીક! જે કર્યું તે છો કર્યું! તેમાં તમારે વચ્ચે બિલકુલ ટાયલાં કરવાં નહિ! નકામું માન ગુમાવશો? મ્હને નથી તમારા દાગિના કે તમારી પરવા! હું મ્હારે કરીશ મ્હારા મન પસંદ!

"મૂર્ખ! ઘરેણાં ઘરેણાં શું કરે છે' રાખ્ય હાથમાં પાણી અને લે પતિજ્ઞા કેઃ આજથી અયોગ્ય રસ્તે જઈ અનુચિત વ્હેવહાર સ્વપ્ને પણ આદરીશ નહિ? અનીતિ પંથપર કદી પગ મૂકીશ નહિ! તો એ ઘરેણાં તો શું પણ મ્હારી પાસે જે કંઈ છે તે સર્વ તને સોપવાને તૈયાર છું. પણ ત્હારે તો નાચ-મુજરા-ભાંડ-ભવૈયા અને કુલટા કામિનીઓના ચર્ણની પૂજામાં પરમ પવિત્ર લક્ષ્મીને સમર્પણ કરવી છે તે? ઉદારચરિત માતાએ રતિકાન્તના વજ્ર હૃદયની કસોટી કરી.

વાંચક! આજ ઘડીએ તમારે જરીક બીજી દિશા તરફ નજર કરવાની છે! કારણ તેથી તમને , વધારે આનંદ સહ અનુભવી જ્ઞાન મળી શકે તેમ છે. જુવો!

"વેરની વસુલાત લેવાને જેણે ભિષ્મપ્રતિજ્ઞા આદરી છે, તે પ્રિતમને તે વળી કોણે પાણી ચઢાવ્યું હશે વારૂ"? ચાલો! એ પણ આગળ ઉપર જણાશે; પરન્તુ અત્યારે તો જુવો! જુવો! અરે! આ ગાંડીયો પ્રિતમ અહીં કયાંથી? ઓહ! શું આ હાથમાં કાળની જીભ જેવો ઝળક ઝળક થતા છરા સહિત, તે દિવસ રતિકાન્ત-પવિત્રીનું રમુજી ફારસ જોઈ કરેલી પ્રતિજ્ઞા પાલન અર્થે તો આટલી રીતે લગભગ નવ વાગે આ સ્થળે આવી માતા-પુત્રનો થતો વાર્તાલાપ નહિ સાંભળી રહ્યા હોય? ગમે તેમ હો! શું એક કંગાલ-નિર્ધન પણ પોતાની સ્ત્રીની ઐબ

ઉઘાડી કરનાર તરફ બેદરકાર રહે છે? સ્વયં જીવન વિસર્જન વા સરખોજ બદલો લેવા ચૂકતો નથી, તો પ્રિતમ જેવો એક વિદ્વાન-કસરતબાજ અને ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યા છતાં બ્રહ્મચર્ય પાલનમાં પ્રવિણ યુવક ઉપરથી સાદો-ગરીબ જણાતો, પરન્તુ અંદરખાનેથી ઉખડી ગએલો! રતિકાન્ત-પવિત્રીનો તે દિવસનો ચિતાર નયન આગળથી દૂર કરી શકે ખરો? વધારામાં માતા જે જે શાન્તિ-શિક્ષા વચન સંભળાવે છે તેનો અસ્વિકાર કરી તિરસ્કાર કરે છે! માતાએ પ્રતિજ્ઞા લેવાને સૂચવ્યું તે પણ કબૂલ થતું નથી! કર્મફળ મળ્યા શિવાય હેવાન રતિકાન્ત દીન જનેતાના કીમતી ઉદ્ગારને હ્રુદયમાં સ્થાન આપનાર નથી-નિંદ્ય કર્મનો ત્યાગ કરનાર નથી, એની પ્રિતમે પુરી ખાત્રી કરી લીધી.

રતિકાન્તને શું ખબર કે: આજ પળે શું આસ્માની સુલ્તાની થનાર છે? શેઠાંણીના લાચારી ભર્યા ઉદ્ગાર એ શેનો સાંભળે? છેવટે તેણે ક્રોધથી રાતીચોળ આંખો કરીને જવાબ આપ્યો:—બા! જો તું આજથી મ્હારા સુખના માર્ગમાં કંટક પાથરીશ તો તેનું પરિણામ સારૂં નથી? માનમાં રહે હવે માનમાં! તું મ્હારે મોઢે નથી કહી શકતી પણ લે હુંજ તને છચ્ચોક કહું છું કે:—"પાયમાલ થયા છતાં પવિત્રી તો હું પ્રાણાન્તે પણ નહિ ભૂલું! બોલ હવે?"

બહાર ઉભો રહેલો રતિકાન્તનો કાળ સ્વરૂપ કેસરી પ્રિતમ પવિત્રીનું નામ સાંભળતાંજ સંપૂર્ણ ક્રોધાવેશમાં

ઘરની જાળી વાસેલી છતાં તેને લાત મારી તોડી નાંખી છલંગ મારતાંની સાથે ઠેઠ જઇ પહોંચ્યો ! રામ ! રામ ! રામ ! ઉપરોક્ત દ્રશ્ય જોનાર મનુષ્યનો અંતરાત્મા આ પળે રતિકાન્તને શું કહે ?

અજ્ઞાની જરા જોને ઝીણી તું આંખ્ય ખોલી (૨) ન–કુ
હે....કેમ માયામાં રહ્યો ડોલી—અજ્ઞાની.

"સીતા હરી જ્યારે રાવણે કયાં ગઇ રામની શક્તિ અતોલી ?"
"એજ રાવણબળ કયાં ગયું જ્યારે રામે લંકા રોળી—અજ્ઞાની"
"દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે જાય ચ્હૂલે ચઢી ચતુરાઇ"
"હાથ કેરાં હથિયાર રહે હાથમાં એમનાં એમ કટાઇ—અજ્ઞાની"

માનો કે રતિકાન્તની દશા અત્યારે ફરી છે, જેથી તેની બુદ્ધિ પણ પૂર્ણ ઝ્હેર મારી ગઇ છે ! સમજો કેઃ સમય તેના સુખનું સત્યાનાશ વાળવા સિંહાસનારૂઢ થયો છે ! છલંગ મારતાંની સાથે પ્રિતમ જતો કે પાટપર, મગજમાં ખુમારી રાખતા, દીન જનોને દમ ભરાવતા રતિકાન્ત પર કુદી પડયો. પૂર્ણ જુસ્સાથી ગરદન પકડી. કેમ ? કેમ ? કહેતો પૂછતો ધ્રૂજતો ઉભો રહ્યો ! આ સમયે તેની આંખમાંથી વૈરનો અગ્નિ વરસી રહ્યો છે ! રોમ રોમ દ્વારા વેરનો અદ્‌ભુત નાદ થઇ રહ્યો છે ! કોણ ધારી શકે છે કે આનું શું પરિણામ આવશે ? ગમે તેમ પણ સ્નેહાળ માતા પુત્રની આવી સ્થિતિ કયાં સુધી જોઇ રહે ? તે કંઇ બૂમ પાડવા જતી હતી પણ છરો બતાવી પ્રિતમે વૃદ્ધાને ચૂપ રહેવાને ઇશારત કરી. હા....ય ! કહેતી માતા મૂર્છાગત થઈ.

રતિકાન્ત સમજી ગયો કે યમરાજનો પાર્ષદ આજ તડબાજ આવ્યો છે! તે કંપતો પડયો છે! તેની છાતી પર ઢીંચણ મૂકી પ્રિતમ લોહી પીવા જેમ કેસરી તલપાપડ થઇ રહ્યો હોય તેમ તેના સ્હામું જોઇ રહ્યો છે. તેણે ગુસ્સાથી પ્રશ્ન કર્યો—રતિકાન્ત! કહે ત્હારા જીવન—મરણનો આધાર અત્યારે કોના ઉપર છે? માન કે, તું મ્હોટો કોટયાધિપતિ છે! મગજનો ફરેલો છે! અભિમાનનો ભરેલો છે! અને વ્યભિચાર તો તને વરેલો છે! સમજાય છે કે એજ ત્હારાં સર્વ નાશ થવાનાં સાધનો છે? કેમ શો વિચાર છે?

રતિકાન્ત કંઇ પણ બોલી શકયો નહિ. તે સારી રીતે સમજી ગયો છે કે, એની માનિતી ખુમારીમાંજ સંપૂર્ણ ખુવારી સમાણી છે!

ફરીથી પ્રિતમે કહ્યું—કેમ! ત્હારી માતાની આજ્ઞાનુસાર પ્રતિજ્ઞા લેવાનો વિચાર છે કે, નહિ? નહિ તો સમજ કે ત્હારૂં પુણ્ય પરવાર્યું છે! જીવ જતાં ત્હને તો જીવતો નહિજ મૂકું!

પ્રિતમ! પ્રિતમ! હું ત્હારો મહાન્ ગુન્હેગાર છું! મ્હારૂં જીવન—મરણ ત્હારા હાથમાં છે! કૃપા કર! માફ કર! રતિકાન્તે તુટક સ્વરે હાંફતાં ક્ષમાભિક્ષાની યાચના કરી.

રતિકાન્તના બોલવાથી શેઠાણી કંઇક શુદ્ધિમાં આવ્યાં! નીચે નમી નમી પુત્રના જીવન ભિક્ષાની યાચના કરી રહ્યાં છે! ધન્ય! માતૃ પ્રેમ!

"ક્રોધ આવવાથી પુનઃ એકવાર ઘોઘળો દબાવતાં પ્રિતમે કરાંઝીને કહ્યું—કર્મચંડાળ! મ્હને જરીક કહીશ કે, મ્હારી ધર્મપત્ની સાથે વ્યભિચાર કરનાર તરફ તું કેવી દ્રષ્ટિથી જોઇશ? નહિ! નહિ! પણ હું કેમ ભૂલું છું? તમારાં ઘર એતો વાસ્તવિક રીતે ઘર નહિ પણ ઉંદર અને કહોળને દોડદોડી કરવાનાં દર છે! તમારે ત્યાં ધર્મ! અને નીતિ! એતો તમારી ફેશન–પોઝિશનમાં પૂળો મૂકનારાં સાધનો છે! તમે શેઠીઆ કહેવરાવવામાં માન સમજો છો! શેઠીયાઓના ઘરમા તો વેઠીયાઓ વગર હરકતે શેઠાણી-ઓની સાથે મન ગમતો વિહાર કરી શકે છે! માતાની સદ્-શિક્ષાનો અસ્વિકાર કરનાર પામર નર પિશાચ! મ્હારા બચાવને માટે તું શું કરવા ધારે છે! જોજે! આજ કબૂલ, કરી આવતી કાલ પાછો...."

ગુસ્સાના ગર્ભમાં સમાયેલું જ્ઞાનદાન સમર્પતો છાતીનું મધ્યબિન્દુ તાકીને છરો તો હલાવીજ રહ્યો છે! એ છરો દેખીને શેઠાણીનું કાળજુ થથરી જાય છે! માતાએ પુત્રનો બચાવ કરવા માંડયો—ભાઇ! ભલા ભાઇ! તેની વતી હું બંધાઉં છું કે, હવેથી એ કુમાર્ગે નહિ જાય!

માજી! શું તેના વચન પર તમને વિશ્વાસ છે? મ્હારો અંતરાત્મા કચ્હારનો તેને તેના કર્મનું ફળ આપવાને હચ-મચાવી રહ્યો છે; પણ માત્ર એક તમારે લીધેજ આજ મ્હારા ક્રોધાગ્નિથી તે બળતો ઉગરી જવાની અણી ઉપર છે. માનુષી હૃદયના મહાનુભાવ પ્રિતમનું અંતઃકરણ દ્રવ્યું!

ગમે તેમ પણ દિકરા ! એ નાદાન પર દયા કરી જીવ-
નદાન આપ અને મ્હારો આશિર્વાદ લે બેટા ! સમયની કુટીલ ગતીમાં ઘડાયેલ શેઠાણીએ પ્રિતમને મ્હલાવ્યો !

ઘણાંએ ગાભત વચનો પ્રિતમે રતિકાન્તને સંભળાવ્યાં ! રતિકાન્ત તેનો શું પ્રત્યુત્તર વાળી શકે ? તેનામાં પ્રત્યુત્તર આપવાની શક્તિજ ક્યાં છે ? શરીરમાંથી લોહીજ ઉડી ગયું છે ને ! છતાં જીવવાની પ્રબળ આકાંક્ષાએ ન છૂટકે બીકનો માર્યો બિચારો સાહસ કરીને પણ પ્રિતમના પ્રશ્નોનો ઉત્તર આપી રહ્યો છે !

માજી ! તમે જાઓ ! ઘીનો દીવો લાવો છો ? અત્યારેજ તેના હાથમાં જળ લેવરાવી, દીવો ઉપડાવ્યા શિવાય હું તેને છૂટો કરી શકુ તેમ નથી. મ્હારા માથા પર પણ સમજો કે અત્યારે કાળચક્ર ભમે છે ! માથું કોરાંગે મૂકીનેજ આટલી રાતે "**વેરની વસુલાત**" કરવાને સાહસ ખેડીને આવ્યો છું ! સાથે એ પણ સૉગંદ લેવા પડશે કે "આજની બિના ભૂલેચૂકે પણ કોઇને કહેવી નહિ !"

તે સર્વની કબૂલાત બદલ રતિકાન્તે માથું હલાવ્યું. પ્રિતમે તેની છાતીપરથી ઘૂંટણ ઉઠાવી લીધો; પરન્તુ એક હાથમાં છરો અને બીજા હાથથી તેની ગરદન તો પકડીજ રહ્યો છે ! થોડીવારમાં શેઠાંણી ધ્રૂજતે હાથે દીવો લઇને હાજર થયાં; અને પાણીનું પ્યાલું લાવી પ્રિતમના પગ આગળ મૂક્યું.

છરા સ્હામી પળે પળે નજર ફેરવતા રતિકાન્તે પ્રિતમની આજ્ઞાને આધીન થઇ, જીવવાની આશાએ આ પળે તો હાથમાં પાણી લીધું ! નીતિની રાહપર આવી જવાને પ્રતિજ્ઞા લીધી ! એટલે સુધી કે ફરીથી કોઈ પણ સ્ત્રીપર કુદ્રષ્ટિ નહિ કરવાના સોગંદ સાથે ઘીની પરમ પૂનીત જ્યોતિને સ્પર્શ કર્યો ! પ્રિતમની સૂચના મુજબ બનેલી બિના કોઇને ના જણાવવાને સોગંદ લીધા કે તરતજ પ્રિતમે વાહ ! વાહ ! મહાદયાનુભાવે ! મનુષ્યકૂળ કંટક લંપટ ચૂડામણી રતિકાન્ત જેવાને શું જોઇને જીવનદાન આપ્યું તે અમે કંઇ સમજી શકતા નથી ! અસ્તુ ! ગમે તેમ હો ! મહાન્ પુરૂષોનો એજ ધર્મ છે. " દુશ્મન પર દયા કરવી એ તો વિશ્વપૂજીત ભારતવર્ષનાં પારણામાં ઝૂલતાં બાળકો માતાના સ્તનપાન સમયથીજ શિખેલાં હોય છે ! તો પછી એક પ્રિતમ જેવો સંસ્કારી પુરૂષ ? " આર્ય ગોરવના અનુપમ ઇતિહાસથી અજ્ઞાત જનોને ઐતિહાસિક નવલકથાઓ વાંચવાની અભ્યર્થના છે ! "

રતિકાન્તની માતા પ્રિતમના ચર્ણમાં પડી ! પ્રિતમે પૂજ્યભાવે તેને જમીન પરથી ઉઠાડી ! એકના એક પુત્રને જીવનદાન આપનાર દેવપુરૂષનાં શેઠાણી વારંવાર વારણાં લેવા લાગી !

રતિકાન્તની કલાકથી પકડેલી ગરદન છોડી દીધી છે. નીચું મ્હોં કરી રતિકાન્ત અવિરત અશ્રુપાત કરી રહ્યા છે.

યથોચિત સૂચન કરી પ્રિતમ ચાલ્યો ગયો. તેના હૃદયમાંનો જુસ્સો અને ગુસ્સો તેના ચ્હેરા પરથી જણાય છે કે, હજુ શમ્યો નથી. તેનો અંતરાત્મા તો એમજ સાક્ષી પૂરે છે કે રતિકાન્ત બિન ગુન્હેગાર છે ! વિચાર કરતો કરતો તિમિર વ્યાપ્ત રજનીમાં મ્યુનિસિપાલિટીના દીવાના ઝાંખા પ્રકાશમાં હાથમાંના ઝબક ઝબક થતા શસ્ત્ર સહિત તે નિર્ભય રીતે આગળ ચાલ્યો જાય છે. મહોલ્લા બ્હાર નિકળતાંજ પ્રિતમના શરીરમાં કોણ જાણે કયાંથી-શાથી અદ્રષ્ય રીતે વિદ્યુત શક્તિએ પ્રવેશ કર્યો ! નખશિખા પર્યંત જાણે સળગી રહ્યો છે ! તેનું મગજ ધમધમી ગયું છે ! અરે ! પણ એકાએક આ થયું શું ?

" આટલી મોડી રાતે કોઇ મનહર મોહનને મળવા-રીઝાવવા ગએલી યૌવનના પૂર બ્હારમાં તણાતી પવિત્રી તેના સ્હામે નિર્ભય રીતે પૂર વેગમાં પગમાંની સપાટોના સટાક સટાક શબ્દ કરતી ચાલી આવે છે ! હરિ ! હરિ ! હવે શું બાકી ?

" જીવ ઝટપટ ચેત હેત કર હરિશું મરણ ભમે છે માથે રામજી ! "

" બોલો ! કયાં શું કરવા ગઇ હશે ? "





## વિંષ્ટત પરિચ્છેદ.

### વિયોગની તો વાતજ ના કરશો!

Wife is The peculiar gift of heaven.

આંગ્લ કવિ.

ગૃહિણી ગૃહનો સ્થંભ છે, ગૃહિણી ઘરનુંજ માન,
ગૃહિણી ગૃહનું ઘરેણું છે, ગૃહ ગૃહિણી વિનાનું સ્મશાન.

સત્ ચિત અને આનંદરૂપ સર્વાત્મરાજીત પરમ તેજપુંજ પરમાત્માની નિરંતર કૃપા એ શિવાય હીનમાનવ તેની પાસે શું યાચી શકે? જેના ઉપર પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાનની અમીદ્રષ્ટિ તેને પછી શું બાકી? કાન્ત ગૃહ–ભૂષણ લક્ષ્મીના સૌભાગ્યરૂપી સૂર્યનો ઉદય થઈ ચૂકયો છે, એતો વાંચકવૃન્દ ઘણા સમયથી જાણે છે.

આ સમયે લક્ષ્મીના વદનકમળનું દ્રષ્ય પવિત્ર હૃદયને પરમાનંદ પ્રાપ્ત કરાવે છે; અપવિત્ર હૃદયમાં પ્રચંડ આગ સળગાવી એવા પામર આત્માઓને ભૂમિભૂત કરે છે. સાધ્વી પતિભક્તિ-પરાયણ પ્રમદાના અંગ પ્રત્યંગ પર ઝળકતું દિવ્ય તેજ અમને તો કંઇ ઑરજ આનંદ આપે છે! જાણે વિશ્વજનની સાક્ષાત

શક્તિએ વિશ્વ કલ્યાણાર્થે શાન્ત સ્વરૂપ ધારણ કર્યું ના હોય ! તેના ઓષ્ટપર ફરકતું સ્મિત હાસ્ય, સાથે સમયોચિત તેની ગંભીર મુખમુદ્રા અમારા હૃદયમાં આનંદસુધા વરસાવે છે !

પરમ પુણ્યવતી ભાગ્યશાળી ગર્ભવતી લક્ષ્મીને ચી. શાન્તિપ્રસાદનું લગ્ન વિત્યા બાદ થોડા સમય પછી શુભ મુહૂર્ત જોઇ નવમા માસની શરૂવાતમાં પિયર વળાવી છે. સમય પ્રવાહને વહેતાં શી વાર ? આજ નવ માસ પૂર્ણ થશે ! છતાં પતિ દર્શનાતુર સતી શ્રમની પણ દરકાર તજી પ્રત્યેક રવિવારે-તાત્પર્ય કે રજાના દિવસે પતિને મળવા-આનંદ આપવા આવે છે ! વિયોગે વ્યાકુળ થતા હૃદયમાં શાન્તિ અમૃત સિંચવા આવે છે ! તદનુસાર રવીવાર હોવાથી આજ પણ મધ્યાહ્ન સમયે વાટ જોતા વ્હાલમને વિશ્રાન્તિ આપવા જુવો ! કેવી હર્ષભેર ચાલી આવે છે ?

રાહ જોતો કાન્ત કચ્હેરનો ગાદીપર આમ તેમ આળોટે છે. હમણે આવશે ! એમ હૃદયને આશ્વાસન આપી, હાથમાં ગિતાંજલી લઇને ઉઘાડવા જાય છે ત્યાં તો ખડકીનાં બારણાંનો શુભ શકુન સૂચક સુમધુર નાદ કર્ણગોચર થયો ! કાન્તે-કોણ ? કહીને હાંક મારી. કોઈ નહિ ! કહી, કોણનો પ્રત્યુત્તર વાળી ખડકીનાં બારણાં બંધ કરી શ્રીમતિ લક્ષ્મી નિસરણીપર ચઢી ! ત્યાં તો એકીટસે નયન સત્કાર કરવાને કાન્ત તૈયારજ હતો ! નયનમિલન થયું, હૃદયમિલનતા છેજ !

હાસ્ય ભરિત મુખ મુદ્રા યુક્ત લક્ષ્મી છેક ઉપરના પગથિયે જઇ અચકાણી હર્ષ-ભેર ઉઠી કાન્તે સ્હામા જઇ

સહધર્મચારિણીનો હાથ સાહી ઉપર આણી, પોતાની સાથે ગાદી–તકિયે બેસાડી. પતિ પ્રેમાધીન પત્નીએ સાથે બેસવાને કંઇ આનાકાની કરી નહિ. પતિ–પત્નીએ અન્યોન્યના કુશળ વર્તમાન નયન–હૃદય દ્વારા જણાવ્યા ! ધન્ય ! દંપતિ !

ઘડીભર શાન્ત રહીને લક્ષ્મીએ હાસ્ય ભરિત વદને કાન્તને પ્રશ્ન કર્યો:—" હું આજ ના આવી હોત તો ?

" તો શું વળી ?

" ત્યારે તો કંઇજ નહિને ?

" કંઇ નહિ કેમ વળી ? છાંનામાંના આળોટજ તો !

" ત્યારે, એમજ કહોને ?

" પણ તમે ના આવો એ બનેજ નહિને !

" મ્હારા સમ ! લ્યો ! આજ તો ન્હોતીજ આવવાની! આજતો મ્હારી બાના ના કહ્યા છતા આવીછું હોં !

" કોઇ દિવસ નહિને, આજ તમારી બાએ ના કેમ કહી?

"એતો એમજ તો ! (સ્મિતહાસ્ય સહિત સાનમાં સમજાવ્યું.)

" એમજતો એટલે ? એ કંઇ મ્હારાથી સમજાતું નથી!

" લક્ષ્મીએ ગર્ભિત ભાવયુક્ત હાસ્ય અને ચેષ્ટાંથી ચેતાવતાં કાન્ત સમજ્યો ! તેણે શાન્તિથી કહ્યું–શરીર સારૂં ન્હોતું ત્યારે સુન્દરી શા સારૂ આવ્યાં ? નહોતું આવવું !.

" બળ્યું એતો બધુંય સમજીએ છીયે પણ આવ્યા વિના ચાલેજ નહિને ! ચેનજ ના પડેને ! સમજ્યા શેઠ ?

" વાહરે ! (કહી પ્રેમાવેશમાં કાન્તે પ્રેમ ચુંબન કર્યું.)

" વ્હાલા ! શું થશે ? મ્હારી સ્થિતિનું આજ કંઇ ઠેકાણું નથી.

" સંપૂર્ણ શ્રદ્ધાયુક્ત ચિત્તે શ્રી સદ્ગુરૂ દેવનું સ્મર્ણ-
"ચિન્તવન કરવાથી વિશ્વની પ્રત્યેક વસ્તુ દ્રષ્ટિ સમક્ષ આવીને
"ઉપસ્થિત થાય છે. તેનુંજ ધ્યાન-ગાન-સ્તુતિ અને તેજ
"તેજોમય મૂર્તિના ભણકારા પ્રત્યેક શ્વાસોશ્વાસની સાથે મળી
"જઇ અંતરદ્વારા ગર્ભને તેવુંજ શુદ્ધ-સંસ્કારી બનાવે છે.
"અંતરાત્મા એમજ કહ્યા કરે છે કે, અવશ્ય લક્ષ્મી' હવે
"તું સત્વર પુત્રવતી ભાગ્યશાળી જનેતા થશે ! શરીર સંર-
"ક્ષણમાં સાવધ રહેવું ! પરમાત્મા સૌ સારાંવાનાં કરશે !

" પતિ ઉદ્ગારથી પ્રસન્ન થએલી પ્રમદા પરમાનંદ
"અનુભવતાં બોલી:-એતો ઠીક પણ મ્હને મળવા આવશોને?

"ગાંડી! આઠ-દસ દિવસમાં તે કંઈ મળવા અવાયછે ?

" કાન્તના ઉપરોક્ત જવાબથી લક્ષ્મીના કાળજામાં
"ધ્રાસકો પડયો તેણે કહ્યું---ત્યારે શું તમે મ્હારી ખબર
"નહિંજ લ્યો ? આગળ બોલવા જતા લક્ષ્મીના લોચનમાંથી
"અવિલંબે અશ્રુબિન્દુ ખરી પડયાં ! કોણ જાણે કે શું થયું ?
'કાન્તના ખોળામાં મસ્તિષ્ક મૂકી મહાદેવી પ્રેમાશ્રુ વેરવા
લાગી ! વાહ! પતિ દર્શનોત્સુક પૂજ્ય સુન્દરી ! વાહ !

" કાન્ત પણ પત્નીના કાળા-સુંવાળા-ચળકતા શિરો-
કેશપર હાથ ફેરવતાં કહેવા લાગ્યો:—પ્રિયે ! આટલી બધી
અધીરાઇ ? એ તે શું મ્હોટી વાર્તા છે ?

" ત્યારે શું કરશો ? પત્નીએ પ્રશ્ન કર્યો.

" બીજે–ત્રીજે દિવસે તમને પત્ર લખીશ પછી ?

" વ્હાલા ! જો જો ભૂલાય નહિ હોં ? તમેતો પાછા....

" અરેરે ! હજી અણવિશ્વાસ ? નહિ ભુલું ! નિર્ભય રહો

" કાન્તના જવાબથી લક્ષ્મીને કંઇક શાન્તિ વળી ! વાંચક ! વર–વધૂએ બીજી શી વાતચિત કરી તે અમે નથી જાણતા; પણ સમજી લ્યોને કે: " પ્રણયી યુગલની વાતોને તે કઇ વિશ્રાન્તિ મળે છે ? " વાતો કરતાં સાયંકાળ પડી. નયન સુધા વર્ષાવતા કાન્તના ખભે હાથ મૂકી કરૂણામયીએ કહ્યુ–દેવ ! રજા આપશો ? પાઠક ! કહો કાન્ત શું કહે ? પાષાણ તુલ્ય પ્રેમ હિન હૃદય પ્રેમ મહિમા શું જાણે ?

" પ્રેમના પીડા તે કોને કહીએ હો ! મધુકર ! "

" લક્ષ્મી પિયર જવા ઉભી થઇ ! નિસાસા નાખતો કાન્ત માત્ર નીચુંજ જોઇ રહ્યો ! દેવીએ વ્હાલા ! કહી કોમળ કંઠમાંથી કરૂણ ધ્વની કાઢયો ! કોમળાંગીના કરૂણ ધ્વનીએ કાન્તના કુસુમવત કોમળ હૃદય પર વજ્રાઘાત સમ અસર કરી. ઉપરના કૃતિમ હાસ્ય યુક્ત ભાવે કાન્તે અંતરની અસહ્ય વેદનાને અળગી કરી લક્ષ્મીપર દ્રષ્ટિપાત કર્યો ! વિદાય થતી હૃદયેશ્વરીને પોતે હિંમ્મત રાખી પળવાર તો ઉભા થઇને દ્વાર સુધી વળાવવા જવા ઉચિત ધાર્યું ! લક્ષ્મીએ નિસરણીના પ્રથમ પગથિયે પગ મૂક્યો છે ! કાન્તના હાથમાં કામિનીનો કર થરથર કંપે છે ! કાન્ત નીચો નમી પ્રેમચુંબન કરવા જાય છે ! તેજ ઘડીએ બીજું પગથિયું ઉતરવ

જતાં હરિ ! હરિ ! હરિ ! લક્ષ્મીના પાદદ્વય લથડયા ! લક્ષ્મીને મૂર્છા આવી ! ભાગ્યવશાત્ નીચા નમેલા કાન્તની કોટમાં લક્ષ્મીના હાથ ભેરવાઇ ગયા ! કાન્તે પોતાના બેઉ હાથ વતી પ્રિયાને બાથમાં લીધી ! કાન્ત પણ બ્હેબાકળો ત્યાંજ ઉભો રહ્યો ! થોડીવારે લક્ષ્મીને ભાન આવ્યું; અને તરત આંખ ઉઘાડી ! વાહ ! ચતુર્નયનનું મિલન્ થયું ! વાંચક ! તેજ વિકટ પ્રસંગે એકાએક કાન્તના ગળે વળગી, તેના ખભા-પર પોતાના હાથ અને હાથપર મસ્તિષ્ક મૂકી લક્ષ્મી અવિ-રત અશ્રુધારા વરસાવવા લાગી ! સુજ્ઞ વાંચક ! તમે પણ અમારાથી કેટલાક સમયને માટે છૂટા પડતા પહેલાં કહેશો કેઃ પછી એવાજ એક પોચા પ્રેમાળ ભરથારનું શું થયું ? તે સમજવાને સાધારણ અક્કલનીજ જરૂર છે ! વાંચક ! સારી રીતે વગર પરિશ્રમે સમજી શકયા હશો કેઃ રા. કાન્ત એ પણ એક પ્રેમી પુરૂષજ હતો ”! ‘આવો ! બન્ધુ ! જુવોઃ—

“ સંતો ! વિયોગની તો વાતજ ના કરશો ! ”

☞ “ સ્વર્ગ ત્યાં સ્નેહ નહિ, પણ સ્નેહ ત્યાંજ સ્વર્ગ !

પ્રેમની પરાકાષ્ટાએ પહોંચેલા પ્રેમીજનોજ પ્રેમના હૃદયદ્રાવક પ્રસંગોનું અપૂર્વ ચિત્ર જનમંડળ સમક્ષ રજુ કરી શકે છે !!!

